Poetry has many modes and many mansions. It can be direct or oblique, simple or complex, casual or formal, down to earth or other worldly, up to the minute or timeless. And if there is any side of life, any aspect of knowledge or experience, which is not a fit and proper subject for poetry, I have yet to find it.

– NORMAN NICHOLSON

## છિન્નભિન્ન □ જગદીશ જોષી

હું એકાગ્ર ચિત્તે વાંચું છું.
સામેની બારીનો રેડિયો
મારા કાનમાં કંઈક ગર્જે છે.
દીવાલ પરનું ઇલેક્ટ્રિક ઘડિયાળ
વર્તમાન સાથે ઘસાતું ચાલે છે.
ટ્યૂબલાઈટનું સ્ટાર્ટર
તમરાંનું ટોળું થૈ કલસ્યા કરે છે.
ઉઘાડા પડેલા દરવાજાની ઘંટી
ડચકાં ભરતી ભરતી રણકે છે.
ઘરનો નોકર દૂધવાળા જોડે
અફવાઓની આપલે કરે છે.
પડોશણનો અપરિચિત ચહેરો
કુથલીના ડાયલ ફેરવે છે.
રસ્તા પરનો નાહકનો ઝઘડો
બારી વાટે મારા ઘરમાં પ્રવેશે છે.
ઓચિંતો ફ્યૂઝ જતાં, લાઈટ
અંધારું થઈને પથરાઈ જાય છે.
મારો આખો માળો અંધારો ધબ્...
નીચલે માળથી વ્યાસ બૂમ પાડે છે.:
'કાલિદાસ! તુકારામ! અલ્યા નરસિંહ! અરે, કોઈ
ઇલેક્ટ્રિશિયનને તો બોલાવો!"
બાજવાળાં મીરાંબેન સ્વસ્થ અવાજે કહે છે:
"અરે, ગિરિધર! સાંભળે છે કે, –
પહેલાં મીણબત્તી તો લાવ ..."
અને –
મારી ચાલીમાં
મારા માળામાં
મારા ઘરમાં
મારા દેશમાં
મીણબત્તીની શોધાશોધ ચાલે છે.........

## શું છે ત્યાં આજે, જ્યાં વૃક્ષ હતું.... ☐ ઉમાશંકર જોશી

શું છે ત્યાં આજે,
જ્યાં વૃક્ષ હતું
એકવાર ?
અવકાશ શૂન્ય ?
હવા પારદર્શક ?
ના.

ચાલ્યો સીધો જાઉં.
ઓ ભટકાયો - એવું મનને
ભાસે કાંઈ સઘન, માર્ગમાં.

પેલું આવે શરગતિએ કો વિહંગ ...
એય તે

ખમચાયું ક્ષણ શૂન્યવચાળે
ડાળે જાણે બેઠું ?
બેઠું - ના- બેઠું જાણે
ને વૃક્ષ-આકૃતિ અંકિત કરતું ગયું શૂન્યમાં.

વિશ્વ કોઈ મુજ,
નીડ બનીને
ઝૂલ્યાં કરશે હવે ચિરંતન
એ આકૃતિની લઘુ હથેળીમાં.

## હવે એક વખત □ વિપિન પરીખ

એક વખત અમે એકમેકને ખૂબ પ્રેમ કરતાં.
હું ઑફિસે જતો ને એનું મોં ઢીલું થઈ જતું.
હું પાછો ફરતો ત્યારે લઈ આવતો ગજરો, વેણી, ફૂલ ...
એનું ગમતું મને કબૂલ.
ને પગારને દિવસે હું એને રેશમથી વીંટી દેતો.
સાંજ પડે કે
એનો જીવ બાલ્કનીમાં ભરાઈ જતો.
મને મોડું થઈ જતું તો એ આકુળ થતી.
ને ચિંતાથી સજળ એની આંખો મને ઠપકો દેતી.
હું અપરાધી ... વ્યથિત થતો ...

હવે
સાંજને ટાણે મારગ ઉપર એની નજર
પથરાઈ રહેતી નથી;
હું
ઑફિસેથી વહેલો આવતો નથી.

□

**વાંસજાળ (બાશો)***

ટહુકે કોયલ
ઊંચા વાંસજાળથી
ચાંદની ચૂવે.

**ઝંઝાવાત શમ્યો (શિકિ)***

ઝંઝાવાત શમે –
એકલ તરુ પે સાંધ્યતેજ
ઘુવડચિત્કાર ભમે.

* આ અંકમાંનાં જાપાનીઝ હાઈકુઓનો અનુવાદ શ્રી હરિવલ્લભ ભાયાણી

## ચાર ગઝલ □ મનોજ ખંડેરિયા

અસ્તિત્વને ટકાવવાનું ક્યાં સરળ હતું
ધુમરાતું ચારે બાજુ સમયનું વમળ હતું

ધીરજ ધૈર્યનો સાવ બરફ ઓગળી ગયો
પણ હોઠ પરનું મૌન તો કાયમ અચળ હતું

પગ તો હતા પહાડ છતાં થઈ હતી ગતિ
એવું ધકેલનાર મને કોનું બળ હતું

આકાર રંગ સ્વાદ ન જ્યાં કોઈ ચીજને
જેને સીમાઓ છે જ નહીં એવું સ્થળ હતું

વચ્ચે હું કોઈ બેટ સમો એકલો હતો
ને મારી ફરતું લાગણીનું ઊંડું જળ હતું

સઘળી ક્ષિતિજો પાર ઊગે જેનો સૂર્ય તે
મારા નયનમાં કોઈ સ્મરણનું કમળ હતું

આ ઘર દીવાલ ગામથી ફેંકાયો ક્યાંય દૂર
ખેંચાણ કોઈ શબ્દનું એવું પ્રબળ હતું.

□

વાત અટકી ગઈ અહીંથી ગંધની
ફૂલ સાથેના ઋણાનુબંધની

આ ઘટા અંધારની ઘનઘોર છે
દૃષ્ટિ જાણે વિસ્તરી છે અંધની

ભાર યુગનો ઊંચકી ચાલી શકે
શક્તિ શી નાજુક પળોના સ્કંધની

ફૂલની આશા હવે શું રાખવી
ડાળ તૂટી ગઈ બધા સંબંધની

રેશમી અવસાદ વીંટાઈ વળ્યો
આજુબાજુ યાદ બાજુબંધની.

□

હું સ્મરણના શ્વાસમાં ખોવાઈ જઉં
પળના બાહુપાશમાં ખોવાઈ જઉં

હું મને અંધારના રસ્તે મળ્યો
હું હવે અજવાસમાં ખોવાઈ જઉં

તેજની એવી મને લાગી તરસ
હું સૂરજની પ્યાસમાં ખોવાઈ જઉં

કોઈના હળવા પડ્યા પગલાં સમો
હું સમયના ઘાસમાં ખોવાઈ જઉં

કોઈ ખેંચી લ્યો ક્ષિતિજ પરથી મને
હું નર્યા આભાસમાં ખોવાઈ જઉં.

□

આવી જાશે ઝંખનાઓ જોરમાં
તું બુઝાતી શગ ફરી સંકોર મા

હું ફલકનું શ્વેત કોરું મૌન છું
મહેરબાની કર, કશુંયે દોર મા

બાજુમાં ભીનાશ જેવું કોણ છે
આટલી કુમળાશ કાં બપ્પોરમાં

યાદ છે કે લીમડાની ડાળ છે
આંખ ચોંટી છે ઉગેલા મ્હોરમાં

ચૈત્રના દિવસો ફરી આવી ગયા
વેદના જાગી પડી ગુલમ્હોરમાં.



## તમને □ બરકત વીરાણી

સતત ઝંખ્યા કરે છે રાતદિન મારું હૃદય તમને,
થશે તમનેય આવું, થઈ જશે જ્યારે પ્રણય તમને.

હું તમને સાથ દેવા એટલા માટે જ આવ્યો છું,
કદી લાગે ન મારી જેમ એકલતાનો ભય તમને.

મહોબ્બતમાં મને મારો જ આ સદ્‌ગુણ નથી ગમતો,
કશું કહેવા નથી દેતો કદી મારો વિનય તમને.

મને એથી જ કંઈ યે દુ:ખ નથી મારા પરાજયનું,
ખુદાની પાસ મેં માગ્યું હતું - આપે વિજય તમને.

જગતમાંથી હવે હું જાઉં છું સર્વસ્વ છોડીને,
તમે આવો તો સોંપી જાઉં હું મારું હૃદય તમને.

જીવનને જીવવાની તો કદી નવરાશ પણ નહોતી,
મળ્યો કેવી રીતે બેફામ મરવાનો સમય તમને?

## બે ગઝલ □ મનોહર ત્રિવેદી

દિશાહીન સમય થઈ ફર્યે જાઉં છું હું
ખોડંગાતે રસ્તે સર્યે જાઉં છું હું

શ્વાસોમાં મૃત્યુ ભર્યે જાઉં છું હું
પળેપળ પળેપળ મર્યે જાઉં છું હું

સપાટી ઉપર તો તરી ખૂબ થાક્યો
ઊંડે ડૂબવાને તર્યે જાઉં છું હું

થતું વૃક્ષ વયનું હમેશાં જ સૂકું
અને પર્ણપર્ણે ખર્યે જાઉં છું હું

નથી કોઈ કારણ આ મારી જલનનું
નિ:સાસે નિ:સાસે જલ્યે જાઉં છું હું

નહીં મૂલ્ય મારે મન કો સ્મરણનું
હવે વિસ્મરણને સ્મર્યે જાઉં છું હું.

□

દ્વાર એનું શોધતાં જ્યાં ત્યાં નયન ભટક્યાં કરે
સાંજની સૂની ઉદાસી લઈ પવન ભટક્યાં કરે

યાદના ટૌકા મૂકી એ પંખી તો ઊડી ગયાં
સૂરનો લઈ ભાર ક્યાં વેરાન વન ભટક્યાં કરે

સૂર્યના સ્પર્શે ન મારી વેદના પામી કશું
રાતની સાથે હવે ભોળાં સપન ભટક્યાં કરે

હોઠ પર ઝૂરી મરી આ અન્તમાં મારી તરસ
ઝાંઝવાં પાછળ છતાં મારાં ચરણ ભટક્યાં કરે

કો'ક મોજું લઈ ગયું ત્યાં મીન, કાંઠે તરફડે
એમ હડસેલાઈ આંસુથી નયન ભટક્યાં કરે.

## બે કાવ્યો □ અરવિંદ ભટ્ટ

ઘાસમાં બેસીને
મિત્ર સાથે કાવ્ય–મીમાંસા કરતાં કરતાં
કેટલાંયે તણખલાં તોડી નાખતાં
હવે મને કંઈ જ સંવેદન થતું નથી.
ઝરમર વરસાદમાં
ખોરડા પર હારબંધ બેસી
પેટમાં માથું ખોસી પલળતાં પારેવાંને જોઈને
હવે હું ભીંજાતો નથી.
પ્લેટમાં પડેલા ઈંડાને ખાતાં પહેલાં
હવે મને તેમાંથી
કુકડૂ ... કૂ ... અવાજ સંભળાતો નથી.

### મને લાગે છે કે

મારામાંનો કવિ ક્યાંક ભાગી ગયો છે,
હવે મારામાં માત્ર માણસ જ વસે છે.

માણસ જેવું વસતું હોય
તો પણ આ વખતે મને કંઈક તો થાય જ.

મને લાગે છે કે
હવે મારામાં માણસ જેવું યે કંઈ વસતું નથી.

□

હવે
પતંગાઓ ભમે છે
ટ્યુબલાઈટોની આસપાસ,
'ને મીણબત્તીઓ
પતંગા જેવું કંઈ છે કે નહિ
– એમ વિચારતી વિચારતી
બુઝાતી રહે છે.

## અમે ય □ મુરલી ઠાકુર

વાત તો અમે ય કરીએ છીએ,
ફૂલોએ કહ્યું.
પવન તો અમે ય ઢોળીએ છીએ.
વૃક્ષોએ કહ્યું.
વ્હાલ તો અમે ય કરીએ છીએ,
વેલીએ કહ્યું.

વિશ્રામ તો અમે ય આપીએ છીએ,
મંદિરોનાં ઘુમ્મટે કહ્યું.
શાન્તિ તો અમે ય આપીએ છીએ,
સ્મશાને કહ્યું.

ને, હું ત્યાં જ બેસી ગયો !

☐ આદિલ મન્સૂરી

શેકાતી મકાઈની મ્હેકથી
છલકે છે પવનનાં ફેફસાં
સિગરેટનો ધૂમાડો
ચ્હાની વરાળ
અને તળેલા પાપડનો સ્વાદ
ગોગલ્સ પાછળ પણ આંખો જ હશે
ને હશે કોઈ રડયું ખડયું સ્વપ્ન
હથેલીમાં પેટ્રોલનું ટીપું
ને ધોધમાર વરસાદ
કાગળની હોડીઓમાં બેસી
નીકળ્યા છે લોકો
નવી દુનિયાની ખોજમાં
લોકો લોકો લોકો લોકો
હોંશે હોંશે ચાવે છે મકાઈ
હોંશે હોંશે હોંશે.

નિહાળું ☐ નલિન રાવળ

આંખ
ને
આકાશ–
માં
અંધાર એકાકાર થઈ
ચોમેર મારી બહાર
ને
અંદર
ઊંડે પથરાય
હું
અંધારમાં અંધારને પામી બનું અંધારમય
ત્યાં ......
આંખમાં–આકાશમાં
સઘળે
નિહાળું
તેજનો આકાર રચતો સૂર્યનો અવકાશવ્યાપી છંદ.

# ગયાં વર્ષો —

ગયાં વર્ષો તે તો ખબર ન રહી કેમ જ ગયાં!
ગયાં સ્વપ્નોલ્લાસે, મૃદુ કરુણહાસે વિરમિયાં!
ગ્રહ્યો આયુમાર્ગ સ્મિતમય, કદી તો લયભર્યો;
બધો જાણે નિદ્રા મહીં ડગ ભર્યું એમ જ સર્યો!
ઉરે ભારેલો જે પ્રણયઅગર, ના ગંધ ક્ષણ દે,
સ્ફુર્યો કાર્યે કાવ્યે, જગ-મધુરપો પી પદપદે
રચી સૌહાર્દોનો મધુકુંજ અવિશ્રાન્ત વિલસ્યો.
અહો હૈયું! — જાણે બિખાતર તણો પંથ જ રસ્યો.

ન કે નાખ્યાં માર્ગે વિઘ્ન, વિષમ આઘાત, અદયા
અસત્ સંયોગોની; પણ સહૃદય સંજીવન થયાં.
ભળ્યા કો સંકેતે કુસુમ સમ તે કંટક ઘણા,
તિરસ્કારોમાંયે કહીંથી પ્રગટી ગૂઢ કરુણા.
પડે દૃષ્ટે, ડૂબે કદીક શિવનાં શૃંગ અરુણાં,
રહ્યો ઝંખી, ને ના ખબર વરસો કેમ જ ગયાં!

જુલાઈ ૨૭, ૧૯૫૨-૫૩

ઉમાશંકર જોશી

# રહ્યાં વર્ષો તેમાં —

રહ્યાં વર્ષો તેમાં હૃદયભર સૌન્દર્ય જગનું
લભ્યા પી લે; ખીલે મુખ દૂર રખે, સાત ડગનું
કદી લાધે જે જે મધુર રચી લે સખ્ય અહીંયાં :
નથી તારે માટે અવર જ નિરમી 'દુજી' દુનિયા.
—અહો નાનારંગી અજબ દુનિયા! શે સમજવી?
તને ભોળા ભાવે ઝરું પલટવા, જાળીં પસરી;
અહંગતામાં હા પગ, ઉપરથી, જાય લપટી!
વિસારી હુંને જો વરતું, વરતે તું મધુરવી.—

મને આમંત્રે આ મૃદુલ તડકો, દક્ષિણ હવા,
દિશાઓનાં હાસો, ગિરિવર તણાં શૃંગ ગરવાં;
નિશાખૂણે હૈયે શશિકિરણનો આસવ ઝમે;
જનોત્કર્ષ-હ્રાસે પરમ ઋતલીલા અભિરમે.
—બધો પી આકંઠ પ્રણય, ભુવનોને કહીશ હું:
મળ્યાં વર્ષો તેમાં અમૃત લઈ આવ્યો અવનિનું.

જુલાઈ ૨૧, ૧૯૫૨-૫૩

ઉમાશંકર જોશી

## શીખ □ રાજેન્દ્ર શાહ

આંબાની છાંયમાં તું બપ્પોરા ગાળજે ને
પાણી પીજે વાવડીનાં;
લૂમાં ન આઘો તું થાજે વેરાનમાં
કસંબ દઉં ગૌર ગાવડીના…

પાવે લ્હેરાય તારો પોરાનો પ્હોર
કોઈ ટહુકો ત્યાં ડાળથી દેશે;
એનાં એંધાણ ના અલાય કોણ આવે ત્યાં
કાયના કેવાય તે વેપે:
ગોળ તો ઘણેરો ગળ્યો હોય પણ ઊં… હું…
આ શેણે રે સ્વાદ રાબડીના?…

નવરાં નેધણીઆંની એલફેલ ગોઠડીમાં
વાડી ન મેલજે રેઢી;
ગામનો કૂવો ન, મને ગમતી ખેતરવાની
નીતર્યાં નવાણની શેઢી.
આવું તો આવું, જરી અંબોડે ફૂલ બે
રોપું રૂપેરી દાવરીનાં…

મનમાં જે હોય તે બધું ય ના બોલાય
હોઠ મૂંગા ન આંખના ઇશારે;
દુનિયાનો ડોળનાર ઘેલાંથી યે ઘર
મેલ્યું ના જાય કેં વિસારે.
કાળજાને કંપ આખો ભવ આ ઓવારીએ
રે બીજી કેં વાત આવડી ના…

## જીવન જમુના કેરા ઝરે □ સરોદ

જીવન જમુના કેરા ઝરે
– મરે રે મરે –
કાલિય કાળો કેર રે કરે.

ઘોર ફૂંકારે જલદ વાયુ;
ટકશે હવે કેમ રે આયુ?
પ્રાણે પ્રાણે નાડે નાડે
મત્ત પ્રચંડ થઈ એ ફરે.
કાલિય કાળો કેર રે કરે.

ટકતું દેખી ખોળિયું, રીસે
ફેણ એની હૈયાને ભીંસે;
ઓકતો વખ એ જાય કે મોંએ
કાળપ એની કાળ શી તરે.
કાલિય કાળો કેર રે કરે.

હસતાં તો યે નેણલાં રહે,
રૂપ હરિનું સ્મરતાં સહે,
કહેતાં જાણે કાલિય કેરું
હોય ગજું તો તેજ આ હરે.
કાલિય કાળો કેર રે કરે.

વાત કરે કે ભીંસતો ભારે
કાલિગો ક્ષણ એકમાં હારે;
નાચતા લાગે નાગફણા પર
સાંવર સ્નેહ સરોદના સ્વરે.
કાલિય કાળો કેર શું કરે?

## PRAYER BEFORE BIRTH

I am not yet born; O hear me.
Let not the bloodsucking bat or the rat or the stoat or the
club-footed ghoul come near me.
I am not yet born, console me.
I fear that the human race may with tall walls wall me,
with strong drugs dope me, with wise lies lure me,
on black racks rack me, in blood-baths roll me.
I am not yet born; provide me
With water to dandle me, grass to grow for me, trees to
talk
to me, sky to sing to me, birds and a white light
in the back of my mind to guide me.
I am not yet born; forgive me
For the sins that in me the world shall commit, my words
when they speak me, my thoughts when they think me,
my treason engendered by traitors beyond me,
my life when they murder by means of my
hands, my death when they live me.
I am not yet born; rehearse me
In the parts I must play and the cues I must take when
old men lecture me, bureaucrats hector me, mountains
frown at me, lovers laugh at me, the white
waves call me to folly and the desert calls
me to doom and the beggar refuses
my gift and my children curse me.

I am not yet born; O hear me
Let not the man who is beast or who thinks he is God
come near me.
I am not yet born; O hear me,
With strength against those who would freeze my
humanity, would dragoon me into a lethal automaton,
would make me a cog in a machine, a thing with
one face, a thing, and against all those
who would dissipate my entirety, would
blow me like thistledown hither and
thither or hither and thither
like water held in the
hands would spill me.
Let them not make me a stone and let them not spill me.
Otherwise kill me.

**LOUIS MACNEICE**



## તમે □ અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

તમે હાથમાં હાથ લીધો. મેં જોયું. મારા હાથમાં બેડી.
તમે હસ્યા. અવાજના ખીલા મારા શરીરમાં ખોડાઈ ગયા.
તમે માથે હાથ મૂક્યો. કાંટાળો તાજ રક્તથી રંગાઈ ગયો.
તમે જતાં જતાં કહેતા ગયા: તું ઈશુ નથી.

તમે હાથ મિલાવ્યો. મારા હાથમાં પારિજાત. તમે હસ્યા.
ધરતી પર વર્ષાનાં છાંટણાં. મારે અંગે રોમાંચ. તમે માથે
હાથ મૂક્યો. આંખ સામે અદ્ભુત દૃશ્યો ખૂલતાં ને
ખૂલતાં ને ખૂલતાં ચાલ્યાં. જતાં જતાં તમે કહેતા ગયા:
હું ઈશુ નથી.

વૉર્ડ નં. ૬ ઓર્થેપિડિક્સ □ ગ્રેસ

[મરાઠી કવિતા]

ગીતા રૉયના અવાજમાં ચાકુનું રેશમી
ઝળઝળતું પાનું
અસંખ્ય સાદના આર્તપણાના અંતઃકરણ પર
ફરફરતાં શિશુ-ઝુલ્ફાં
આ બુઝાતી આંખોની સામે પ્રતિબિંબને
તોળી રાખનારી કેરળની નર્સ
તેની આંખમાં એક ક્ષણમાં દેખાય છે
કન્યાકુમારીના રંગીન સૂર્યનો ઉદયાસ્ત ...
અમારા જમણા પગનાં બે હાડકાં ભાંગી ગયાં છે.
કેવળ શારીરિક દુઃખની અપ્રતિમ વેદનાઓ
દુશ્મનના રસ્તે જાય નહીં.
એથી અમે લીધી.
લાગે છે આ યાતનાના વૈકુંઠમાં
આપી દઉં નારિયેળને આલિંગન
વેદનાનો સર્વસ્પર્શી ઑર્કેસ્ટ્રા મગજના કાચ પર
ઇન્ગ્રિડ બર્ગમનની આંસુમાં વહી જનારી
પ્રતિમા રચી જાય છે;
જમણા પગનાં બન્ને હાડકાં તૂટયાં છે અને
ઓરડીના બારણે બાવીસ સપ્ટેમ્બરની વિસરાયલી
સંધ્યાની આંગળી પકડીને કેરળની નર્સ
તેના સ્તનનું મીનાક્ષી મંદિર રકતમાં
ચકચકતું ......
રા ... મ ...... રામ ......
"યહ વહી દર હૈ જહાં આબરૂ નહીં જાતી."
ઘોડાનું પ્રચંડ દળ અંધારા સામે દોડતું ગયું ......
તેમ સરકી સર્વ ઇમારતો.
આવો વરસાદ ક્યારેય પડયો નહોતો ......
દુઃખવાદી તારી અભિજાત યાદ અંગ પર ઑવ્હરકોટ
પહેરીને સ્મશાન કને જનારી ......



હરીન્દ્ર દવે

## કળાણુ પાસે શાંત રહેવા કવિઓ સંમત થાય છે

તેઓ પોતાના હાથ પોતાના મોઢા પર ધરે છે
અને જળ વિસ્તાર સામે તાકી રહે છે.
કહી શકાય એ બધું જ અગાઉ કહેવાઈ ચૂક્યું છે:
જળઝાડીમાં સારસના પગ જેવી તેજલકીરો,
નીચે કાદવ, એથી પણ નીચે દેડકાઓ,
એથી જ કવિઓ કદાચ શાંતિ જાળવશે.
પરંતુ એમના હાથ આડેથી પણ એમનાં મોંના ખૂણાઓ ખેંચાય છે
તેઓ સાંજના અંધકારમાં કોણી ફંગોળે છે
નીચા વળે છે અને શરૂ કરે છે પુરાણો કણસાટ.



*Devid Wagoner*

TO BE QUIET BY THE SWAMP

THE POETS AGREE

They hold their hands over their mouths
And stare at the stretch of water.
What can be said has been said before :
Strokes of light like herons' legs in the cattails,
Mud underneath, frogs lying even deeper.
Therefore, the poets may keep quiet.
But the corners of their mouths grin past their hands.
They stick their elbows out into the evening,
Stoop, and begin the ancient croaking.



રાજેન્દ્ર શુક્લ   નીતિન મહેતા

## ઍલિયટનું અંતિમ કાવ્ય ☐ નિરંજન ભગત

લૉર્ડ ક્લૅવર્ટને પોતાનું દ્રોહનું, દંભનું, છલનાનું, વંચનાનું, પ્રતારણાનું જીવન આગળ લંબાવવા પુત્ર Michael–માઈકલ પર પોતાનું વર્ચસ્ જમાવ્યું છે. માઈકલ નાનો હતો ત્યારે પ્રૅપ સ્કૂલમાંથી ચોરી કરવા બદલ હેડમાસ્ટરે એને બરતરફ કર્યો હતો. પછી એ પિતા લૉર્ડ ક્લૅવર્ટનની જેમ ઑક્સફર્ડ ગયો હતો. એ લૉર્ડ ક્લૅવર્ટનનો પુત્ર હતો એથી એની સાખ હતી. વેપારીઓ એને જે જોઈએ તે ઉધાર આપતા હતા. એ બિલો ચૂકવતો ન હતો, દેવાં કરતો હતો. ત્યાંથી પણ આવા જ કોઈ કારણોથી 'આવા પિતાના પુત્ર પાસેથી અમે આવી આશા રાખી ન હતી' એવો ઠપકો આપીને એના ટયુટરે એને બરતરફ કર્યો હતો. પછી લૉર્ડ ક્લૅવર્ટને પોતાના મિત્ર સર આલ્ફ્રેડ વૉલ્ટરની ઑફિસમાં નોકરી અપાવી હતી. આ નોકરીમાં એ માંડ બે વર્ષ રહ્યો એ દરમિયાન એને ગાડીનો એક અકસ્માત કર્યો હતો. એ માત્ર એક ઝાડ સાથે અથડાયો હતો એવો એનો દાવો હતો. જ્યારે એણે કોઈ મનુષ્યને ચગદી નાખ્યો હતો એવો એના પિતાને વહેમ હતો. એણે સર ઑલ્ફ્રેડની ઑફિસમાં એની સાથે નોકરી કરતી છોકરી સાથે રસ પડે એવા કામને અભાવે નિરસતાથી કંટાળીને માત્ર દિલ બહેલાવવા અને સમય પસાર કરવા એક લફરું કર્યું હતું. અહીં પણ એ લૉર્ડ ક્લૅવર્ટનનો પુત્ર હતો એથી એની સાખ હતી. એથી વેપારીઓ એને જે કંઈ જોઈએ તે ઉધાર આપતા હતા. એ દરજી આદિનાં બિલો ચૂકવતો ન હતો, દેવાં કરતો હતો. વળી એ સટ્ટો પણ કરતો હતો. એમાં એણે પૈસા ખોયા હતા. એ ચૂકવવા એણે ધીરધાર અને વ્યાજવટું કરનાર વેપારી પાસેથી બે વર્ષ પછી પાછા આપવાની શરતે વ્યાજે પૈસા ઉધાર લીધા હતા. સરવાળે એણે ખાસ્સું દેવું કર્યું હતું. આ બધાનું મૂળ એના પિતા અને પિતાનું નામ. એ લૉર્ડ ક્લૅવર્ટનનો પુત્ર છે. પરિણામે એ પિતાને અને પિતાના નામને ધિક્કારે છે. પોતે લૉર્ડ ક્લૅવર્ટનનો પુત્ર છે એ પોતે ભૂલી જવા માગે છે અને જગતને ભુલાવવા માગે છે. પોતે કુટુંબનો, સમાજનો, વતનનો ત્યાગ કરવા માગે છે. ક્યાંક, જ્યાં પોતે પોતાને નામે, પોતાને બળે જીવી શકે ત્યાં ચાલ્યો જવા માગે છે. પોતાનું નામ બદલવા માગે છે. લૉર્ડ ક્લૅવર્ટને પોતાના સ્વાર્થ ખાતર એના વ્યક્તિત્વનો, એના સ્વત્વનો હ્રાસ કર્યો છે. એના સત્યનો નાશ કર્યો છે. લૉર્ડ ક્લૅવર્ટને માઈકલ સમક્ષ પોતાની સમાજમાં ઉચ્ચત્તમ સ્થાને વિરાજતી જાહેર જીવનની મહાન પ્રસિદ્ધ પ્રભાવશાળી વ્યક્તિરૂપે નૈતિકતાની અનુકરણીય એવી આદર્શ ચારિત્ર્યમૂર્તિ સર્જી છે. પોતે અને પોતાના વતી સર ઑલ્ફ્રેડ માઈકલના ચારિત્ર્યના સંરક્ષક છે. પોતે જે જે બધું કર્યું છે તે માઈકલ કરશે, પોતે જેવા થયા છે એવો માઈકલ થશે અને તો પોતાનું જે દ્રોહનું, દંભનું, છલનાનું, વંચનાનું, પ્રતારણાનું જીવન છે એનું પુનરાવર્તન થશે

એવો એમને ભય છે, એવી એમને શંકા છે. એથી માઈકલના કલ્યાણ માટે એમણે મ્હોરું પહેર્યું છે, માઈકલના ભલા માટે એમણે વેશ ભજવ્યો છે. એ દ્વારા પોતે જે નથી તે છે અને જે છે તે નથી એવું પોતાની જાત સમક્ષ અને માઈકલ સમક્ષ પુરવાર કરવાનો એમનો ઉગ્ર પ્રયત્ન છે. પોતે જે જે નથી કર્યું, નથી કરી શક્યા તે બધું માઈકલ કરે અને પોતે જે જે કંઈ કર્યું છે તે બધું માઈકલ ન કરે એવો એમનો તીવ્ર મોહ છે. પણ કરુણ કટાક્ષ અને વિધિવક્રતા તો એ છે કે માઈકલ બરોબર પોતાના જેવો જ થયો છે, પોતે માઈકલની વયના હતા ને પોતે જે જે કર્યું હતું તે બધું જ માઈકલે કર્યું છે. વળી આ પ્રયત્નમાં, આ મોહમાં એમને મ્હોરું પહેરવું પડ્યું છે, વેશ ભજવવો પડયો છે. એમ એમનું પોતાનું દ્રોહનું, દંભનું, છલનાનું, વંચનાનું, પ્રતારણાનું જીવન બેવડાયું છે, એનું પુનરાવર્તન થયું છે, એને એક વધુ વળ ચડયો છે. અને છતાં પોતાનું આવું જીવન આગળ લંબાવવા એમણે માઈકલ પર વર્ચસ્ જમાવ્યું છે, પોતાનું નામ અને પોતાનું પદ, પોતાની પદવી ટકાવવા માઈકલને પકડી રાખ્યો છે. લૉર્ડ ક્લૅવર્ટને માઈકલનો ઉપયોગ કર્યો છે. એક મનુષ્ય અન્ય મનુષ્યનો ઉપયોગ કરે એના જેવું મહાન કોઈ અન્ય પાપ નથી. ફરી એકવાર લૉર્ડ ક્લૅવર્ટને આ પાપ કર્યું છે. લૉર્ડ ક્લૅવર્ટનના જીવનનું આ પાંચમું પાપ છે. એથી લૉર્ડ ક્લૅવર્ટનનો માઈકલ સાથેનો પુત્ર સાથેનો સંબંધ શક્ય નથી.

લૉર્ડ ક્લૅવર્ટન મૉનીકાનો નિસ્વાર્થ અને નિર્દોષ પ્રેમ પામ્યા છે. પણ એ સતત, ક્ષણેક્ષણ દ્રોહનું, દંભનું, છલનાનું, વંચનાનું, પ્રતારણાનું જીવન જીવ્યા છે. એમણે જીવન-ભર મ્હોરું પહેર્યું છે, Part – વેશ ભજવ્યો છે. પોતે જે છે તે નથી અને જે નથી તે છે એવો pose, pretence – દંભ કર્યો છે. એથી એ મૉનીકાને માટે માનનીય, આદરણીય, પૂજનીય મૂર્તિ છે. પણ પોકળ, પોલી મૂર્તિ છે, મિથ્યા મૂર્તિ છે, અસત્ય મૂર્તિ છે, એથી એ પ્રેમ એમની જૂઠી જાતને પહોંચ્યો છે. એ પ્રેમ એમની સાચી જાતને પહોંચ્યો નથી. એક તો એમણે મૉનીકા સમક્ષ સતત, ક્ષણે-ક્ષણ, જીવનભર આ જૂઠી જાત જ પ્રગટ કરી છે એ એમનો દ્રોહ છે, દંભ છે, એ એમની છલના છે, વંચના છે, પ્રતારણા છે. એટલું ઓછું હોય તેમ મૉનીકાના મૂર્તિપૂજાના સ્વરૂપના આ પ્રેમ દ્વારા, આદર દ્વારા પોતાની આ જૂઠી જાત એ સાચી જાત છે એવું પોતાને મનાવવાનો-ઠસાવવાનો પ્રયત્ન કર્યો છે. આ પ્રયત્નમાં એમણે જે મ્હોરું પહેર્યું છે, જે વેશ ભજવ્યો છે એમાં એમનું પોતાનું દ્રોહનું, દંભનું, છલનાનું, વંચનાનું, પ્રતારણાનું જીવન બેવડાયું છે, એનું પુનરાવર્તન થયું છે, એને એક વધુ વળ ચડયો છે. લૉર્ડ ક્લૅવર્ટને મૉનીકાનો ઉપયોગ કર્યો છે. એક મનુષ્ય અન્ય મનુષ્યનો ઉપયોગ કરે એના

જેવું મહાન કોઈ અન્ય પાપ નથી. ફરી એક વાર લૉર્ડ ક્લૅવર્ટને આ પાપ કર્યું છે. લૉર્ડ ક્લૅવર્ટનના જીવનનું આ છઠ્ઠું પાપ છે. જેણે પોતાનો નિ:સ્વાર્થ અને નિર્દોષ પ્રેમ એમને અર્પ્યો છે એની સામે આ પાપ છે એથી આ પાપ સૌ પાપોની પરાકાષ્ઠા-રૂપ પાપ છે. એથી લૉર્ડ ક્લૅવર્ટનનો મૉનીકા સાથેનો, પુત્રી સાથેનો સંબંધ શક્ય નથી.

લૉર્ડ ક્લૅવર્ટનના જીવનનાં સૌ પાપો એ જાણે કે એમણે ગાડી ઊભી રાખી ન હતી, એ ભાગી ગયા હતા એમાં એમણે જે પ્રથમ પાપ, આત્મદ્રોહનું પાપ, આત્મા સામેનું પાપ કર્યું હતું એનું જ અનુસંધાન છે, એનું જ પુનરાવર્તન છે. આમ, આ સૌ પાપો તે અંતે તો એક જ પાપ છે અને તે આત્મા સામેનું, પરમાત્મા સામેનું, પરમેશ્વર સામેનું પાપ.

લૉર્ડ ક્લૅવર્ટન જાહેરજીવનમાં, રાજકારણમાં પાર્લમેન્ટના સભ્ય થયા પછી એમનું વય પચાસનું થાય તે પૂર્વે એમને પ્રધાનપદ અર્પણ કરવામાં આવ્યું હતું. એ દ્વારા એ કદાચને સર્વોચ્ચ સ્થાને–વડા પ્રધાનપદે–પણ વિરાજી શક્યા હોત. પણ એમણે રાજકારણનો ત્યાગ કર્યો, એમાંથી વહેલા નિવૃત્ત થયા. અને city-બૅંકમાં ડીરૅક્ટર થયા, કંપનીઓના ચૅરમૅન થયા, લૉર્ડનું પદ પામ્યા અને સાઠ વર્ષની વયે તો જાહેરજીવનમાંથી નિવૃત થયા. કારણ પક્ષાઘાતનો હુમલો, માંદગી. કારણ જો જાહેરજીવનમાં હજુ ચાલુ રહે તો કદાચ બીજો હુમલો થાય એથી એમના ડૉક્ટર Solby-સૅલ્બીની વહેલા નિવૃત્ત થવાની આગ્રહપૂર્વકની સલાહ. જોકે ગોમેઝ અને માઈકલ બન્ને સૂચવે છે કે લૉર્ડ ક્લૅવર્ટનમાં આવડત ન હતી, લાયકાત ન હતી. માત્ર પિતાનો પૈસો અને પત્નીની લાગવગ–આ બેના બળે એમણે રાજ-કારણમાં અને જાહેરજીવનમાં કારકિર્દી અને કીર્તિ, સત્તા અને સફળતા મેળવી હતી. ગોમેઝ અને માઈકલ બન્ને માંદગી અને ડૉક્ટરની સલાહનો નિવૃત્તિના કારણ તરીકે અસ્વીકાર કરે છે, એને બહાનું માને છે. ગોમેઝ માને છે કે કોઈ ગંભીર ભૂલને કારણે એ નિવૃત્ત થયા હતા. અને માઈકલ માને છે કે રાજકારણમાં એ અસ્વીકાર્ય હતા એ કારણે એ નિવૃત્ત થયા હતા અને રાજકારણમાંથી માનભેર નીકળી જવા તથા પત્નીના કુટુંબથી પોતે ઊતરે એવા નથી એ બતાવી આપવા એમણે લૉર્ડનું પદ મેળવ્યું હતું. ડૉક્ટર સૅલ્બી જાણે છે કે લૉર્ડ ક્લૅવર્ટનનું મૃત્યુ નિશ્ચિત અને નિકટ છે. એથી એણે એમને ગ્રામપ્રદેશમાં જ્યાં હૉસ્પિટલનું નહીં પણ હૉટેલનું, રોગનું નહીં પણ આરોગ્યનું વાતાવરણ હોય એવા કોઈ સ્થળ – Badgley Court–બૅજ્લી કોર્ટ – માં આરામ લેવા જવાની સલાહ આપી છે. એ ત્યાંથી કદાચ જીવતા તો પાછા નહીં આવે પણ ત્યાં ઉત્સાહનું વાતાવરણ હોય તો સહેજ વધુ જીવે એવું ડૉક્ટર સૅલ્બી માને છે. વળી એ એવું પણ માને છે કે લૉર્ડ ક્લૅવર્ટન પોતે જાણે-સમજે છે એથી વધુ માંદા છે. પણ લૉર્ડ ક્લૅવર્ટન પોતે

કેટલા માંદા છે એ બરોબર જાણે-સમજે છે. એ બરોબર જાણે-સમજે છે કે પોતાની માંદગી માત્ર શારીરિક માંદગી નથી, પોતાની માંદગી માનસિક, આધ્યાત્મિક માંદગી છે-અને આ આ માનસિક, અધ્યાત્મિક માંદગીને કારણે જ કદાચ જ એમની શારીરિક માંદગી છે. એમનો Past–ભૂતકાળ અને એમનાં Ghosts–ભૂતો એટલે કે ગોમેઝ, મીસીસ કાર્ગીલ અને પોતે એમની સાચી માંદગી છે, એમનો part, pose, p etence – દ્રોહ, દંભ, એમની છલના, વંચના, પ્રતારણા એમનાં guilt, sin – પાપ એ એમની સાચી માંદગી છે. એ ડીક અથવા રીચર્ડ ફૅરીમાંથી રીચર્ડ ક્લૅવર્ટન-ફૅરી થયા અને રીચર્ડ ક્લૅવર્ટન ફૅરીમાંથી લોર્ડ ક્લૅવર્ટન થયા. (ઍલિયટે આ નાટકનું 'The Man Who Changed His Name' એવું શીર્ષક મૂળ વિચાર્યું હતું. નામ બદલવું એ તો પ્રતીક છે. નામ એટલે વ્યક્તિત્વ, સ્વત્વ, વાસ્તવ, સત્ય. ઍલિયટે 'Old Possum's Book of Practical Cats' નામના એમનાં માર્મિક કાવ્યોના સંગ્રહમાં પ્રથમ નાન્દીરૂપ કાવ્ય 'The Nam'ng cf 'Cat:' રચ્યું છે. આમ તો હળવું હાસ્યનું રમૂજી કાવ્ય છે. પણ એ ઍલિયટનું, Old P.ssumનું કાવ્ય છે એટલે ગૂઢ, ગહન, ગંભીર કાવ્ય છે. એ કાવ્ય આ નામમહિમાના સંદર્ભમાં વાંચવાની વાચકને ભલામણ છે. નામ બદલવું એટલે વ્યક્તિત્વ બદલવું, સ્વત્વ બદલવું, વાસ્તવ બદલવું, સત્ય બદલવું; એટલે દ્રોહ, દંભ, છલના, વંચના, પ્રતારણાનું જીવન જીવવું. આ નાટકમાં ડીક અથવા રીચર્ડ ફૅરી ઉપરાંત ફ્રૅડ અને મેઈઝીએ પણ પોતાનાં નામ બદલ્યાં છે. ફ્રૅડ્રીક કલ્વરવૅલ ફ્રૅડૅરીકો ગોમેઝ થાય છે. મેઈઝી બૅટર્સન મેઈઝી મૉન્ટજૉય થાય છે અને પછી મીસીસ કાર્ગીલ થાય છે. નાટકને અંતે માઈકલ પણ ભવિષ્યમાં પોતાનું નામ બદલશે એમ સૂચવે છે.) આ એમની સાચી માંદગી છે. નાટકમાં અંતે બૅજ્લી કોર્ટમાં ગ્રીષ્મારંભની એક સાંજે શાંત અને શીતલ વાતાવરણમાં બીચ વૃક્ષની નીચે લૉર્ડ ક્લૅવર્ટન મૃત્યુ પામે છે. તે પૂર્વે એ એમની આ સાચી માંદગીમાંથી સાજા થાય છે. (ઍલિયટે આ નાટકનું 'Tre R st Cure' એવું શીર્ષક મૂળ વિચાર્યું હતું. નાટકમાં લૉર્ડ ક્લૅવર્ટન, ગોમેઝ અને મીસીસ કાર્ગીલનાં મુખેથી એમ ત્રણવાર આ શબ્દપ્રયોગ ઍલિયટે કર્યો-કરાવ્યો છે.) સાજા થવું એટલે લૉર્ડ ક્લૅવર્ટમાંથી પાછા ડીક અથવા રીચર્ડ ફૅરી થવું, પોતાના Past–ભૂતકાળમાંથી, પોતાનાં ghosts – ભૂતોમાંથી, પોતાનાં past, pose, pretence–દ્રોહ, દંભ, છલના, વંચના, પ્રતારણામાંથી મુક્ત થવું, તમસ્‌માંથી જ્યોતિમાં જવું, અસદ્‌માંથી સદ્‌માં જવું, મૃત્યુમાંથી અમૃતમાં જવું. જોકે એક અર્થમાં આ મૃત્યુનો અનુભવ છે. પણ આ મૃત્યુ પછી અન્ય મૃત્યુ નથી, અમૃત છે. એથી જ લૉર્ડ ક્લૅવર્ટનનો અનુભવ એ 'મરતાં પહેલાં જા તું મરી' નો, 'જે ઘર મુવા કેડે જાવું તે ઘર જીવતાં જુવો' નો, 'He who loses his life shall save it' નો

અનુભવ છે. આ અનુભવ પરમ આનંદનો અનુભવ છે. સુખ અને શાંતિનો અનુભવ છે. અમૃતનો અનુભવ છે. એથીસ્તો લૉર્ડ ક્લૅવર્ટનને મૃત્યુ પૂર્વે સુખ અને શાંતિનો, આનંદનો અનુભવ થાય છે: 'I feel at peace now' અને 'I have been brushed by the wing of happiness'. અને પછી લૉર્ડ ક્લૅવર્ટનનું મૃત્યુ થાય છે. એ જ ક્ષણે મૉનીકાને પણ જેનું આશ્ચર્ય છે એવા આનંદનો અનુભવ થાય છે: 'Isn't it strange, Charles,/To be happy at this moment?' મૉનીકાના પ્રેમના, પરમેશ્વરના અનુગ્રહ દ્વારા લૉર્ડ ક્લૅવર્ટન સુખ અને શાંતિનો અનુભવ કરે છે. અને પછી મૃત્યુ પામે છે. એથી હવે આ મૃત્યુ, એ મૃત્યુ જ નથી. સંત ફ્રાન્સિસનું એમના પ્રસિદ્ધ સૂર્યસ્તોત્રમાં વચન છે કે જે પરમેશ્વરમાં મૃત્યુ પામે છે એને પછી અન્ય મૃત્યુ નથી. એને તો અમૃત જ અમૃત છે. આ નાટક એ પ્રેમના, પરમેશ્વરના અમૃતનું નાટક છે. જો કે 'ગોમેઝ, મીસીસ કાર્ગીલ અને માઈકલ એમની માંદગીમાંથી સાજા થાય છે?' એ પ્રશ્ન આ નાટકમાં અનુત્તર છે. એ આ નાટકનો મુખ્ય સંઘર્ષ છે. એને હવે પછી સમજવાનો પ્રયત્ન કરીશું. પણ આ નાટકમાં પ્રેમના, પરમેશ્વરના અનુગ્રહ દ્વારા જે સુખ અને શાંતિનો, મૃત્યુમાંયે જે અમૃતનો અનુભવ છે એની સમગ્ર પ્રક્રિયા ઍલિયટે નાટકનો પડદો ઊંચકાય તે પછી પ્રગટ કરી છે. અહીં નાટકનો પડદો ઊંચકાય તે પૂર્વેની પશ્ચાદ્ભૂમિકાને, લૉર્ડ ક્લૅવર્ટનની પરિસ્થિતિને સમજવાનો પ્રયત્ન કર્યો. હવે પછી લૉર્ડ ક્લૅવર્ટન જે સુખ અને શાંતિનો, જે અમૃતનો અનુભવ કરે છે એની પ્રક્રિયા સમજવાનો પ્રયત્ન કરીશું.

(ક્રમશ:)

## સ્મૃતિઓ ☐ નરેન્દ્રકુમાર ત્રિવેદી

સ્મૃતિઓ – વાગોળો થઈ લટકે,
સ્મૃતિઓ – ચીબરીઓ શી ભટકે,
સ્મૃતિઓ – બિલ્લી-નેત્ર શી તબકે,
સ્મૃતિઓ – સૂર્ય-જીભ શી લબકે,
સ્મૃતિઓ – ચેહ-ઝાળ શી લપકે,
સ્મૃતિઓ – આંસુઓ થઈ ટપકે.

## મારું ☐ બરકત વીરાણી

જગત! એથી નથી કંઈ લાગતું તારામાં મન મારું,
કે તેં મારું જીવન રહેવા નથી દીધું જીવન મારું.

જુએ દુનિયા તો લૂંટી જાય એ અશ્રુવદન મારું,
કરું છું એટલે ઘરમાં છુપાઈને રુદન મારું.

જગતના લોકને આનંદ કરવો હોય છે જ્યારે,
કરી લે છે એ ત્યારે દિલ દુભાવીને દમન મારું.

મગર એને લીધે રસ લઉં છું હું આખા બગીચામાં,
બગીચામાં નહીં તો છે ફક્ત એક જ સુમન મારું.

સિતારા પણ કદી ખરતા રહે છે સાથ દેવાને,
કહો કેવું હશે પૃથ્વી ઉપરનું આ પતન મારું.

નથી સંભવ - જગતમાં હાથ મારા બેય ખાલી હો,
હશે કાં તો ધરા મારી, હશે કાં તો ગગન મારું.

ગયું છે ત્યારથી મારા ઘરે પાછું નથી આવ્યું,
હજી રખડયા કરે છે તારા રસ્તામાં જ મન મારું.

તું આવે કે ન આવે, વાટ હું તારી જ જોવાનો,
નથી તારું વચન આ કાંઈ, આ તો છે વચન મારું.

ભલે ખંડેર છે, પણ એ ઉઘાડું છે બધી બાજુ,
બધી બાજુથી તમને આવકારે છે સદન મારું.

તમારી જેમ હું પણ જાણવા દેતો નથી દિલને,
હવે સરખાં જ છે પરદો તમારો ને વદન મારું.

અનાદિ કાળથી હું ક્યાં સુધી શોધ્યા કરું તમને?
સૂરજ–ચાંદાને મેં તો દઈ દીધું એકેક નયન મારું.

બીજાનો શું? મને ક્યાં સાથ છે મારો ય પોતાનો?
ફરે છે ક્યાંક તન મારું, ફરે છે ક્યાંક મન મારું.

મરીને પણ બધાંની આંખ હું લૂછી શકું બેફામ,
બધાંનાં આંસુના ઉપયોગમાં આવે કફન મારું.

## ચાર કાવ્યો □ રમેશ પારેખ

### રાવજીનો કાવ્યસંગ્રહ વાંચતાં

બોલ રાવજી, કઈ તરફ તને ઉકેલું
કઈ બાજુથી વાંચું

આ બાજુ તું મડદાની આંખોમાં તરતો લાગે
આ બાજુ તું ખાલીખમ નિઃસહાય બબડક ૐ
આ બાજુ તું લીલમલીલો
આ બાજુ તું ખરી પડેલી લીંબોળીઓનો
લચકો લાગે તું આ બાજુ
લાગે રાતો તું આ બાજુ
લાગે હળુક હળવો હળવો
આ બાજુ તું ભરચક ભરચક
આ બાજુ તું ખાલી મબલખ
આ બાજુ તું ઔષધ પીતો પોલંપોલો લાગે

ઢીંચણ ઉપર માંખ બેસતાં
કવિ, તમારી આંખોમાંથી દડી નીકળ્યા ડોળા
અમને વસમું વસમું ભાળે

આ બાજુ તેં હાથ વીંઝીને નક્ષત્રોની ડાળ નમાવી હેઠી ને
આ બાજુ તારી ખરી પડેલી હથેળીઓમાં ઘૂમરો માખી બેઠી/બેઠી
તને પજવતી
તને લજવતી

•

કવિ, કવિ હું લયનો કામાતુર રાજવી
અને મને તું વિપકન્યાનો લીલો ધમ્મર ભરડો
કડકડ તૂટે હાડકાં
વજ્રો તૂટે
ભટભટ લોહી બટકે

મને રાવજી અહીંયાં ડંખ્યો અહીંયાં ડંખ્યો.
ઝીણું ડંખ્યો
ભીંતિ ડંખ્યો
ઘરમાં ડંખ્યો
લયમાં ડંખ્યો

જીભે ડંખ્યો ઓ મા...
જીવમાં ડંખ્યો ઓ મા ...
છાતી પર કરપીણ કુંડલી વાળી બેઠો ઓ મા...
ડંખ્યાનું પાંપણનો છેડો ટપ ટપ ચૂવે ઝેર
મારાં લીલાંઝેર રુવાંડાં એકબીજાને એકબીજાને વાંભવાંભનું ડંખે

એક તાળીએ જૂઠુંબૂઠું તારું મૈયણું ઝીલું
એક તાળીએ તને રાવજી, કઈ બાજુથી ઝીલું

તારે રૂંવે રૂંવે ફરફોલા
તારે રૂંવે રૂંવેથી વિયેતનામો દૂઝે
કહે રાવજી, ખરબચડો આ હાથ
હું તારા કયા રૂંવાડે મૂકું?
(લકસ વડે આ ધોયામોયા હાથોમાં ઝરડાય બંગલા દેશ)

રાવજી, લિપિની આ બળી ગયેલી સીંદરીઓ
જો, હજુ ય વળ ના મેલે
વાંચું કઈ બાજુથી અંગત
અંગત કઈ બાજુથી વાંચું
તુંનો રેલ્લો કેટકેટલા હાથે પાછો વાળું
તુંનો રેલ્લો કેટકેટલા હાથે ક્‌હેને, લૂછું

હુંય રાવજી, બળીને ભડથું થયેલ મૂઈ ચકલી માટે
નગર નગર રઝળીને
જોને, ચપટીક રાઈ માગું...

પગલું માંડુ હું અવકાશમાં,
જોઉં નીચે હરિવરનો હાથ,
અજંપાની સદા સૂની કેડીએ
ગાતો આવે અદીઠો સંગાથ—
જાગીને જોઉં તો કોઈ નથી એકલું.

ભયની કાયાને ભુજ નથી,
નથી વળી સંશયને પાંખ,
ભરોસે ચાલ્યા જે અનલ રંગમાં,
ફૂટી એને રૂંવે રૂંવે આંખ—
જાગીને જોઉં તો કોઈ નથી એકલું

ઊંઘતાને માથે ઓળા મોતનો,
ઊંઘતાને પાયે જગની જેલ.
આઘાતે ભાંગે છે કોઈ અહીં ભોગળો
ને આંસુડે વાવે છે અમરવેલ—
જાગીને જોઉં તો કોઈ નથી એકલું.

વળાવી બા આવી

રજાઓ દીવાળી તણી થઈ પૂરી, ને ઘરમહીં
દહાડાઓ કેરી સ્ખલિત થઈ શાન્તિ પ્રથમની,
વસેલાં ધંધાર્થે દૂરસુદૂર સંતાન નિજનાં
જવાનાં કાલે તો, જનકજનની ને ઘરતણાં
સદાનાં ગંગામાસ્વરૂપ ઘરડાં ફોઈ, સહુએ
લખાયેલો કર્મે વિરહ મિલને તે રજનીએ
નિહાળ્યો સૌ વચ્ચે નિયત કરી જોતો નિજ જગા,
ઉવેખી એને સૌ વરસ વળી વાતે સૂઈ ગયાં;

સવારે ભાભીનું ભર્યું ઘર લઈ ભાઈ ઊપડ્યા,
ગઈ અર્ધી વસ્તી, ઘર થઈ ગયું શાન્ત સઘળું,
બપોરે બે ભાઈ અવર ઊપડ્યા લઈ નિજની
નવોઢા ભાર્યાઓ પ્રિયવચનમંદસ્મિતવતી;

વળાવી બા આવી નિજ સકલ સંતાન, ક્રમશઃ,
ગૃહવ્યાપી જોયો વિરહ, પડી બેસી પગથિયે.

ઉશનસ્

## મા ડાળખીજીની ગરબી

તમે કિયા તે વનના છોરુ રે, માતા ડાળખીજી
તમે ઊગ્યા ન કોઈ દી ઓરું રે, માતા ડાળખીજી

મારું વાંઝિયામેણું ટાળો રે, માતા ડાળખીજી
મને ફાગણમાં ભડભડ બાળો રે, માતા ડાળખીજી

મને પંખીની જેટલુંક બેસાણું દ્યો, મા ડાળખીજી
તારું ડાળીપાણું તને દેશું કે લ્યો, મા ડાળખીજી

મને લીલીચટ્ટાક એક તાળી દિયો, મા ડાળખીજી
મારી પાંસળીઓ પંપાળી દિયો, મા ડાળખીજી

મારી પીડાનું કોઈ નામ પાડો રે, માતા ડાળખીજી
મારી ખાંભીને પાંદડાં ઉગાડો રે, માતા ડાળખીજી.



## મા ઝળઝળિયાજીની ગરબી

તમે કોને મળ્યાં ને કોને ફળ્યાં, મા ઝળઝળિયા
તમે ચાચરના ચોકથી પાછા વળ્યાં, મા ઝળઝળિયા

હું તો ઓલ્યા જનમના ડૂમે બળું, મા ઝળઝળિયા
તારી કેડીમાં એમ અજવાળું કરું, મા ઝળઝળિયા

મારે કાગળમાં શાહીનાં જાળાં બંધાય, મા ઝળઝળિયા
સાવ ભોંઠપથી હાથ કાંઈ એવા ગંધાય, મા ઝળઝળિયા

કોણે હરિયાળી વેલથી તોડી લીધો રે, મા ઝળઝળિયા
મને કાચોપાકો જ ક્યાંક છોડી દીધો રે, મા ઝળઝળિયા

આવ, પાંસળીમાં હિંચકા બાંધી દઉં, મા ઝળઝળિયા
તને હિબકે હિબકે ઝુલાવી લઉં, મા ઝળઝળિયા



## જીવ કાંઈ એવો બળ્યો □

મારી મુઠ્ઠીમાં કેટલોય ઝાલ્યો રે તોય જીવ હાલ્યો કે જીવ કાંઈ એવો બળ્યો.
મારી પાંપણમાં કેટલોય ઝાલ્યો જીરે
મારી છાતીમાં કેટલોય ઝાલ્યો રે તોય જીવ હાલ્યો કે જીવ કાંઈ એવો બળ્યો.

મારા થડકામાં સાચવીને રાખ્યાં જીરે
એનાં ખરતાં તે બોર અમે ચાખ્યાં જીરે
લોહી ખૂંદ્યાંને તેય અમે સાંખ્યાં ને એન...જ્યારે ફળિયામાં લૂંબઝૂંબ આંબો ફળ્યો.
મારી છાતીમાં કેટલોય ઝાલ્યો રે તોય જીવ હાલ્યો કે જીવ કાંઈ એવો બળ્યો.

અમે દીવા કર્યા છે હાથ બાળી જીરે
અમે અજવાળ્યાં ઓરડા ને જાળી જીરે
મારી ચાકરીમાં શુંય ચૂક ભાળી કે લોહી મારું બટકી રે જાય શાપ એવો મળ્યો.
મારી છાતીમાં કેટલોય ઝાલ્યો રે તોય જીવ હાલ્યો કે જીવ કાંઈ એવો બળ્યો.

ક્યાંક ઊડ્યો ગુલાલનો ખોબો જીરે
ક્યાંક વાયરાએ બે'ક ફૂંક મારી જીરે
ક્યાંક વગડામાં કોઈ ફૂલ ખૂલ્યું ને આમતેમ ઝૂલ્યું, હળવેશથી તડકો ઢળ્યો.
મારી છાતીમાં કેટલોય ઝાલ્યો રે તોય જીવ હાલ્યો કે જીવ કાંઈ એવો બળ્યો.



## હું □ રથિન શાહ

મારો અહમ્
વૃક્ષના પર્ણ સમો ફરક્યા કરે
સાવ લીલોછમ
ને
સુકેલાં પર્ણ થઈ ખખડ્યાં કરે
ને
ડાળ પર પંખી થઈ ટહુક્યા કરે
નિજ નામ.

આકાશ કરતાં પંખીનીયે હોય મોટી પાંખ-
-ની ડંફાસ એને શ્વાસ;
સૂર્યનાં કિરણોયે બીજું કંઈ નહીં:
પણ ઘાસ, પીળું ઘાસ.

આ બધું ફરતું રહે છે આસપાસ
મારી સદા

રે, હું અહમ્‌ની સંપદા!

## ૭ કાવ્યો □ હરીન્દ્ર દવે

### હવે

હવે વીત્યું જ્યારે અરધુંપરધું યૌવન, મને
તમે દીધી રાતો સ્મરણ કરી નિશ્વાસ ભરવા;
બહુ મોડી મોડી હૃદયતલમાં કુંપળ ફૂટી–
વસંતો વીતી એ પછી કુસુમ લાગ્યા પમરવા.

હતાં ક્યાં, જ્યારે આ ઉપવનની રચાતી હતી ધરા?
અને મેં ઝંખી'તી દગ મહીં મનોહારી પ્રતિમા!
ઘણાં પુષ્પો મારે હૃદય પ્રગટીને લય થયાં
વસંતે નિશ્વાસો ભરી નીરખી'તી એ મુજ દશા.

હવે પુષ્પો ખીલ્યાં પણ ન સહવાસે સુરભિને
લઈ શ્વાસે વાટે વિચરવું હવે શક્ય; અવ ક્યાં
તમારા હૂંફાળા કર મહીં મને સાંત્વન? તમે
રડો તો આ સ્કંધે તવ શિર સમાવી નવ શકું.

પ્રભુ પૂછું આ શું અકળ વર કે શાપ? હમણાં
ઉરે મારા ખીલે પ્રિયસ્મરણનાં ફૂલ નમણાં.
□

### કોને કહેત?

સંધ્યાકાળે
સરોવરના ઝાંખા અરીસામાં
ડોકિયું કરતી ડાળીઓને લાગ્યું
કે
તેઓનો ચહેરો સફેદ થઈ ગયો છે.

એમનાં પીગળતાં અસ્તિત્વને
એકાકી પંખીના ટહૂકાનો સહારો
ન મળ્યો હોત
તો -

સવારે સૂર્યનું પ્રથમ કિરણ
આખી યે રાત સાંભળેલા
અંધકારના ગીતની કથા કોને કહેત?

## પ્રાર્થના

વાદળો વીખેરી
તું સૂર્યનાં દર્શન કરાવે છે
તેમ હે પ્રભુ!
સમસ્ત આવરણો હટાવી
સૂર્ય જેવા તારા મુખના દર્શન આપ
–એમાં છે મારાં નેત્રોનો આનંદ.

રમતા શિશુને
જમવા બોલાવવા મા સાદ પાડે
એમ, હે પ્રભુ!
સાંભળી શકું એવા સ્પષ્ટ અવાજે
તું મને સાદ આપ
– એમાં છે મારી શ્રુતિની ધન્યતા.

પ્રાત:કાળે ઝાકળ ખંખેરી
મલકી રહેલા ફૂલને સ્પર્શી શકું છું
એમ હે પ્રભુ!
તારા અલૌકિક ચરણકમલની
દસે સ્નિગ્ધ પાંખડીઓને
પાંપણોથી સ્પર્શી શકું
– એમાં છે મારા અસ્તિત્વની સાર્થકતા.

પંકજને સ્પર્શવાના કોડમાં
હારીને પંક મહીં ગરક થઈ જાઉં
એ પહેલાં જ હે પ્રભુ!
તું મને ઉત્તર આપ-

કે પોતાના અસ્તિત્વને સાર્થક કરવા
મારી જ માફક આર્તસ્વરે પ્રાર્થના કરતા
અસંખ્ય જીવો માટે
તું કોટિ કોટિ ચરણકમલો
કયા માનસસરોવરમાં પ્રફુલ્લાવીશ ?

## ના મળ્યાં

એક રે ડાળીનાં બેઉ પાંદડા
એક છોડવાનાં બેઉ ફૂલ
રે અમે ને તમે ના મળ્યાં!

ફૂલોની વચાળે ઘટતાં બેસણાં,
કાંટાથી બિછાયો આખો પંથ,
રે અમે ને તમે ના મળ્યાં!

તમારા આંગણમાં તમે એકલાં
અમારા આકાશે અમે એક,
રે અમે ને તમે ના મળ્યાં!

તમારા હોઠોને તાળા ચૂપના
અમારા વાચાના ઊડે ધૂપ,
રે અમે ને તમે ના મળ્યાં!

લીલુડાં વને છો તમે પોપટી
અમે પંખી સાગર - મોજાર
રે અમે ને તમે ના મળ્યાં!

## ગઝલ

અળગાં થવાની વાત, મહોબ્બત થવાની વાત,
બંને છે છેવટે તો નજાકત થવાની વાત.

પલળીશ એ ભયેથી હું શોધું છું છાપરું,
વરસે છે આસમાંથી ઈનાયત થવાની વાત.

આહિદ, કસોટી છે આ ગમે તે પસંદ કર,
સિજદો છે એક, એક ઇબાદત થવાની વાત.

પાસે રહું તો ભય કે વિખૂટાં પડી જવું
આઘે રહીને માંડું છું અંગત થવાની વાત.

સ્વપ્નો થવાનું એટલું સહેલું બની ગયું,
માણસને આવડી ન હકીકત થવાની વાત.



એ ક્યાં અમારી જીદ કે ગઝલ આખી સાંભળો!
એક-બે વચનમાં વાત જે તમારી સાંભળો.

કહે છે વ્યથાની ધાર હવે વાગતી નથી,
આ વેદનાની વાત દાદ આપી સાંભળો.

ચાલો. સમયની પાર જવા હઠ નહીં કરું,
અમને તમારી ખૂબ નિકટ રાખી, સાંભળો.

એ પણ મિલનનું સ્થાન હવે લઈ શકે, સ્વજન!
મારી ગઝલને યાદમાં બહેલાવી સાંભળો.

આ શું કે શૂન્ય આંખે ફક્ત સાંભળ્યા કરો
થોડુંઘણું આ મનને એ સમજાવી, સાંભળો.

## પરીનો ભ્રંશ □ ઉશનસ્

[સોનેટ યુગ્મ]

(૧)

તું જ્યાં હશે ત્યહીં; મને બીજી કૈં ન ચિંતા:
ત્યાં તારું એ પરીપણું જળવાતું શેં હશે?
એ પૃથ્વીના કળણમાં ખરડાઈ પાંખથી
તું શેં હશે ઊડતી અધ્ધર ઊર્ધ્વલોકમાં
જે સ્વપ્નલોક તું જ આંખ કુંવારિકા-મહીં
પેલી કુંવારી ક્ષણમાં મળી મેં ગૂંથ્યો હતો
તેની હવે કશી દશા? વળી આંખમાં મેં
ગૂંથ્યાં હતાં ગગન, તેનીય શી વલે હશે?
રે આમ પૃથ્વી તણી ટેવ પડી જતાં જ
વેડ્ફાય હ્યાં પરીપણું પરીઓનું સર્વથા;
જે માટીમાં કૂંપળ કાઢી ફૂટ્યો હતો હું
તેથી હવે તું લીંપતી ઘરભઠ્ઠી કોઈની!

(૨)

રે આમ પૃથ્વી સદી જાય, અને પરીપણું
જાયે ખરી અનુપયુક્ત અવેવ જેમ કો,
પાંખોય બે ફૂલની પાંખડી શી ખરી પડે
ને વ્રજ જેવું નર્યું વસ્તુનું ચાડું ઊઘડે;
હું તારું આ પતન જોઈ શકું ન, કોમલે!
કેવીય સેવી કળી જેવી તને હતી તો
પાંખો ફૂટી'તી તીતલી સરખી તનુ તને,
જે મેં ધીમેથી પસવારી સँવારી ખોલી'તી -
ને આજ તું - જ્યહીં હશે ત્યહીં—કૈં ન જાણવું -
પૃથ્વીની કોઈ નરી સ્ત્રી, નરી ગંદકી ભરી
વ્હેવારના કળણમાં જતી ઊંડી ઊતરી
જ્યાં મારી કો સ્મૃતિ ન કે હજી જાય ઊગરી;
ઓ મિટ્ટી! યાદ કૂંપળાઈ હતી તું એકદા?
ઓ બંધપોથી! સ્મરતી હતી તું પરીકથા?

## ચાડિયા (શિકિ)

ચાંદની રાતે
દીસે માનવ-સરીખા ચાડિયા —
તવ કેટલા દયનીય!

□

## વર્ષો પછીનું વતન-ગામ (ઈસ્સા)

માણસો ત્યાં? — કોણ જાણે
કિંતુ એકે ના દીઠો
સીધો ઊભેલો ચાડિયો.

□

## સર્પ (ક્યોશિ)

સર્પ!
સરકી ગયો—
ઘાસે ઘોર આંખો તગતગે

□

## વાયસ (ઈસ્સા)

શું ખેડતો ખેતર?
દીસે ત્યાં ચાલતો
એવો જ કો વાયસ.

□

## કાગ (બાશો)

મ્લાન ડાળ
ઉપર કાગ આવી બેસે —
ઢળત શિશિર સાંજ

□

## ઝાકળબિંદુ (રાનેત્સુ)

રમો ભમો, હે!
આ તરણેથી પેલે તરણે,
ઝાકળનાં મોતી!

ચાર કાવ્યો ☐ હરિવલ્લભ ભાયાણી

## ગોપીસંદેશ ☐ વીર સરસ્વતી

ઓ મથુરાપથિક!
જઈને કૃષ્ણદ્વારે
તારસૂરે
આટલું ઉદ્‌ગારજે ગોપીવચન:

'કાલિંદિનાં જળ
કાળી વિષજ્વાળે
ફરી સળગી ઊઠ્યાં...'

☐

## કૃષ્ણનો કુશળપ્રશ્ન

ભદ્ર!
છે કુશળ કાલિંદીતટ કેરી
ઘેરી લતાકુંજ?–
મુજ ગોપીવિલાસની સચિવ,

રાધા રહસ્યો તણી
એક સાક્ષી –
એમનાં કોમળાં પલ્લવો
અવ રહે વણચૂંટ્યાં
(મદનશય્યા મૃદુ
ના હવે તો બિછાતી),
બની રહ્યાં એ હશે જરઠ –
વૃથા એમની લીલિમા
ઝંખવાતી...

## આષાઢનો પ્રારંભ

અંબર ઓઢે કોકિલકંઠ સમો કાદંબિની-કંબલ
ચર્ચાસત્રે મેંડકગણ ઉન્મત્ત મચાવે દંગલ
વર્ષાભીંજી દગ્ધ ભૂમિની જળસીંચી લાજા સમ ગંધ
દશ્ય ન, તોય કળાતો ભાસ્કર કમલિનીના હાસે નિર્બંધ

☐

## મધ્યાષાઢ

સૂર્ય કો પ્રવાસે પળ્યો
નહીં સમો ચંદ્ર
લખી ભૂંસ્યું હોય જાણે ગ્રહ-તારા-વૃંદ
'રાત કઈ? ક્યો દિન?' – ટળી સાનસૂધ:
મેઘદળે માંડી આ શી ઘોર અંધાધૂંધ!

☐

## ગોપીઓનો પ્રાણપ્રશ્ન

[મૂળ: ભાગવત દશમસ્કંધ]

તદા કુમુદ-કુંદ-કૌમુદી-સુરમ્ય વૃંદાવને
રણત્‌ઝણત્‌ નૂપુરે લલિત રાસગોષ્ઠી ચગ્યે
અમે રસિકવલ્લભા રટત એની રમ્યા કથા –
સ્મરંત કદિ કૃષ્ણ રાસરમણાની એ રાત્રિઓ?

પાંચ કાવ્યો □ સુન્દરમ્

## પ્રણય - પંખી

[૧]

આ પ્રેમ, આ પ્રણય, સ્નેહ અગાધ આ કો

ક્યાંથી અરે ગરુડ જેમ ધસી અહીં આ
જામી પડંત હૃદયે - કઈ ભોમનો એ
કેવો અગમ્ય વસનાર અહીં બન્યો શું!

એનો હવે હૃદયથી શું નકાર થાશે?
એનાં હવે અજબ નર્તન થંભી જાશે?
એનાં સમૂર્ધ્વ શિખરો શું અગમ્ય રહેશે?
એનાં અનન્ય ગગનો શું અચિંત્ય રહેશે?

ના ના, પળેપળ અહો નવલી કલાઓ

ધાર્યે જતો પ્રણય આ શશીથી ય પૂર્ણ
અક્ષય્ય નિત્ય વધતો વધતો, શ્વસે છે,
ને વ્યોમનાં સકલ અંગ જઈ રસે છે.

લે આ ઉઠાવ પદ, ઝાંઝર - ઝંકૃતિને
વ્હેતી તું મૂક, અતલાન્તિકના પ્રવાસે
લે છોડ નાવ, રસ સર્વ જગત્-પ્રભાના
લેજે તું ઝીલી જગ પારની યે વિભાના.

આ તો હજી પ્રથમ શ્લોક જ આદિ પર્વે,
બાકી હજી સકલ પર્વ અનંત કાવ્યે.

[૨]

આ પ્રેમ, આ પ્રણય - આ ઉરનંદને કો
આવી ઉઠ્યો ટહુકી કોકિલ શો પ્રમત્ત,
'હું છું,' 'હું છું' રટત - જોયું ખરે સમસ્ત
આ કાનને વિચરતો મહક્યો વસંત.



લાભશંકર ઠાકર



જગદીશ જોષી

આવ્યો ભલે: મધુર એ ગગનો તણો કો
મોંઘો  અલભ્ય અતિથિ - ટહુકાર એ શો
ટહૂકી શકે જ નહિ આ અમ કંઠ તો યે
ઝીણું ઝીણું ય વદશું - તવ સ્વાગતં હો.

રહેજે અહીં નિવસી ચંચલ ચેતનાનાં
આ કાનને ટહુકતો, પુલકાવતો આ
સૂની અટૂલી અમરાઈ તણા હિયાને,
આ મૌનને અમ તું કંઠ સદા ય દેજે.

તું કૂજજે, શ્રવણ માંડી સદા સુણીશું,
તું નર્તજે, નયન માંડી તને ભણીશું.



## પ્રણય ક્રમણ

તને આલિંગીને પ્રણય મુજ થંભે દ્રવિત થૈ,
અને પાછા બાહુ શિથિલ થઈ વિશ્લેપ ગ્રહતા;
ભિંસાયેલી કાયા પુનઃ નિજ રોમાંચ વિસરી
ઢળે સંધ્યાસૂના નભ સરખી આભાવિરહિતા.

અને પાછો મારો પ્રણય નિજ ઉત્તુંગ ક્રમણ
પ્રસારે: હૈયા શું હૃદય થઈ ઊંડે નિવસતો,
પ્રતિ શ્વાસે શ્વાસે સકલ રુધિરે જે વિહરતો
ફરે પાછો: આવી હૃદય પડખે શાંત શ્વસતો.

હજી આગે આગે: ચિર મિલનની ભોમ ક્યહીં રે?
અહીં આ એકેકે તુજ ભવનના ઉંબર અડી
વળું પાછો, તારા પરમ ગહને શાશ્વત ક્યહીં
રહી મારે આશા? - ચિર મિલનની કે વિરહની?

અને બે જ્યોત્સ્નાળાં કિરણ ક્યહીંથી બાહુ પસરી
મને ઘેરી, ગાથા નિજ ગગનની જાય ઉચરી.

## મિલન સપનાં

વહી આવે મારા હૃદય અહીં રે આવ વહી તું,
ત્યહીં હે બેઠેલા - શત ક્ષિતિજની પાર, અટુલી
હવાને આલિંગી, ગગન મહીં ખોડી નયનને
કશા કો બિંદુની ઘન અદશના રાહ લહતા!

અરે આ જે લાંબાં ક્ષિતિજ ભરતાં અંતર પડયાં-
યુગોને અંતે યે મિલન સપનાં શું ન ફળવાં?
અને આ સુક્કા સૌ પથ રણતણા રેત ભરિયા–
તને આવું ક્યાંથી પરમતમ નિર્વાસન મળ્યું?

અહો, આ જે લાંબો પટ વિરહનો એ મિલનનો
થશે ત્યારે કેવો રસ અહ અફાટે ય બનશે-
કણો રેતી કેરા લખ લખ થશે બિંદુ અમૃત,
અને આ સ્વપ્નો સૌ અગણ બનશે સિદ્ધિ અગણ.

અને જ્યાં તું જોશે: મુજ હૃદય - એ તારું હૃદય:
પછી રોશે તારાં લખ લખ વળી આંસુ અદય?

## પ્રણય–પટ

ધરી દો બંને આ પ્રણયી જનને ભૂમિ પરના
ધ્રુવો બેના અંતે, નિરખી શકશો એક ઉરથી
વહી કેવો તંતુ ઉર અવરને જે પરસતો,
કશા લાંબા લાંબા પ્રણય-પટ ત્યાં સૃષ્ટ બનતા!

ખરે આ મિથ્યા સૌ મિલન તણી વાતો પ્રણયની:
મળ્યાં - ભેટયાં - ચૂમ્યાં: સ્થિર ગતિક થૈ ચિત્ત ઢળતાં,
થતા સૌ ઝંકારો વિલય રણતી બીન - ઉરના,
મળ્યાં; પાછો પ્રશ્ન પ્રગટત: અતઃકિં, અતઃ કિમ્?

હવે ના કૈં યે રે, પ્રણય સમજી જે પરિચર્યું:
રહ્યો એમાં ક્યાંયે પ્રણય નહિ, એ જાદુગર શો
ઉડયો બીજે: બાકી પ્રણય તણી તો ર્‌હે જ રટણા.
ભલે તો સૃષ્ટિના ચરમતમ અંતે ધરી દિયો

અમોને: સૃષ્ટાના પરમતમ હૈયે વિરમશું,
અમોને જે લાધે: ગરલ-અમૃતો: સર્વ જમશું.

અવલોકન □ રઘુવીર ચૌધરી

ગયા વર્ષે પ્રગટ થયેલા કાવ્યસંગ્રહોમાં કચાશના અંશો ઓછામાં ઓછા હોય તો તે શ્રી રાજેન્દ્ર શુક્લના 'કોમલ રિષભ'માં. ગીત, ગઝલ, સંસ્કૃત વૃત્તની રચનાઓ, પરંપરિત તેમ જ મુક્ત છંદની રચનાઓમાં એમની ગતિ સાધિકાર અને સ્વતંત્ર છે. એમનું કાવ્યકૌશલ કેળવાયેલું લાગે છે.

વર્ણનની છટાથી શરૂ થતું ગીત 'અંધારું લ્યો' પહેલી બે પંક્તિઓમાં ગાયક સામેની દશ્યસૃષ્ટિરૂપે ઊપસે છે. અંતરો પૂરો થતાં ગાયકનું કર્તૃત્વ એમાં ઉમેરાય છે. બીજા અંતરામાં ગીત ભાવવાચી બનીને આત્મવિસ્તારનો સંકેત મૂકી પૂરું થાય છે. વચ્ચે 'છોડ' અને 'કોડ'ના પ્રાસમાં શિથિલતાનો ભાસ થાય છે એ સિવાય આખું ગીત ગેય અને તાજું છે. અહીં સજીવારોપણ અર્થગામી બની શક્યું છે. બીજું એક ગીત 'સામા ગામનું સાવ છેવાડું ખોરડું એવું એક ચોમાસે આંખમાં આવ્યું,' દશ્યવિસ્તાર સાથે ભાવવિસ્તારની રચના તરીકે અનુભવાય છે. અલબત્ત, બીજા અંતરામાં અર્થસંકેત બદલાઈ જાય છે અને ખોરડું પ્રતીક બનત એને બદલે ખેતર કેન્દ્રમાં આવે છે. એક સારી રચના થાત તે વિકેન્દ્રિત બની ગઈ છે.

'પ્રહેલિકા' સૂક્ષ્મ તેમ જ વ્યાપક કલ્પનાવલીની લાઘવયુક્ત પરંપરિત રચના છે. છેલ્લી પંક્તિમાં વૈયક્તિક સ્પર્શ ઉપકારક નીવડે છે. જે સરેરાશ હતું તે હવે અનન્ય બને છે. 'નખમાં નીરખું નગર' સુબદ્ધ લઘુરચના છે, સ્મૃતિકથા તરીકે રોચક છે, શૃંખલા યમકના પ્રયોગે પ્રત્યેક પંક્તિની શોભા વધારી છે. શબ્દથી જોડાતો શબ્દ પણ અહીં અર્થસાધક નીવડ્યો છે એ કવિશ્રીની યાદ રાખવા જોગ સફળતા છે.

સંગ્રહની ૩૪ ગઝલોમાં ક્રમમાં પહેલી છપાયેલી રચના ગીતના સ્વરૂપનો ભાસ કરાવે છે. બાર માસના નામે સાજનને સંબોધીને બને ત્યાં પ્રકૃતિની ખાસિયતનો લાભ લઈને વિરહ ગાયો છે. લોકગીતની ઇબારતમાં ગઝલ ગાવાનો આ પ્રયત્ન નોંધપાત્ર બન્યો છે. વિરહનો ભાવભાસ કવિશ્રીના હાડમાં છે મોટા ભાગની ગઝલો વિરહની કે પૂર્વરાગની છે. પણ આ ગઝલોમાં આગવી વાત બનવા પામી છે એ તો એ કે અહીં ગીતની ક્ષમતા અને શુદ્ધિ વરતાય છે. ઉપરાંત સેન્દ્રિયતા અને ઉડ્ડયન તો છે જ.

ઊગ્યા કર્યું સ્વપ્નોનું લીલું ઘાસ કબરો પર અને
આકાશની આંખો થકી મુજ દર્દ ઓગળતું રહ્યું.

પહેલી પંક્તિ વાંચતાં તો એવું નથી લાગતું કે એ અનિવાર્યપણે બીજી પંક્તિ તરફ દોરી જશે. પંક્તિને અંતે આવતો 'અને' યોજક નહીં પણ વિભાજક છે.

સ્વપ્નોના લીલા ઘાસને જોઈ રહેવામાં એ સહાયક થાય છે. અન્વયનું કામ એના ભાગે આવેલું નથી. અહીં સંયોજક તો બને છે બીજી પંક્તિનું કલ્પન, જે સ્વતંત્ર હોવા છતાં અંતે પહેલી પંક્તિના કલ્પનનો ઉત્તરાર્ધ બને છે. ઘાસ અને આકાશ વચ્ચેનો સંબંધ અનુભવાય છે. એમ થવામાં કબરો અને ઓગળતા દર્દના અર્થસંસ્કારો સહાયક નીવડે છે.

કવિશ્રીને દર્દ પોતાનું તો છે જ, એમાં જમાનાની વિષમતાઓએ ઉમેરો કરેલો છે. સમૂહથી પોતાની અલગતા નોખી તારવવાની વૃત્તિ અન્ય કવિઓની જેમ રાજેન્દ્ર શુક્લમાં પણ છે. નિષેધ દ્વારા–ધ્વંસ દ્વારા નિજ અસ્મિતાના પ્રાગટ્યનો આગ્રહ શબ્દોમાં આર્થિક બન્યો છે –

મારા મહેલમાંય હતાં બિંબ અન્યનાં,
સોહામણાં હતાં જ, છતાં ફોડવાં પડ્યાં.

વ્યક્તિપરક સભાનતા બહુ બોલકી થયા વિના અન્ય રચનાઓમાં પણ પ્રગટ થઈ છે. સંગ્રહની સાતેક રચનાઓ તો મનમાં વસી જાય એવી છે. 'તારા ગયા પછી,' 'ખંડેરનાં એકાંતને', 'સપનાં' અને 'મૌન' આદિ ગઝલો લખાઈ એમાં જ ઝબકેલી–કિલક થયેલી.

'અવાજ', 'લોકવાયકા' અને 'સ્વપ્ન' અક્ષરમેળ છંદોમાં લખાયેલાં સંગ્રહનાં ઉત્તમ કાવ્યો છે. 'અવાજ'માં વસંતતિલકા નહીં પણ મૃદંગ જોઈએ એ કાવ્ય પોતે જ સિદ્ધ કરી આપે છે. ક્યારેક તો એક પંક્તિમાં બે વાર આવર્તન પામતો અવાજ શબ્દ નડતો નથી, વેવલાઈ લાગતી નથી. અવાજ દ્વારા સૃષ્ટિમાં કવિચિત્ત વિસ્તરતું જાય છે. શબ્દસ્ફોટ વધુ મુખર બનવાને બદલે અર્થસંકુલ વાતાવરણ સર્જે છે. આની સરખામણીમાં 'લોકવાયકા' સરળ રચના છે. એની સરળતા દુર્લભ છે. વાતાવરણને મૂર્ત કરવામાં કથા-તંતુનો વિનિયોગ ઉપકારક નીવડ્યો છે. 'સ્વપ્ન' દ્વારિકાવાસી કૃષ્ણના સ્મરણ તરીકે નિરૂપાયું છે. આ બંને કાવ્યોમાં સંસ્કૃત શબ્દાવલી ખપમાં લેવાઈ હોવા છતાં પ્રયોજાયેલો ઉપજાતિ તરલ રહ્યો છે.

છેલ્લી રચના 'આવી ચડ્યાની અચરજ-ગુફા'માં બાલકના સ્વભાવ દ્વારા ગંભીર વાત કહેવાના પ્રયત્નમાં તેમ જ લયવૈવિધ્ય દ્વારા હિલચાલ જગાવવાના પ્રયત્નમાં કવિશ્રી પાછા પડી ગયા છે. કોઈ વાચકને અહીં કવિશ્રી પરછાયા-પ્રવેશ કરતા હોય એવો વહેમ પણ આવે. અસરો ટાળવી મુશ્કેલ હોય છે. જોકે એટલું ખાતરીપૂર્વક કહી શકાય કે શ્રી રાજેન્દ્ર શુક્લ દીવો લઈને કોઈનું અનુકરણ કરે એવું બનવાનું નથી.

## ☐ સતત

ગુજરાતી કવિતાના વિવેચનમાં 'ગઝલકાર' એ 'કવિ'નો સમોવડિયો શબ્દ નથી. એમાં આદિલે અપવાદરૂપે ક્યારેક ગઝલ લખીને કવિ તરીકે ધ્યાન ખેંચ્યું છે. રદીફ-કાફિયાના રૂઢ વ્યાકરણ સાથે છૂટછાટ, સાકી-બાકીની ગઝલિયા પરિભાષાનો ત્યાગ અને દેખીતા શાબ્દિક વિરોધની મદદ લીધા વિના મુક્તક તરીકે સત્તામાં આવતા શેરની રચના જેવાં લક્ષણો તો છેલ્લા દસકાના અન્ય ગઝલકારોમાંય જોવા મળ્યાં છે. પણ ગઝલની ભાષામાં તળ ગુજરાતીનો રણકો એ ખાસિયત તો આદિલની જ. આજકાલ એ લાંબા-ટૂંકા સંસ્કૃત શબ્દો વાપરે છે, છતાં એની ઈબારતને ઝાઝી આંચ આવી નથી.

ઉપરાંત, 'સતત' નામના એના ત્રીજા સંગ્રહમાં એક નવી વાત જાણવા મળી છે. એ છે આદિલના અંગત જીવનની બાતમી. ઘણાં કાવ્યો સીધાં કાગળ પર લખાય છે મૂળ શોધવા માટે વાચક પાસે પુરાવો નથી કે એ કહી શકે કે આ અનુભૂતિ છે કે કૃતિ. અનુભૂતિ એટલે વાસ્તવિક અનુભવ એવો અર્થ લેવાતો નથી. અનુભૂતિ એ અનુભવનો આભાસ પણ હોઈ શકે. તેથી તો મૃત્યુવિષયક રચનાઓમાં અનુભૂતિ છે કે નહીં એનો નિર્ણય કરવાની વાચક તક લઈ શકે છે. જેમ કે 'કવિનું વસિયતનામું' (સુરેશ જોષી) કે 'આભાસી મૃત્યુનું ગીત' (રાવજી) જેવી રચનામાં અનુભૂતિ છે એવા અભિપ્રાય પર પહોંચી શકાય છે. 'સતત'ની પહેલી ગઝલમાં વતન છોડવાના ખ્યાલથી જાગેલા દર્દનું નિરૂપણ છે. ત્યાં અનુભૂતિ છે. પછી વતન છોડવું ન પડે એવી શક્યતા ઊભી થઈ તેથી પહેલી અનુભૂતિની સચ્ચાઈ જોખમાતી નથી.

ભરી લો આંખમાં રસ્તાઓ, બારીઓ, ભીંતો,
પછી આ શહેર, આ ગલીઓ, આ ઘર મળે ન મળે
વતનની ધૂળથી માથું ભરી લઉં આદિલ
અરે આ ધૂળ પછી ઉમ્રભર મળે ન મળે.

પહેલા શેરમાં રસ્તાઓ, બારીઓ, ભીંતો જેવી આભિધેય પદરચના પણ દૃઢ બને છે એના લયને લીધે અને લયમાં છેવટે પરોવાઈ જતા 'ઘર'ને લીધે. આવી અનુભૂતિ અને એને ઉપસાવતી સાદગી ક્યારેક ચમત્કારક લાગે છે. ક્યારે સ્પષ્ટ કથનનો શેર પૂરો થયો અને ક્યારે કથયિતવ્ય ગતિશીલ કલ્પનામાં અનુભવાયું એની સભાનતા જાગતી નથી.

પીળા સમયના ઘોડલા સંતાય સૂર્યમાં,
પૈડાંઓ રથનાં છૂટાં પડી જાય સૂર્યમાં.

આ પ્રકારે ચડી જાય એવો એક શેર બીજી ગઝલમાં છે:

સૂરજને કહેજો રથ જરા વાળી લે આ તરફ,
થીજી ગયું છે રકત અહીં અન્ધકારનું.

સંગ્રહમાં મુકાયેલી પદ ગઝલોમાં આવા થોડાક શેર જરૂર જોવા મળશે. ક્યારેક આદિલના કવિકર્મની સભાનતાનું ગૌરવ કરવાનું મન થશે તો ક્યારેક એમ પણ કહેવાની ઇચ્છા થશે કે આ સુપરિણામ આદિલની અણઆવડતને લીધે છે. આદિલને પોતાનાં વળગણો છે જ. નગર અને રણ, ભૂતકાળ અને ક્ષણ, સૂર્ય અને અંધકાર, સ્વપ્ન અને દીવાલનાં કવિકલ્પિત અંતરો વચ્ચે સતત ભટકવું પડે છે. એમાંય 'પીળું' વિશેષણ તો વર્ષોથી આદિલમાં ઘર કરી ગયું છે. આ પીળિયાને શું કહીને ઓળખીશું? પુનરાવર્તન દોષ કહી શકાય, કવિના મનોવિશ્લેષણનો આધાર બનાવી શકાય, મરણાસન્ન દૃશ્યજગતનો સંકેત કહી શકાય. 'પીળી કવિતા' શીર્ષક કરીને એક રચનામાં કવિએ પીળાશ પાથરી છે અને છેલ્લે કબૂલ્યું છે કે પીળી દૃષ્ટિમાં પથરાતી દુનિયા પીળી પીળી. પોતાની તેમ જ સમકાલીન કવિતા માટે આવો અસંતોષ કવિ પ્રગટ કરે તો સ્વીકાર્ય બને એમ છે.

સંગ્રહનાં ૩૦ કાવ્યો અને 'ઐતરેય ઉપનિષદ' નામે અનુવાદનો અનુવાદ આદિલનો કવિ તરીકે વિકાસ સૂચવે છે. પૂર્વેનાં કાવ્યોમાં કલ્પનોનું બળ મોટે ભાગે વચ્ચેના એલફેલ ઉદ્‌ગારોથી વિખેરાઈ જતું જોવા મળતું. વિદ્રોહના વેશે વલોપાત ઊભ-સતો. હવે વિરોધનું સ્થાન સમજ લે એની શરૂઆત થઈ છે; આવેશનીતરતી ને સંવેદન ન બને એવી ભૂમિકા તૈયાર થતી જોવા મળે છે. કાવ્યો ઘાટીલાં બનવા લાગ્યાં છે.

'સળગતાં સૂર્યનાં શહેરો' 'આજ' 'અંધકારના ઊંડાણોથી' તો સુબદ્ધ છે જ. 'ગૂંગી સળવળે' અને 'રાતની કાળી ડાળ પે'માં વાતાવરણનું સાતત્ય છે. બીજાં કાવ્યોમાંય કલ્પનો અને લયખંડો તો છે જ પણ આડપલાંની જૂની આદત અને પ્રાસપ્રેરિત પુનરાવર્તનો નડે છે. યૌન-પ્રતીકો માટેની કવિની લાગણી સૌન્દર્યની અનુ-ભૂતિમાં કયારેક અગવડો ઊભી કરે છે. આ જૂની આદિલિયતમાંથી પેલાં ત્રણ કાવ્યો બચી ગયાં છે.

'સળગતાં સૂર્યનાં શહેરો' વર્ણનાત્મક કૃતિ લાગે પણ એવી સાદી રચના એ નથી. એની દૃશ્યાત્મકતામાં અતિવાસ્તવનો પ્રવેશ ઘનતા ઉમેરે છે. સાથે સાથે માન-વીય સંદર્ભની સમજ સ્ફૂટ થાય છે. 'અન્ધકારના ઊંડાણોથી'માં કવિના અંગત અનુભવને બિનંગત બનવા માટે કોઈ વિશિષ્ટ આધાર શોધવો પડતો નથી. રજૂઆતમાં જ

કવિને વિગતની ત્રીજી બાજુ મળી જાય છે. સજીવારોપણાની પ્રવૃત્તિ ત્યાં ન અટકતાં ગતિશીલ કલ્પનામાં પરિણામે છે અને નરી હકીકત પણ કાવ્યપંક્તિનો અવતાર પામે છે. ભાઈ અને પોતાની વચ્ચેનું ભૌગોલિક અંતર જે એક વીગત થઈ. એ વાસ્તવિક જુદાઈ કાવ્યપંક્તિમાં લોપ પામતાં ભાવાત્મક સંધિ રચાય છે. દૂર રહેતા ભાઈની ફ્રાગ્ય તરતી તરતી પાસે આવે છે. બેફિકર લાગતા માણસની ગુપ્ત કડી હાથ લાગી જાય છે અને એની આખી કુંડળી ખુલ્લી પડી જાય છે. વેદનાને વરદાન માનનારને લાગે છે કે દર્દ તો અહીં પણ છે અને તેથી વિકાસનો સંભવ છે.

આદિલના રચનાવિધાનમાં પ્રતીકની નહીં, રૂપકની મદદ છે. 'આજ'ની પહેલી પંક્તિ રૂપકમાં છે: "આજ મૌનનું બંધ શિવાલય ખૂલ્યું. શિવાલય ખૂલતાં મંદિર અને શિવલિંગનો સંદર્ભ ઊપસવાને બદલે કવિ સાક્ષાત શંકરના વ્યક્તિત્વમાં પ્રવેશે છે. 'ખરી પછાડી પુચ્છ ઉછાળી' એ સિતાંશુની પંક્તિઓ પણ અહીં આદિલમાં ભળી ગઈ છે. સૌરભ ઊઠીને નંદીને પંથ ચીંધે ત્યાં ઘંટારવની સૌરભ પ્રસરે કુંજે કુંજે' પંક્તિ આકસ્મિક લાગે પણ અનુગામી ક્ષણે જ નંદીની ગતિ સાથે કુંજનું દૃશ્ય સુમેળ સાધી શકે છે. 'કુંજ'ના પ્રાસની મદદથી 'જટા જટામાં] ગંગા ગુંજે' પંક્તિનું અવતરણ સહજ બને છે. ત્યાં 'આજ સકલ' બ્રહ્માંડ શબ્દનું ઝૂલ્યું ખૂલ્યું અને ઝૂલ્યુંનો પ્રાસ અનુસંધાનકારક નીવડે છે. મૌન અને શબ્દોનો સંબંધ શિવાલયની અંદર-બહારની સૃષ્ટિ દ્વારા સૂચવાય છે. આ અર્થઘટન ઉપરાંત લય અને પ્રાસથી સધાયેલી એક લલિત રચના તરીકે પણ પ્રસ્તુત કૃતિ હૃદ્ય રહે છે.

'સતત' વિગતથી આગળ છે. અને અનાગતની દિશામાં છે એ જોઈને આનંદ થાય છે.



ઓળા (કિકાકુ)

  ઝળહળ પૂનમચાંદ।

    ઘરપરસાળે

સહુના ઓળા લબપ્રલબ.

## એ જ કરુણા ☐ સુરેશ દલાલ

મને ક્હોને
ક્યાં છે
પથ પ્રભુ તમારો
કઈ દિશે?
હવાનો ત્યાં કેવો હળુ હળુ હશે નીરવ લય?
હશે કેવાં વૃક્ષો, વિહગ, ધરતી ને નભ પણ?
મને આપો, દેવા! દરશનતણી દિવ્ય રણઝણ!

લઈ હું આવું છું દિવસ રજની: તાંદુલકણો;
કણોમાં કોરાઈ અરવ કથની: જીવનવ્રણો.
તમે પાસે લેને, હરિ! ગઠરિયાં ખોલી દઈને
અશબ્દી આંખોથી પળ પળ મને વીંટી વળજો!

તમારા સ્પર્શેથી ઉપવન થશે, શાન્ત સભર
અહો! વૃક્ષે વૃક્ષે હરિત પરશે સ્વપ્નીલ હવા;
મને ઊંચે ઊંચે શિખર શિખરે ટોચ ઉપર
લઈ તો જાશો ને શિથિલ પગને પાંખ દઈને?

તમારી આભાના ઝળહળ થતાં શૃંગ અરુણા;
શમ્યા પ્રશ્નો, ત્યાંથી પથ પ્રકટતો એ જ કરુણા!

## ખંડ ☐ અરવિંદ મુનશી

એક શહેર
ગલી ને ઘર
ઘરનો સૂનો સૂનો ખંડ;
નજરનો દીવો બળે અખંડ!

એક વંન
વૃક્ષ ને ડાળ
ડાળ પર એકલવાયું ફૂલ;
ફૂલની છાની ઝૂરે સુગંધ
નજરનો દીવો બળે અખંડ!

એક શહેર
ગલી ને ઘર
ઘરનો હર્યોભર્યો તવ ખંડ;
– મારે માટે દુવાર બંધ!
નજરનો દીવો બળે અખંડ!

# શ્રીમદ્ ભગવદ્‌ગીતા

## અધ્યાય ૨: સાંખ્યયોગ

અનુ.: મનસુખલાલ ઝવેરી

સર્વના દેહમાંહે આ આત્મા નિત્ય. અવધ્ય છે;
કોઈયે પ્રાણીનો તેથી શોક ના કરવો તને
છાજતો, હે ધનંજય ! ૩૦

સ્વધર્મ પણ જોઈને શોભે ના ડગવું તને;
નથી ક્ષત્રિયને શ્રેય અન્ય કો, ધર્મ્ય યુદ્ધથી. ૩૧

સાંપડ્યું આ અનાયાસે, ઉઘાડું દ્વાર સ્વર્ગનું :
આવું યુદ્ધ મળે, પાર્થ ! ભાગ્યશાળી જ ક્ષત્રિને. ૩૨

અને તેમ છતાં તું આ ધર્મ્ય યુદ્ધ નહિ કરે,
તો સ્વધર્મ અને કીર્તિ તજી તું પાપ બાંધશે. ૩૩

વગોવ્યાં કરશે લોકો તને કાયમ રાત દિ'
અકીર્તિ માનવંતોને મૃત્યુથી અદકી વડી. ૩૪

ભયથી રણ છોડીને ભાગ્યો તું : એમ માનશે
મહારથી બધા; જેમાં થયો તું, બહુમાન્ય તે
લોકોની વચમાં પાર્થ ! હલકો પડશે જ તું. ૩૫

તારા સામર્થ્યની નિન્દા કરતા તવ શત્રુઓ
બોલવાયોગ્ય ના તેવું ઘણું યે બોલશે : અને
દુઃખદાયી હશે એથી વધારે પાર્થ ! શું તને ? ૩૬

હણાયે પામશે સ્વર્ગ, ને જીત્યે માણશે મહી;
તો હે કૌન્તેય ! ઊભો થા, કરી યુદ્ધાર્થ નિશ્ચય. ૩૭

લાભહાનિ, સુખોદુઃખો, હારજીત ગણી સમ,
તો, થા સજ્જ તું યુદ્ધાર્થે; નડશે પાપ ના તને. ૩૮

જ્ઞાનમાર્ગતણી દૃષ્ટિ કહી આ તુજને; હવે
કર્મયોગતણી દૃષ્ટિ કહું છું : તે તું સાંભળ :
થઈ તું યુક્ત જેનાથી, તોડશે બંધ કર્મના. ૩૯

કર્મયોગ વિશે, કર્મ આરંભ્યું એક વાર જે
તે નથી પામતું નાશ; અવળું ન કદી ફળે;
૪૦ સ્વલ્પે આ ધર્મની ચર્યા મહાભયથી રક્ષતી.

હોય છે બુદ્ધિ આ માર્ગે એકાગ્ર, નિશ્ચયાત્મક;
અને નિશ્ચય જેને ના હોય તેવા મનુષ્યની
૪૧ ફંટાતી હોય છે બુદ્ધિ અસંખ્ય, વિવિધે દિશે.

હે પાર્થ ! વળગે જેઓ વેદના શબ્દને જ, ને
કહે કે, 'કશું યે છે ના આનાથી પર', મૂર્ખ તે.
ફૂલીફાલી વદે તેઓ વાણી કે: 'જાતજાતના
યજ્ઞયાગાદિ કર્મોના ફળરૂપે મનુષ્યને
પુનર્જન્મ મળે; અને
ભોગ ઐશ્વર્યની પ્રાપ્તિ થાય તેને ભવે ભવે.'
ડૂબેલા કામનાઓમાં, સ્વર્ગને જ ગણી રહ્યા
લક્ષ્ય એક જ, તેઓ આ વાણીથી લલચાઈને,
ભોગ ઐશ્વર્યમાં મગ્ન ધનંજય ! થઈ જતા;
અને તેવા મનુષ્યોની કાર્યાકાર્ય વિવેકની
૪૨-૪૩-૪૪ બુદ્ધિ નથી જ શકતી થઈ એકાગ્ર ને સ્થિર.

વેદો ત્રૈગુણ્યવિષયી, થઈ જા તું, ધનંજય !
ત્રિગુણાતીત, નિર્દ્વન્દ્વ, સ્થિર શાશ્વત સત્યમાં;
૪૫ યોગક્ષેમની ચિન્તાથી પર, આત્મપરાયણ.

લહેરાતું જળ સર્વત્ર હોય ત્યાં કામ જેટલું
કૂવાનું, તેટલું સર્વ વેદોનું કામ હોય છે
૪૬ બ્રાહ્મણ જ્ઞાનવાનને.

અધિકાર તને માત્ર કર્મનો, ફળનો નહિ;
થજે ના ફલહેતુથી કર્મનો કરનાર તું;
૪૭ ને થજે નહિ આસક્તિ રાખનાર અકર્મમાં.

યોગમાં રહી, આસક્તિ છોડી, સિદ્ધિ-અસિદ્ધિને
સરખાં ગણી, કર્મો તું કર તારાં, ધનંજય!
કહે યોગ સમત્વને. ૪૮

સકામ કર્મ છે નીચું ઘણું પાર્થ! સમત્વથી
કરેલા કર્મથી; જા તું શરણે એ સમત્વને.
ફલહેતુથી કર્મોને કરનારા છે પામર. ૪૯
સમત્વ બુદ્ધિવાળો એ, પુણ્ય ને પાપ બેયને
તજી દે છે અહીં; તેથી લાગી જા પાર્થ! યોગમાં.
યોગ છે કર્મકૌશલ. ૫૦

સમત્વયુક્ત જ્ઞાનીઓ કર્મના ફળને તજી,
જન્મબંધનથી છૂટી પામે પદ નિરામય. ૫૧

બુદ્ધિ તારી વટી જશે જ્યારે કળણ ભ્રાન્તિનું,
ઉદાસીન થઈ જાશે ત્યારે તું, સુણ્યું જે કંઈ
હશે ને સુણવાનું જે હશે તે બેયના પ્રતિ. ૫૨

સાંભળ્યું હોય તેનાથી ગૂંચવાઈ ગયેલી આ
બુદ્ધિ તારી સમાધિમાં થશે નિશ્ચલ ને સ્થિર,
ત્યારે તું પામશે પાર્થ! સમત્વરૂપ યોગને. ૫૩

## અર્જુન બોલ્યો

સમાધિસ્થ સ્થિતપ્રજ્ઞ કોણ કહેવાય, કેશવ?
સ્થિતપ્રજ્ઞ શી રીતેથી બોલે, - બેસે, હરેફરે? ૫૪

## શ્રી ભગવાન બોલ્યા

મનુષ્ય મનની જ્યારે કામનામાત્ર દે તજી,
ને રહે નિજમાં તુષ્ટ નિજથી, પાર્થ! ત્યારે
કહેવાયે સ્થિતપ્રજ્ઞ એ. ૫૫

દુઃખોમાં મન જેનું ના ધરે ઉદ્વેગ, ન સ્પૃહા
ધરે સુખ વિશે, રાગભયક્રોધથી મુક્ત જે,
૫૬ સંયમી સ્થિતપ્રજ્ઞ તે.

જે સર્વત્ર અનાસક્તિ રાખે, પામી શુભાશુભ
૫૭ જે ન નન્દે, ન ધિક્કારે, પ્રજ્ઞા છે તેહની સ્થિર.

કાચબો સર્વ બાજુથી સંકોરી અંગ જેમ લે,
તેમ આ ખેંચી લે જ્યારે ઇન્દ્રિયો ઇન્દ્રિયોતણા
૫૮ વિષયોમાંહિથી, ત્યારે પ્રજ્ઞા તેની થતી સ્થિર.

ઇન્દ્રિયોથી ન માણે જે ભોગો, વિષય તેમને
કાજ રહેતા નથી; કિન્તુ રસ તેનો રહ્યાં કરે;
૫૯ રસ યે જાય છે ચાલી, દર્શને પરમાત્મના.

કૌન્તેય! ઇન્દ્રિયો એવી તોફાની હોય છે જ કે
તેમને અંકુશે લેવા મથતા સુજ્ઞના ય તે
૬૦ મનને ખેંચી એ જાતી પરાણે વિષયોભણી.

નાથી તે સર્વ, મારામાં જોડીને મન બેસવું;
૬૧ ઇન્દ્રિયો વશ છે જેને, પ્રજ્ઞા છે સ્થિર તેહની.

રટણા વિષયોકેરી કરનારા મનુષ્યને
આસક્તિ થાય છે તેમાં; આસક્તિમાંથી કામના;
કામનામાંથી જન્મે છે ક્રોધ: ક્રોધથી મૂઢતા
જન્મતી; મૂઢતામાંથી નાશ સ્મૃતિતણો થતો;
સ્મૃતિના નાશથી નાશ વિવેકબુદ્ધિ પામતી;
૬૨-૬૩ વિવેકબુદ્ધિના નાશે, નષ્ટ નિઃશેષ થાય એ.

રાગદ્વેષથી છૂટેલી અને સ્વાધીન ઇન્દ્રિયો
વડેથી વિષયોમાંહે ફરતાં, આત્મનિગ્રહી
૬૪ મનુષ્ય પાર્થ! પામે છે ચિત્તકેરી પ્રસન્નતા.

પ્રસાદે ચિત્તનાં, એનાં દુઃખો સૌ નાશ પામતાં;
પ્રસન્ન ચિત્તવાળાની બુદ્ધિ શીઘ્ર થતી સ્થિર. ૬૫

અયુક્તને[1] નથી હોતી બુદ્ધિ સ્થિર; અયુક્તને
નથી હોતી વળી શ્રદ્ધા; નથી શ્રદ્ધાવિહીનને
શાન્તિ હોતી; અને ક્યાંથી સુખ હોયે અશાન્તને? ૬૬

ભમતી વિષયોમાંહે ઇન્દ્રિયોમાંની જેહની
પૂઠે મન ભમે, ખેંચી પ્રજ્ઞા ઇન્દ્રિય એ જતી,
ખેંચી જળવિશે જાયે નાવને વાયુ જે વિધે. ૬૭

તેથી અર્જુન!
ઇન્દ્રિયો જેની પોતાના વિષયોમાંથી સર્વથા
નિગૃહીત થઈ હોયે, પ્રજ્ઞા તેની થતી સ્થિર. ૬૮

રાત્રિ જે સર્વ પ્રાણીની, જાગે છે તહીં સંયમી;
પ્રાણીઓ જાગતાં જેમાં, દ્રષ્ટા મુનિની રાત્રિ તે. ૬૯

સર્વે દિશાથી અભરે ભરાતો,
છતાં રહે જે સ્થિર, શાન્ત તેહ
સમુદ્રમાં નીર પ્રવેશતાં યથા,
તેવી રીતે કામના સર્વ જેમાં
પેસે, શાન્તિ એહ પામે મનુષ્ય:
અને ન તે, જે વિષયો જ ઝંખતો. ૭૦

આસક્તિ સર્વ છોડીને ફરતો જે, સ્પૃહા અને
અહંતામમતામાંથી થઈ મુક્ત, મનુષ્ય તે
પામે ચિત્તની શાન્તિને. ૭૧

શાન્તિ આ છે સ્થિતિ બ્રાહ્મી; એને પામી મનુષ્ય ના
વશ વ્યામોહને થાતો: રહીને સ્થિર એ વિશે,
અન્તકાલેય, એકત્વ બ્રહ્મની સંગ સાધીને
મોક્ષને પાર્થ! પામતો. ૭૨

સાંખ્યયોગ નામે બીજો અધ્યાય પૂરો

---

૧. મન ને ઇન્દ્રિય જેણે વશ કીધાં ન હોય તે.

## જે ક્ષણથી મેં નિરખ્યું તારું વદન □ શ્રી અરવિંદ □ સુન્દરમ્

જે ક્ષણથી મેં નિરખ્યું તારું વદન ગોખમાં, મધુર પ્રિયતમે!
તેં નાખી મુજ હૃદય પરે, મુજ ચરણો પર મોહિની હા.

મુજ હૃદય મને લઈ જાય વદન તવ પ્રત્યે,
મુજ ચરણ મને લઈ જાય ગોખ તવ પ્રત્યે હજી પણ
કો અન્ય તણી ઇચ્છા શું મુજને બળથી રહી ધકેલી.

સૌન્દર્ય તણી ઓ ડાકિનિ, ઓ નિર્દોષ નયનની મોહણ,
નિઃશ્વાસોની જાળ મહીં તેં મુજને ઝડપ્યો સહસા.
હું સૂર્યપ્રકાશ નિહાળું, ભાળું તવ હસતો ત્યાં ચહેરો;
હું પુષ્પ ખરીદું, હોય તું જ એ તવ તેજોમય રૂપે.

હું મથ્યો ઘણું તવ જાળ થકી મુજ આત્મ બચાવી લેવા,
હું હવે મથીશ નહિ, એ ફફડે ત્યાં ભલે, મૃત્યુ ત્યાં પામે.
હું પણ તુજ કાયા સજીવ ઝડપીશ, કપોતિની ઓ મારી,
અને તને શિખવીશ પ્રેમની સકલ વેદના, સકલ માધુરી.

એ સભર નગરની શેરી પર તેં ગોખ થકી તુજ દૃષ્ટિ હતી જબ ઢાળી,
શું હતું મનમાં તુજ કે મારું હૃદય હરી લઈ, દયાદાન પછી દેવા?
પણ તેં જાણ જે જોયો છે તેણે મજાક નિત્યે પાપ તણી કીધી છે
અને જુગાર રમ્યો છે એ હા જીવન સંગે સકલ હારી જે એને દેવા
વા સકલ જીતવા એનું.

હું તને ચૂંટી હા લેશ ઝડપથી ફફડતા કો પંખી શી માળાથી.
તું સબળ અંકમાં સ્નેહ તણા પોઢીશ, એહના ધવલ હુંફાળા
હૃદય પરે તું ઢળશે.

ભયભીત બનેલી, હર્ષ ભરેલી પાંપણ તારી લેશે નહીં મીંચાશે,
તું એક ક્ષણે થૈ જશે પૂણી શી ધવલ, અન્ય ક્ષણ ગુલાબ થાશે.

મોર પોએમ્સ'

## પાંડુરંગની ઈંટ □ મનમોહન નાતૂ

(મરાઠી કવિતા)

તે ભીષણ સંધ્યાકાળે
રીવૉલ્વરની શોધ થઈ એથી
વિશ્વને પશ્ચાત્તાપ થયો

તે ભીષણ વેળાએ
સંધ્યાકાળના સૂર્યને
ગ્રહણ નહોતું છતાં ગ્રહણની છાયા લાગી

તે ભીષણ સંધ્યાકાળે
જુમ્મા મસ્જિદના ઘુમ્મટમાં તડ પડી
કાર્લાના સ્તૂપમાં પણ તડ પડી

તે ભયભીત ક્ષણે
સત્યાગ્રહ મહાયાત્રાએ નીકળ્યો
ઍફિલ ટાવર પ્રણામ માટે ઝૂક્યો

તે મહાન અંતકાળે
યમનો ઉગ્ર પાડો
કપિલા ગાયની જેમ ભાંભર્યો

એક પર્વની પવિત્રતામાં
સત્યનું બખ્તર ઊખડ્યું
ગોળ ઘુમ્મટોએ પડઘા ગુમાવ્યા

જેમના 'અસ્થિ પીંજરમાં'
સામ્રાજ્ય - સત્તા કેદ થઈ'તી
ચામડાના ડેરામાંથી તે જ અવાજ છૂટયો

ચાર ગોળીની બગાઈઓ
પૃથ્વીની અક્ષાંશ - રેખાંશની નસ
લાલ અને ભૂરી બધીને જ પી ગઈ

## ગોરખજ્ઞાન દિયો □ સરોદ

જિયો જિયો જી
ગુરુ, જિયો જિયો,
મને ગોરખજ્ઞાન દિયો.

જ્ઞાન કટોરું ગુરુ, દીધું મારા હાથમાં,
હેતે કીધું, પિયો પિયો;
અમરત એનું પી ગયો, તોય
હજી અંધારો રિયો, રિયો,
મને ગોરખજ્ઞાન દિયો.

ચહુ ગમથી હલ્લાઓ આવે
હુલ્લડ ભારે થિયો થિયો;
જ્ઞાન દડુલી મારી ડૂબત લાગે,
ગુરુ, હું બહુરિ બિયો બિયો.
મને ગોરખજ્ઞાન દિયો.

જાળવણી કરું જ્ઞાનની એવી
કૂંચી કોઈક કિયો કિયો;
સરોદ સદ્‌ગુરુએ સંભળાવ્યો,
હરિ ચરણોમાં રિયો રિયો.
મને ગોરખજ્ઞાન દિયો.

સૂર્ય આમ કેમ અસ્ત થયો?
    પ્હાનાની બળી પર કટાર કોણે મૂકી?

જગતના વિજેતાનો વિજય જેમના હાસ્યમાં
    ગીતાના અઢાર અધ્યાય જેમના હલનચલનમાં
    તે જ એક ઘાસનો કોળિયો કેમ થયો?

હવે પાંડુરંગની ઈંટ ઊડી!
    હવે બધી યે ભાષાનો કોશ દુઃખ શબ્દ થયો
    અને ભારતને માત્ર નિઃશબ્દતા ઘેરી વળી



## આ ઓગણચાલીસમું ☐ વિંદા કરંદીકર

[મરાઠી કવિતા]

આ ઓગણચાલીસમું સારું છે; બધાંયમાં. આપણા પગલા
નથી કરતા દાદરા પર અવાજ, અને નીકળતા પહેલા નથી ભૂલતા
આપણા હાથ છત્રી ઊંચકવાનું. ઘર તરફના નિયમિત રસ્તે
વેગ ન હોય તો પણ ગતિ હોય છે ... એ આપણે જાણી 'ચૂક્યા' છીએ.

આપણે આરસામાં જોઈએ તો પણ મોટેભાગે આરસામાં
જોતા નથી. અને બને છે આરસો સમજદાર.
એ આપણને નથી બતાવતો આપણો પહેલો સફેદ વાળ;
આપણને દેખાય છે તે, હોય છે ઓગણચાલીસમો! तत्त्वमसि।

તે આપણા કાલ્પનિક ઘર કને બાગ કરવાનો સંકલ્પ કરનારો
હળુહળુ ઊછેરે છે કુંડામાં ફલઝાડ, પત્નીની ઇચ્છા પ્રમાણે.
છોકરાંઓ સાથે જાઉં છું સરકસમાં. ફક્ત છોકરાંઓ માટે,
અને કરું છું દેવને નમસ્કાર, બીજાની સાથે સાથે.

અવેતન સામુદ્રિકને હાથ બતાવતા નથી હોતા આપણા કાન આશામય;
આપણે ઓળખીએ છીએ આપણી મર્યાદા (અમર્યાદ દિલદારપણાથી!)

## રહી જાય છે.... □ ધીરુબહેન પટેલ

આ અમારાં પુણ્ય અને પાપ
એકબીજાથી એકબીજાનો
છેદ ઊડી જાય એવાં
ક્ષણજીવી ને ક્ષુદ્ર!

તન્મયભાવે
રાહ જોઈએ છીએ કે ક્યારે
દાખલાનો જવાબ શૂન્ય આવે

પણ
હંમેશ રહી જાય છે
અફળાતો–ફૂટાતો એક
અને શરૂ થાય છે એકની તરંગલીલા
એનાં ગૂઢ આવર્તનો અને પુણ્યપાપના ઢગ
ધર્મ અને દુનિયાદારીના માર્યા સજાવતા
જઈએ છીએ વધારતા જઈએ છીએ.

ઊંચે ઊંચે વધતાં કદિક એ આકાશે પહોંચે
તો એના પર ચડીને અમે પકડી લઈએ તારા પગ
એવી કોઈક વિચિત્ર આશાનું પંખી ઘડીભર
માથા પર ચક્કર ચક્કર ઘૂમીને
વિલીન થઈ જાય છે
ભૂરી ક્ષિતિજની તે પાર!

રહી જાય છે બે
પુણ્યપાપના ઢગ અને દિનરાત એને
સરખા કરવાની મથામણ.

## કોણ જાણે

પ્રમથનાથ વીશી □ અનુ.: ચન્દ્રકાન્ત મહેતા
[ બંગાળી કવિતા ]

તારાઓ બારીમાંથી ડોકિયું કરીને પૂછે છે:
'આ ચન્દ્ર વળી અહીં ક્યાંથી આવ્યો?'
અવાક્ આકાશ કહે છે: 'કોણ જાણે.'

પક્ષીઓ બારીમાં ડોકિયું કરીને પૂછે છે:
'આ બુલબુલ અહીં ક્યાંથી આવ્યું?'
અવાક્ પવન કહે છે: 'કોણ જાણે.'

ફૂલો બારીમાં ડોકિયું કરીને પૂછે છે:
'અહીં આ માધવી લતા ક્યાંથી આવી?'
અવાક્ ઉપવન કહે છે: 'કોણ જાણે.'

ફાગણ બારીમાં ડોકિયું કરીને પૂછે છે:
'મારું સ્વપ્ન અહીં વળી ક્યાંથી?'
અવાક્ ઋતુઓ કહે છે: 'કોણ જાણે.'

બધા બારીમાં ડોકિયું કરીને પૂછે છે:
'આ છોકરી અહીં શી રીતે આવી?'
'એની મા છે ને, તેને ખબર છે.'

## કોણ છે તું?

યેવસ બૉનો ફૉય ☐ ઍન્થની રુડોલ્ફ ☐ કંચન પારેખ

[ફ્રેન્ચ કવિતા]

જે તેં વટાવેલા બધાયે માર્ગ
હવે બંધ થઈ ગયા છે.
ભટકવાનો સંતોષ પણ હવે
તારી પાસેથી છિનવાઈ ગયો છે,
તારા પગ નીચેની ધરતી
તારાં આગળ ન વધતાં પગલાંનો
માત્ર પડઘો જ છે!

તું જ્યાં આવ્યો છે ત્યાંની
પ્રગાઢ શાન્તિને
તું શા માટે
નિરર્થક બબડાટથી
દટાઈ જવા દે છે?

સ્મૃતિના ઉદ્યાનને
પેલો એકલવાયો અગ્નિ
નીરખી રહ્યો છે.
અને તું,
પડછાયામાં પડેલી છાયા જેવો...
ક્યાં છે રે, તું?
કોણ છે તું?

☐

## આ સુરભિ (બાશો)

કોણ જાણે કઈ વલ્લી,
કયા પુષ્પની:
કિંતુ – આ સુરભિ!

## ચાસમાં ☐ ભગવતીકુમાર શર્મા

ઝાકળનાં બુંદ થઈને હું વિલસું છું ઘાસમાં,
ચમકે છે જાણે આગિયા માટીના શ્વાસમાં.

ખીલી ગયા છે એટલે પગરવના અંકુરો;
વાવી ગયું'તું કોઈ ચણોઠીઓ ચાસમાં.

જાળું કરોળિયાનું ઝગે છે ચમક ચમક!
કિરણોની સેળભેળ છે રેષાના રાસમાં.

ટહુકાનો ફાગ ખીલી ઊઠ્યો વૃક્ષ ડાળ પર;
આવી રહી વસંત હશે આસપાસમાં.

જોયા'તા હાથ બોરસલી ગૂંથતા કદી;
મહેકી રહ્યું છે ચિત્ર સ્મરણની સુવાસમાં.

છટકી ગયું પતંગિયું સુખની ક્ષણો સમું;
ચીલાઓ રંગભીના છે તો પણ પ્રવાસમાં.

ઉંબરને ટોડલેથી તે પાદરને પાળિયે;
છેલ્લે સુધી રહ્યો છું હું આછા ઉજાસમાં.

## દુર્બોધ્ય ☐ માયા બસુ ☐ અનુ.: ચન્દ્રકાન્ત મહેતા

[ બંગાળી કવિતા ]

તમે તમારા બાગમાં મને કેમ પેસવા નથી દેતા?
એ તો મને કેમેય સમજાતું નથી.
મારા અસ્ત્ર વિનાના હાથમાં લોહીનો ડાઘ નથી.
હું મારા ઝેરીલા નિશ્વાસ વાયુથી
તમારી કુસુમિત વિવિધરંગી મંજરીની તાઝગીને
લવલેશ પણ મ્લાન કરવાની નહોતી.

તમારા બાગના એક પણ ફૂલને
હું એના દીટાંથી વિખુટું ન પાડત,
એક પણ નવા કિસલયને હું તોડત નહિ.
પુષ્પથી ભરેલાં કોઈ વૃક્ષ, કે ફ્લવતી કોઈ તરુશાખાને
નિષ્ઠુર હિંસ્ર આઘાતથી હું છિન્નવિછિન્ન કરવાની નહોતી.

બીજી એક વાત હું કેમે કરીને ભૂલી શકતી નથી.
અપમાનથી ને અભિમાનથી વારે વારે પાછાં ન આવવાનો નિશ્ચય
કરવા છતાં, હું શા માટે ફરી ફરી પાછી આવ્યા કરું છું?

શા માટે તમારા કુંજ કાનનના અવરુદ્ધ દ્વારની બહાર,
અસીમ આશાભરી ઊભી રહું છું હું દિવસોના દિવસો?
શા માટે તમારી ચપળ દષ્ટિના પહેરાને ટાળીને
તમારા નિષિદ્ધ રાજ્યમાં ઘૂસી જવાની ઇચ્છા થાય છે?

તમારા બાગની એ દુર્લંધ્ય દીવાલ –
તમારો કઠણ, અટલ, સબળ પ્રતિરોધ –
એ બધાને શા માટે ભાંગીને ચૂરેચૂરા કરવાનું
ને કણ કણને દૂર ફગાવી દેવાનું મન થાય છે?

ક્યારેક ક્યારેક મનમાં થાય છે –
જો તમે મને એક વાર પણ
તમારા એ અચલાયતનમાં મને પેસવા દીધી હોત
તો કોને ખબર, કદાચ હું જોઈ શકત કે,
ત્યાં ફૂલ નથી, ફળ નથી, વૃક્ષ નથી, છાયા નથી.

પણ વેરાન, સૂકી, પથરાળી જડ જમીન છે.
તો શું મારી આગળ એનું સાચું રૂપ છતું થઈ જશે
તેને લીધે છે બધો આ ગોપન ખેલ?

બંધ બારણાંની આડમાં, રહસ્યમય ઉદ્યાનની વચ્ચે
આવું કાંઈક છે, એટલે જ તમે તમારી જાતને છુપાવી રાખો છો?

આ અદભુત વાત શા માટે મારા મનમાં આવે છે
તે કેમે કરીને હું સમજી શકતી નથી.



## રવિવાર

ગ્રેસ બુચર ☐ કૌશિક પારેખ
[ આફ્રો - અમેરિકન કવિતા ]

ઘાસનું પોત
ગૂંથાયું છે
મારા નગ્ન દેહ પર.

તનમનીઆંએ
રચી છે ભાત
મારા નિતંબ પર.

ચાર-પાંખીઆ માર્ગ
પરસ્પરને વીંધીને
દોડી રહ્યા છે
મારા પગની પિંડીઓ પર.

સૂર્યનો ભાર
હાંફી રહ્યો છે
મારાં સ્તનો પર,
કોઈ પ્રણયી સમો!

મારા સાથળોને એ
સંપૂર્ણપણે પિછાણે છે
મારી રેખાએ રેખાને
એ ધરતીમાં ઓગાળી દે છે.

મીંચાયેલી આંખોમાં
ભભૂકી ઊઠે છે
અગ્નિજ્વાળાઓ,

હાઆઆશ !
પેલા તનમનીઆંના
ધુમાડાની એક ફૂંક
અને એકલતા
નહિવત્ થઈ જાય છે!

ઘાસ
હવે શીતલ બની ગયું છે;
મારી નગ્નતા પર
એ પોતાના આલેખ
કોતરી રહ્યું છે.

......અને સૂર્ય
મને વાંચી રહ્યો છે,
તારા સશક્ત
બાહુઓ વડે!

## રૂપસ્ફુરણા (Fancy) □ વસંત દાવતર □ અનુ. દીપક મહેતા

કાલ્પનિક વિશ્વમાં રમમાણ રહેનાર પ્રાણી તરીકે કંઈક ઉપાલંભપૂર્વક કવિને ઓળખવાની પ્રથા અને ઘરેડ જૂની જ છે. આ પ્રથા પ્રમાણે કલ્પિત અથવા કાલ્પનિકનો સત્ય સાથેનો, વાસ્તવ સાથેનો સંબંધ કાપી નાખ્યો છે. એથી આ પ્રથા કવિના ઉદ્‌ગાર પર વિશ્વાસ મૂકતી નથી. કવિના ઉદ્‌ગારને જીવનમાં ગંભીરપણે લેવાની આવશ્યકતા નથી, એવો દૃષ્ટિકોણ આ ઘરેડની પાછળ રહેલો છે. કવિ તો સ્વપ્નમાં ડૂબેલો હોય છે. આથી આ વાસ્તવિક જીવનમાં તેના ઉદ્‌ગારને સ્થાન નથી એવો અર્થ આ ઘરેડની પાછળ રહેલો જણાય છે. પણ સ્વપ્નને પણ હવે મનોવિજ્ઞાને વાસ્તવ સિદ્ધ કર્યું છે, તે પછી આ પ્રથાનો, આ ઘરેડનો અને તેને અનુસરીને પ્રચલિત થયેલા દૃષ્ટિકોણનો કશો અર્થ રહેતો નથી. અને તત્ત્વજ્ઞ દાર્શનિકોએ પણ સત્યનો, વાસ્તવનો અર્થ સંદર્ભસંબંધી ક્ષેત્રમાં મર્યાદિત કર્યા પછી આ દૃષ્ટિકોણ નીચેથી પાયાનો પથ્થર જ ખસી ગયો છે. પણ નિરર્થક ઘરેડ અને પ્રથા છાતીએ વળગાડીને સાચવી રાખવાની સ્થૈર્યવાદી જગતની રીત છે. જગતના વ્યવહારમાં તે ઠેર ઠેર જોવા મળે છે. પણ તેથી કાંઈ સંપૂર્ણ જીવનમાંનું કલ્પિતનું સ્થાન ભ્રષ્ટ કે નષ્ટ થઈ જતું નથી. કલ્પિત કે કાલ્પનિક એ પણ છેવટે તો અનુભવનું એક અંગ છે અને એ અંગ પણ સત્ય અને વાસ્તવ છે એટલું જ નહીં, પ્રત્યક્ષનું સૂક્ષ્મ અને પૂર્ણ દર્શન કરવા માટે અને પ્રત્યક્ષમાંથી નવું વાસ્તવ નિર્માણ કરવા માટે, સાકાર કરવા માટે કલ્પિત કે કાલ્પનિકનો ઉપયોગ પણ થતો હોય છે. તેવી જ રીતે, એકાદો વિચાર, એકાદી ભાવના, એકાદી યોજના, એકાદી સંયોજના, એકાદી સંઘટના, એકાદી આકૃતિનું મનમાં આવવું અને તેની ક્રિયા-પ્રક્રિયાનું હલનચલન અને રૂપોનું નિરીક્ષણ કરવું –તદ્દન માનસિક સ્તરે નિરીક્ષણ કરવું–તેનાં રૂપોનો ગોફ ગૂંથવો, પ્રકટ કરવો, એ પણ એક વાસ્તવ જ છે, સત્ય જ છે. અધિકાધિક પ્રકારે જીવનનું, જીવનમાંના પ્રત્યક્ષનું અને વાસ્તવનું દર્શન કરવા-કરાવવાનો, તેની શોધ કરવાનો, અને તેને પ્રકટ કરવાનો આ એક પ્રકાર છે. જીવનમાંનાં બીજાં જીવનઅંગો જેટલું જ મહત્ત્વ અને સ્થાન આ પ્રકારનું પણ છે.

કવિકલ્પિત કે કવિએ નિર્માણ કરેલા, વ્યક્ત કરેલા, આ જીવનનાં અંગોનો, રૂપોનો વાસ્તવ સાથેનો સંબંધ કાપી નાખી શકાય નહીં. કલ્પિત એ પણ એક અનુભવ છે, એ પણ જીવનનું એક સત્ય છે. વાસ્તવના અને સત્યના આ વિશ્વમાં કવિપ્રતિભાની ચંચલ ગતિનું, રૂપસાધનાનું પણ મહત્ત્વ છે. આ રૂપસાધના અને કલ્પકતા; એ બેને કેટલીકવાર સમાનાર્થ માની લેવામાં આવે છે. રૂપસ્ફુરણા એ જ આ રૂપસાધનાનું મૂળ હોય છે. રૂપ-

બાલમુકુંદ દવે





વેણીભાઈ પુરોહિત



સિતાંશુ યશશ્ચંદ્ર

સ્ફુરણા એ ક્ષણિક હોય છે, નિમિત્તમાત્ર હોય છે, અને તેથી કલ્પના કરતાં તે ઊતરતાં કોટિની છે એમ માનવાની એક વૃત્તિ છે. કલ્પના એ પ્રધાન અને રૂપસ્ફુરણા એ ગૌણ એવી શ્રેણી પણ આ જ વૃત્તિએ નિર્માણ કરી છે. આ શ્રેણીવિચાર અંગે મતભેદ હોઈ શકે, છે જ, પણ રૂપસ્ફુરણા અને કાવ્યાનુભવનો, તેની નિર્મિતિપ્રક્રિયાનો એક વિશેષ છે, એ અંગે મતભેદ હોવાનું કોઈ કારણ નથી. આ રૂપસ્ફુરણાની સ્થિતિ, ગતિ અને પ્રક્રિયાનું આકલન કાવ્યાસ્વાદમાં ઉપકારક નીવડે છે. કાવ્યનિર્મિતિની પ્રક્રિયામાં આ અંગોનું આકલન કાવ્યના ભાવકને દૃષ્ટિવાન બનાવે છે, અને 'કાવ્ય' વિશની વિભાવનાનું સ્પષ્ટીકરણ કરે છે.

કવિનું વ્યક્તિત્વ સૂત્રબદ્ધ હોય છે, સુસૂત્ર હોય છે, એકસૂત્ર હોય છે કે વિવિધ સૂત્ર હોય છે, એકમાર્ગી હોય છે કે દ્વંદ્વાત્મક હોય છે એ અંગે મતભેદ કે વાદવિવાદ સંભવી શકે. પણ કાવ્યાનુભવ–આ કાવ્યત્વનું પ્રસ્ફુરણ–વ્યક્તિનિષ્ઠ હોય છે એ અંગે વાદ, વિવાદ કે મતભેદ સંભવિત નથી. વિશ્વમાંની વસ્તુ, ઘટના કે ક્રિયામાં સામેલ થવાથી, સામેલ થતાં થતાં, કે સામેલ થવાનું નકારતાં આ અનુભવનો આરંભ થાય છે (એમ જોઈએ તો કોઈ પણ અનુભવનો આરંભ આ જ પાર્શ્વભૂમિ પરથી થાય છે.) આ સ્વીકારવાના તેમ જ નકારવાના અનેક પ્રકારો હશે, વિવિધ પ્રકારો હશે. ક્યારેક અસ્તિવાચક, ક્યારેક નાસ્તિવાચક, ક્યારેક સંદેહાત્મક, ક્યારેક ઉદ્ગારવાચક તો ક્યારેક પ્રશ્નાર્થક. અને તેનાં સંમિશ્રણો પણ પાછાં અનેક પ્રકારનાં અને ગૂંચવણભર્યાં. આ સંસ્કાર ક્યારેક વ્યક્ત, ક્યારેક અવ્યક્ત, તો ક્યારેક અર્ધસ્ફુટ હશે. આ સંસ્કારને જન્મ આપનાર પ્રત્યક્ષ, હકીકત, અને આ સંસ્કાર ઝીલનારી કવિવ્યક્તિની વચ્ચે, કલ્પક સંબંધ બંધાયો હશે, સંઘટિત થયો હશે. વળી તે સંબંધ પ્રત્યક્ષ કે ઘટના સાથે સંવાદી હોઈ શકે, વિસંવાદી હોઈ શકે કે સંવાદી અને વિસંવાદી એવો મિશ્ર પ્રકારનો હોઈ શકે. વળી આ સંમિશ્રતા સમ પ્રમાણમાં હોઈ શકે, વિષમ પ્રમાણમાં હોઈ શકે, કે તેનું પ્રમાણ વિવિધ માપનું હોઈ શકે. પણ આ સંબંધમાંથી, સંઘટનામાંથી અંતે કાવ્યાનુભવની સુસંબદ્ધ અને સુઘટિત આકૃતિ નિર્માણ થાય છે. આ સંબંધ કે સંઘટનાની પ્રસ્થાપનામાં જ રૂપસ્ફુરણાનું સ્થાન, કાર્ય કે પ્રયોજન રહેલું છે.

કવિ અનેક પ્રકારની કલ્પના કરે છે. કલ્પનામાં તે પશુપક્ષીઓને માણસની જેમ બોલતાં કરે છે, માણસની જેમ જીવતાં કરે છે, ઘોડાને પાંખ આપી તેના પર રાજકુમારને સવાર કરીને સ્વર્ગમાં દેવોને મદદ કરવા માટે મોકલી દે છે, કે એકાદ પરીની અદ્ભુત શક્તિ વડે એકાદી રાજકુમારીને પાંખો આપીને આકાશમાં કે અન્ય અદ્ભુત જગતમાં રાજપાટ કરાવીને ફરી ધરતી પર લઈ આવે છે. આ બધી કવિકલ્પના એ ફક્ત કલ્પના નથી

હોતી. આ કલ્પના દ્વારા કવિએ વાસ્તવ અને અદ્‌ભુત એ બેની વચ્ચે સંબંધ નિર્માણ કર્યો હોય છે. અને આ કલ્પિત સૃષ્ટિમાંના સંબંધો, ઘટના અને અન્ય જીવનસંબંધોનાં વર્ણનો અને આવિષ્કરણો વાંચતી વખતે, ગ્રહણ કરતી વખતે, વાચક તેને સત્ય સમજીને વાંચે છે, અનુભવે છે, અને એક અપૂર્વ-અદ્‌ભુત સૃષ્ટિનો જીવંત અનુભવ તેને થાય છે. તેને સત્ય સમજીને વાંચ્યા વગર તે આ અનુભવ લઈ શકતો નથી. આ અનુભવ કરાવનાર વાસ્તવ અને અદ્‌ભુત વચ્ચે જે સંબંધ કવિએ નિર્માણ કર્યો હોય છે તે રૂપસ્ફુરણા હોય છે. ગાય ભાંભરે છે, ચકલી ચકચક કરે છે, ઘોડો ઝડપથી દોડે છે, રાજકુમાર ઘોડા પર સવાર થાય છે, રાજકુમારી ધરતી પર હરેફરે છે, એ વાસ્તવ થયું. પણ ગાય અને ચકલી એકબીજાની સાથે વાતો કરે ઘોડાને પાંખ ફૂટે અને તે આકાશમાં ઊડી શકે, રાજપુત્ર એવા ઘોડા પર સવાર થઈને દેવોને મદદ કરવા જઈ શકે, એક પરી હોય, એ રાજકુમારીને પાંખો આપી શકે, એ પાંખોની મદદથી રાજકુમારી આકાશમાં અને અદ્‌ભુત પ્રદેશોમાં સફર કરી શકે—આ બધું કલ્પિત તે તે વાસ્તવના સંદર્ભમાં વાંચતાં સાચું જ છે એમ બાળકોને કે એ ભૂમિકા પરથી વાંચતાં કોઈ પણ વાચકને લાગે છે, અથવા તે એમ માની લે છે, અને કવિનિર્મિત સૃષ્ટિનો અને જીવનનો તે અનુભવ લે છે. કવિએ નિર્મિત કરેલો આ સંબંધ, કવિએ નિર્માણ કરેલી આ અવર સૃષ્ટિ રૂપસ્ફુરણા દ્વારા સિદ્ધ થાય છે. અદ્‌ભુત અવર સૃષ્ટિમાં ખરાપણું લાગે છે તે વાસ્તવ અને અદ્‌ભુતની વચ્ચે કવિએ ખરા લાગે તેવા સંબંધનું નિર્માણ કર્યું હોવાને લીધે. આ સંબધનું નિર્માણ રૂપસ્ફુરણા દ્વારા થયું હોય છે.

છાતી પર પથ્થર મૂકી બોલતી નહીં, બોલાશે જ નહીં,
સૂર તારા, લય તારો, તાર તેં મેળવ્યા છે, મેં નહીં. (નારાયણ સુર્વે)

—આ કાવ્યપંક્તિઓમાં કોઈકને "બોલતી નહીં, બોલાશે જ નહીં" એમ કહેતાં આ બોલવાની પાર્શ્વભૂમિ કવિ જણાવે છે. "છાતી પર પથ્થર મૂકી" આ શબ્દસમુચ્ચય વડે બોલવું અને એ બોલવાનો કવિએ લીધેલો સંસ્કાર એ બેની વચ્ચે એક મૂલ્યસંબંધ પ્રસ્થાપિત થાય છે. આ મૂલ્યસંબંધ પ્રતીકાત્મક છે. આ પ્રતીકાત્મકતાં વડે નિરાકાર અને નિર્ભાર બોલવાને આકાર અને વજન પ્રાપ્ત થયાં. બોલવું એ પ્રત્યક્ષ, અને કવિવ્યકિત એ બેની વચ્ચે આમ, સંબંધ નિર્માણ થયો. આ સંબંધ બે પ્રત્યક્ષો કે ઘટનાઓ ('બોલવું અને 'પથ્થર છાતી પર મૂકવો') વચ્ચે સંબંધ સ્થપાતાં નિર્માણ થયો. આ સંબંધ સ્થપાયો છે રૂપસ્ફુરણા વડે. નહીંતર આ બે પ્રત્યક્ષો કે હકીકતોનું વ્યવહારમાં એકત્ર સ્થાન નથી. આ સ્થાન કવિની રૂપસ્ફુરણશકિતએ શકય બનાવ્યું અને તેમાંથી સંપૂર્ણ કવિતાના સંદર્ભમાં એક સ્વારસ્યપૂર્ણ વિધાનનું રૂપ નિશ્ચિત થયું, અનુભવક્ષમ થયું. "છાતી પર પથ્થર મૂકી બોલતી નહીં, બોલાશે જ નહિ" અને તે પછીની પંકિતમાંના "સૂર તારા, લય તારો,

તાર તેં મેળવ્યા છે, મેં નહીં" એ બે વિધાનોમાંનું સંબંધ-સંતુલન (Relational Balance) સંપૂર્ણ કવિતામાં અર્થપૂર્ણ બન્યું છે. આ અર્થપૂર્ણતામાં બીજી પંક્તિમાંનું આરોપણ અને તેમાંનો રૂપકાત્મક આશય–તેનું મહત્ત્વ છે. જે પરિભાષા વડે આ રૂપકાત્મક આશય સિદ્ધ થયો, એ પરિભાષા પાછી રૂપસ્ફુરણા વડે નિર્માણ થયેલી છે. આ પરિભાષા સંગીતની વિભાવના દ્વારા નિર્માણ થયેલી છે. સૂર, લય, વાદ્યના તાર, એ તાર મેળવવા, વગેરે વિભાવના સંગીતના થાટમાંથી આકાર ધારણ કરે છે. ગાન એ ક્રિયા અને તેનાથી પ્રભાવિત વિશ્વ અસ્તિત્વમાં આવે છે તે મૂળ આ પ્રારંભિક સિદ્ધતા દ્વારા. પ્રસ્તુત કવિતામાં પ્રીતિ-સંચાર ગતિનો આ થાટ પ્રેયસીએ પોતે, પોતાના આંગિક વૈશિષ્ટ્ય વડે ઊભો કર્યો છે. આ વૈશિષ્ટ્યનો અને સંગીતમાંની સંબંધિત વિભાવનાનો વાસ્તવમાં નહીં તેવો સંબંધ એ બન્ને વચ્ચે રૂપસ્ફુરણ વડે નિર્માણ થયો છે, અને પ્રિયકરના આરોપણની પરિભાષા નિર્માણ થઈ છે. આ પરિભાષાએ પ્રીતિસંચારનું પ્રસ્તુત કવિતામાનું પ્રારંભિક વૈશિષ્ટ્ય વ્યક્ત કર્યું અને આ વૈશિષ્ટ્ય વડે અંકિત એવી પ્રિયકર-પ્રેયસીની માનસિક અવસ્થા સંતુલિત થઈ. વિશેષત: પ્રિયકરના આરોપણમાંના ધારદારપણાને કેન્દ્ર સાંપડ્યું. સંગીતની ઉપલી વિભાવના વગરનું ફક્ત એ અર્થનું કે કવિભાવનાનું વિધાન કે સારવિધાન એ કેવળ તર્કવાદ બની રહેત. એ તર્કવાદનું રૂપ કાવ્યાત્મક નથી. કેવળ તર્કવાદને આ જે કાવ્યાત્મક રૂપ પ્રાપ્ત થયું તેનું મૂળ આ પંક્તિમાં રૂપકાત્મક આશય નિર્માણ કરનાર રૂપસ્ફુરણમાં છે.

"સખે! નિર્મ્યું છે વિધિએ ચોર જન્મ્યો તેની પહેલાં
દિવસે સૂર્યાસ્તનું સોનું, રાતે ચાંદનીનું રૂપું." (બા. ભ. બોરકર)

–આ બે પંક્તિઓમાંથી બીજી પંક્તિનાં અલંકારો સુસ્પષ્ટ છે. રૂપ અને ગુણના સાધર્મ્ય પર આધારિત આ અલંકારોમાં બબ્બે ઘટનાઓનો સંબંધ પ્રસ્થાપિત થયો છે. સૂર્યાસ્તનું વાતાવરણરૂપ અને સોનું, તથા ચાંદની અને રૂપું, એ બબ્બે સ્વતંત્ર હકીકતો છે. તેમની વચ્ચે સંબંધ પ્રસ્થાપિત થતાં નિર્માણ થયેલા કલ્પન દ્વારા આ પંક્તિનું કાવ્યાત્મક રૂપ સિદ્ધ થયું છે. આ કલ્પનો સૂર્યાસ્ત અને સોનું તથા ચાંદની અને રૂપુંની વચ્ચે સંબંધ જોડનાર રૂપસ્ફુરણાએ નિર્માણ કર્યાં છે.

"જે કોઈ દુભાયાં-ઘવાયાં, તેની સાથે લાગી માયા,
દેવ એનું નામ, ભક્તિ એ જ પામ." (તુકારામ)

તુકારામના આ સુપ્રસિદ્ધ અભંગની પંક્તિઓમાં દુભાયાં-ઘવાયાંની સાથે માયા લગાડનાર વ્યક્તિ અને દેવ એ બે વિભાવનાઓ વચ્ચે સંબંધ જોડવામાં આવ્યો છે. આ પંક્તિઓની અર્થપૂર્ણતામાં આ સંબંધનું મહત્ત્વ છે. આ સંબંધ-સંયોજન રૂપસ્ફુરણા વડે નિર્માણ થયું છે. નહીંતર દુભાયાં-ઘવાયાંની સાથે માયા લગાડનાર વ્યક્તિ અને દેવ એ બે વચ્ચે

તાર્કિક સંબંધ શો છે? કવિની કલ્પનાએ આ સંબંધ અને તેમાં રહેલું જીવનમૂલ્ય નિર્માણ કર્યું છે. આ સંબંધ તથા જીવનમૂલ્ય સંયોજિત થવાને લીધે જ એક ભાવસંબંધ અને ભાવપૂર્ણ વિધાન શક્ય થયું અને એક ભાવની વિભાવના પ્રકટ થઈ. અહીં બીજી એક વાત પણ સહજ રીતે ધ્યાનમાં આવશે. દેવ એ એક ભાવસત્ય, ભાવવાસ્તવ છે અને દુભાયાં-ઘવાયાંની સાથે માયા લગાડનાર વ્યક્તિ એ એક અપેક્ષિત ઐતિહાસિક વાસ્તવ છે, એ એક અપેક્ષિત હકીકત છે. એટલે રૂપસ્ફુરણાએ અહીં એક બાજુ ભાવસત્ય કે ભાવ-વાસ્તવ અને બીજી બાજુ ઐતિહાસિક વાસ્તવ કે હકીકત એ બેની વચ્ચે સંબંધ નિર્માણ કર્યો છે; અને આ પ્રક્રિયા વડે એક કાવ્યાંગનું નિર્માણ થયું છે.

કવિતામાંની કલ્પનનિર્મિતિમાં તો રૂપસ્ફુરણાનું સ્થાન અનન્યસાધારણ છે. 'પગમાં મોરપીછાં ખળખળે છે' 'રેશમી હીમવસ્ત્ર સળવળે છે,' 'ભાઠા પડેલા દ્વિપો પર હીમકિરણો સરે છે,' 'ઓઢેલી શાલને માદક ગંધ છે.' (ઇંદિરા સંત)—આવાં તો કેટલાંય ઉદાહરણો આપી શકાય, કે જ્યાં રૂપસ્ફુરણાને નકારીએ તો કલ્પન નિર્માણ થવાનું શક્ય જ ન રહે. તો કેટલીકવાર સંપૂર્ણ કાવ્યરૂપ જ રૂપસ્ફુરણામાંથી સાકાર થતું હોય છે. જેમ કે:

"કેટલાયે દિવસો પછી શ્યામલીના સહવાસમાં એ શીખ્યો
શરદના મેઘપિચ્છને ફરી જોતાં." (પુ. શિ. રેગે.)

આ કવિતામાં 'એ', શ્યામલી, શરદના મેઘપિચ્છ, એને જોતાં શીખવું—આ બધાં ઘટકો-અને આ બધાં ઘટકો વડે સિદ્ધ થનારા એક વિધાનનું ગ્રહણ, અભિજ્ઞાન, અને જાણ, એ બધાંની પાછળ કેટલીક વાતો ગૃહિત માની લેવી પડે છે. કેટલાય દિવસો, શ્યામ-લીનો સહવાસ, શરદનું વૈશિષ્ટ્ય, તેમાં મેઘને મળેલું પીંછાનું રૂપ અને આ બધાં સાથે 'એ'નું શરદમાંના મેઘપિચ્છને જોતાં શીખવું – તેમાંનો ભાવ અને ભાવાર્થ વગેરે આ રીતે ગૃહિત કરવો પડે છે. તેમને ગૃહિત કર્યા પછી જ આ કવિતામાંના વિધાનના ભાવાર્થ, સૂચિતાર્થ, શબ્દસંકેત અને રૂપશ્રી પ્રત્યયનના ફલકમાં આવી શકે છે. અને આ બધું ગૃહિત કરવા માટે, તેમનો પરસ્પરનો સંબંધ જોડવા માટે રૂપસ્ફુરણા એ એકમાત્ર સાધન છે. નહીંતર વાસ્તવમાં આ રચનાવ્યૂહનું કે તેમાંના ઘટકોનું અસ્તિત્વ રહેતું જ નથી.

હકીકત-હકીકતનો, મૂર્ત—અમૂર્તનો સંબંધ જોડવો અને આ સંબંધ જોડનારી પ્રક્રિ-યામાંથી નવા ભાવાર્થ, રૂપાર્થ, નિર્માણ કરવા એ રૂપસ્ફુરણાનું કાર્ય તેમ જ પ્રયોજન છે. આ દૃષ્ટિએ જોઈએ તો રૂપસ્ફુરણા એ કાવ્યત્વની આદિ શક્તિ છે. પણ બીજીયે એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે, બલકે ધ્યાનમાં રાખવી આવશ્યક જ છે. અને તે એ કે વિવિધ પ્રકારના સંબંધ સંઘટિત કરીને કાવ્યરૂપોની નિર્મિતિ થઈ રહી હોય ત્યારે રૂપસ્ફુરણાની શક્તિ જે માધ્યમ દ્વારા આ બધું સિદ્ધ કરે છે એ માધ્યમ પોતે સ્થિતપ્રજ્ઞ નથી હોતું. નિરીક્ષક

અને અલિપ્ત સંયોજક એવી ભૂમિકા આ માધ્યમની નથી હોતી, રહી શકતી જ નથી. આ માધ્યમ છે કવિ અને તેના શબ્દો. રૂપસ્ફુરણાની ક્રિયા-પ્રક્રિયામાં, તેનું નિમિત્ત બનનાર વિષયમાં અને આ પ્રક્રિયા વડે નિર્માણ થનારા અર્થસંઘટનના રચનાવ્યૂહમાં કવિ પોતે સામેલ હોય છે, સહભાગી હોય છે. રૂપસ્ફુરણા વડે જે સંબંધ નિર્માણ થાય છે તે કેવળ અનુભવ વિષયના ઘટક-ઘટક વચ્ચે જ નહીં, પણ આ ઘટકો અને કવિ, આ ઘટકો વડે સિદ્ધ થનારી અર્થોની અને રૂપોની કે અર્થરૂપોની સંઘટના–એમની વચ્ચે પણ સંબંધ જોડાય છે અને આ બધાં પોતે પાછાં ક્રિયાશીલ બનતાં હોય છે. આ ક્રિયાશીલતાને લીધે શબ્દ જીવંત બને છે. શબ્દો પણ આ અનુભવવિશ્વમાં સંચાર કરનારા બને છે. પરસ્પરના આ મેળમાંથી નવા નવા અનુભવસંબંધ નિર્માણ થાય છે, અભિનવ રૂપમાં અચલ સૃષ્ટિનું અને સૃષ્ટિના ભાવચક્રની ગતિશીલતાનું દર્શન શક્ય બને છે. નવી નવી વિવિધ રૂપસંયોજનાને જેમ મર્યાદા નથી, તેમ રૂપસ્ફુરણા વડે અનુભવની કક્ષામાં લાવી શકાતા કે આવી શકતા ભાવ-સંબંધોને, રૂપસંબંધોને, હકીકત–અનન્ય હકીકતના સંબંધોને અને તેના પ્રકારોને પણ મર્યાદા નથી. આથી જ રૂપસ્ફુરણાની વ્યાપ્તિ બાંધી શકાતી નથી, તેને ચોકઠામાં બેસાડી શકાતી નથી. રૂપસ્ફુરણાની આ પારા જેવી ચંચલ એવી ગતિ પણ ચપટીમાં આવી શકતી નથી.

રૂપસ્ફુરણા એ કાવ્યત્વની આદિ શક્તિ છે એમ અગાઉ કહ્યું છે. પણ આ શક્તિનું સ્ફુરણ ક્ષણકાલિક હોય છે, તેની તરલતા ઉપરછલ્લી અને બાહ્યઆવિર્ભાવ પદ્ધતિની હોય છે, એવો પણ એક મત છે. એ મત પ્રમાણે રૂપસ્ફુરણાની સરખામણીમાં સમાનધર્મી તથા સૂક્ષ્મદષ્ટિ અને પરિપુષ્ટ શક્તિ તરીકે કલ્પનાનો નિર્દેશ કરવામાં આવે છે એટલું જ નહીં, પણ કલ્પના એ કાવ્યત્વની એક શ્રેષ્ઠ શક્તિ છે અને તેની સરખામણીમાં રૂપસ્ફુરણા એ ઊતરતી શક્તિ છે એવું પ્રતિપાદન પણ વિચારવંતો કરતા હોય છે. પણ મને લાગે છે કે આ બન્ને શક્તિનું ગોત્ર એક જ છે. તેથી તેમના ધર્મો સમાનક્ષેત્રના છે, અને તેમનું હીર પણ સમાન કસનું છે. કાવ્યનિર્મિતિના કાર્યમાં આ બન્નેનું સ્વતંત્ર અને સમાન સ્થાન છે. એ બેમાંથી એકેને વર્જ્ય-અવર્જ્ય માનવાનું કારણ નથી, તેમ જ તેમાંથી એકેને વરિષ્ઠ કે કનિષ્ઠ ઠરાવવાનું પણ યોગ્ય કે ઉચિત ઠરશે નહીં. એવું ઠરાવતાં કે ઠરાવવાનો પ્રયત્ન કરવા જતાં કાવ્યપ્રક્રિયા વિશે મહત્ત્વના કોઈ મુદ્દા હાથ આવશે એવુંયે નથી. કલ્પનાનું મહત્ત્વ માન્ય કર્યા પછી અને કલ્પનાને કોઈ પણ પ્રકારે ઊતરતી શક્તિ ન લેખ્યા પછી પણ એમ કહી શકાય કે રૂપસ્ફુરણાને ગાળીને કે રૂપસ્ફુરણાના અભાવમાં કલ્પના કાવ્યનિર્મિતિની દિશામાં બહુ આગળ વધી શકે તેમ નથી. એટલું જ નહીં, પણ રૂપસ્ફુરણા વિના કલ્પના કાર્યરત રહી શકશે નહીં, બલકે તેનું કાર્ય જ અશક્ય બનશે. કલ્પનાનો જન્મ જ મૂળે રૂપસ્ફુરણામાંથી થાય છે.

**ઉપવનને આગમન □ ગની દહીંવાલા**

તમારાં અહીં આજ પગલાં થવાનાં ચમનમાં બધાંને ખબર થઈ ગઈ છે;
ઝુકાવી છે ગરદન બધી ડાળીઓએ, ફૂલોની ય નીચી નજર થઈ ગઈ છે.

શરમનો કરી ડોળ સઘળું જુએ છે; કળી પાંદડીઓના પડદે રહીને;
ખરું જો કહી દઉં તો વાતાવરણ પર, તમારાં નયનની અસર થઈ ગઈ છે.

બધી રાત લોહીનું પાણી કરીને, બિછાવી છે મોતીની સેજો ઉષાએ;
પધારો કે આજે ચમનની જવાની બધાં સાધનોથી સભર થઈ ગઈ છે.

હરીફો ય મેદાન છોડી ગયા છે, નિહાળીને કીકી તમારાં નયનની;
મહેકંત કોમળ ગુલાબની કાયા, ભ્રમર-ડંખથી બેફિકર થઈ ગઈ છે.

પરિમલ સાથે ગળે હાથ નાખી, કરે છે પવન છેડતી કૂંપળોની;
ગજબની ઘડી છે કે પ્રત્યેક વસ્તુ પુરાણા મલાજાથી પર થઈ ગઈ છે,

ઉપસ્થિત તમો છો તો લાગે ઉપવન, કલાકારનું ચિત્ર સંપૂર્ણ જાણે!
તમે જો ન હો તો બધા કહી ઊઠે કે, વિધાતાની ક્યાં યે કસર થઈ ગઈ છે.

'ગની' કલ્પનાનું જગત પણ છે કેવું, કે આવી રહી છે મને મારી ઈર્ષા!
ઘણીવાર આ જર્જરિત જગતમાં રહીને, ઘણી જન્નતોમાં સફર થઈ ગઈ છે.



**ગઝલ □ જવાહર બક્ષી**

તને નિહાળવાનો એક વિચાર થઈ જશે.
'ને તારા રૂપનો પળમાં ચિતાર થઈ જશે.

જરામાં પ્હોંચી જશે મારા આગમનની હવા
'ને દ્વાર દ્વાર ઉપર આવકાર થઈ જશે.

નગરમાં ઊતરી પડયાં છે અવાજનાં ટોળાં...
હું પાસે જઈશ તો એ શૂનકાર થઈ જશે.

સમયની સાથે હવે કોણ બાંધછોડ કરે?
પસાર થાવું હશે તો પસાર થઈ જશે.

વિરહની રાતની હસ્તી છે મારા મૌન સુધી,
સૂરજની વાત કરીશ... ને સવાર થઈ જશે.

**અરુણોદય (મિચિહિકો)**

ચંદ્ર ને હિમ
ને વળી આ ધુમ્મસે
અરુણોદય!



**ચંદ્રદર્શન (બાશો)**

વચ્ચે આવે વાદળી જયારે જયારે
ચંદ્ર નીરખતાં
સહેજ વિસામો મળતો ત્યારે.

## માણસ □ વેણીભાઈ પુરોહિત

કરવતથી વહેરેલાં
એરણીથી એરેલાં
કાનસથી છોલેલાં–
તો ય અમે લાગણીનાં માણસ.

બૉમ્બ બૉમ્બ બીડેલાં પંખાળાં સાંબેલાં :
તોપ તોપ ઝીંક્યાં...આગ આગ આંબેલાં :
ધણધણ ધુમાડાના
બહેરા ઘોંઘાટ તણી ઘાણીમાં પીલેલાં–
તો ય અમે લાવણીનાં માણસ.

ખેતરનાં ડૂંડાંમાં
લાલ લાલ ગંજેરી
શ્યામ શ્યામ સોનેરી
ભડકે ભરખાયલ છે : દાણા દૂણાયલ છે :
ઊગવાના ઓરતામાં વણસેલાં કણસેલાં–
તો ય અમે વાવણીનાં માણસ.

ભૂખરાં ને જાંબુડિયાં ... દૂધિયાં પિરોજાં
દીઠા ને અણદીઠા દરિયાનાં મોજાં–
માતેલાં મસ્તાનાં ઘૂઘરિયાં સોજાં...
કાંઠેથી મઝધારે
સરગમને સથવારે ...
તો ય અમે આવણી ને જાવણીનાં માણસ :
ચડતી ને ઊતરતી ભાંજણીનાં માણસ.

## વેષ્ટન □ સુન્દરમ્

આ વાસના-વેષ્ટિત કેવું જીવન!
જાણે અરે કંટકનું મહાવન.

હા, આ અમે જંગલમાંહિ મંગલ
રચ્યું સજ્યું, તો ય અરે બિછાતનાં
પુષ્પો થકી કંટક શા ફૂટી ઊઠે,
ને પુષ્પમાળા અમ રંગરાગની
શી સર્પ થૈને અમ પ્રાણ ભીંસે.

ને બુદ્ધિનો દીપ ઝગે તગે છતાં
અંધારનો માત્ર હિસાબ દાખવે,
સશક્ત બાહુ બહુ ઝૂઝતા છતાં
સંધ્યા સમે વિશ્લથ ક્લાન્ત થૈ ઢળે.

કાલિન્દી આ કાલિયથી વસેલી,
ભર્યાં ભર્યાં વારિ, તથાપિ કાળાં
હાલાહલે દૂષિત, એવું જીવન.

હે કૃષ્ણ, ક્યારે દડુલો ઉડાવીને
ઝંપાવશો આ વિષ-સૃષ્ટિ જીતવા?
સમર્પણ ]

## પાંચ કાવ્યો ☐ પ્રિયકાન્ત મણિયાર

### રૂપાંતર

હવે ચલે ના, નવ કોઈ કંપ
ને એટલે તો ધ્રૂજવી જતું તે
નર્યો ભર્યો એકલ અંધકાર
આખા ય તે મસ્તકમાં ઠસોઠસ
અંધારનું મસ્તક મોટું મોટું
અકંપ એવું અકળાવનારું
બિહામણું ઘોર સ્વરૂપ ઊભું
પાષાણનું તિમિર શિલ્પ અડોલ ગૂઢ
ના વાયુનો યે કર સ્પર્શી જ્યાં શકે
એ પ્રેત - જે લોચન દૂર ઠેલતું.
આઘે આઘે વ્યોમથી વ્હાલ લેઈ
ધીરે ધીરે હાથ પસવારતું કો
પ્રભાતના કોમલ તેજ જેવી
માંડી બેઠું ગોઠડી એ જ સાથે
શિર્ષે ભર્યો ચિક્કટ અંધકાર
ધીમે ધીમે ઓગળી ઓગળીને
વહી ગયા ને પ્રગટ્યા શું પર્ણ
પર્ણે પર્ણે ડોલતા વાયુદેવ
ડોલી ઊઠે ડાળીઓ કે વળાંકે
ઝૂમી રહ્યા પુષ્પ પરાગ વંન
લચે હવામાં ફૂલ પકવરંગી
ચારે કોરે ઝૂલતું લીલું લીલું
મ્હોરી ઊઠ્યો એક સુનીલ મહોત્સવ
પ્રસન્ન ગૂંજ્યો ટૂહુકાર પંખીનો
પર્ણના કર્ણકર્ણે
ઝીલી લીધો
વહ્યો એ મધૂર રવ કહીં તો
વૃક્ષના મૂળ છેક.

### પંખી અને ઘટા

ઘટાદાર વૃક્ષોનું નર્યું ઝુંડ ઘેરું
પવન પણ ન જેને હલાવીય શકતો
ખીચોખીચ ડાળી ભડાભીડ પર્ણો
નજર જેની તીખી સકલમાં રહી છે
રચ્યું સર્વ જેણે સ્વયં સૂર્ય સ્વામી
અહીં ઘટ્ટતામાં અહીં અંધકારે
નથી પેસી શકતો નથી પેખી શકતો
ઘટાદાર ઘેરો નર્યા પથ્થરોનો
ઘડ્યો એક ઘુમ્મટ ફક્ત લીલો લીલો

અચાનક કહીંથી પ્રથમ પાંખ ફૂટી
હજી ઊડવાને નથી પૂરું શીખ્યું
મૂકી આભ આખું અહીં બચ્યું કોઈ
ગમે ત્યાંથી ક્યાંથી પ્રવેશી ગયું ત્યાં
હવે તરફડે છે ફરી ક્યાંથી પોતે
પુરાઈ ગયું શું ફરી અંડ મધ્યે

ફક્ત બહાર આવે કરુણ આર્તનાદ
હવામાં વહે છે ધીમો ફડફડાટ.



### સ્મૃતિ

વૃક્ષ
આલેખતી પર્ણને ઘૂંટતી
તૂલિકા
ક્યાંકથી ડાળ થઈ
ડોલતી ડોલતી.

# વન-પ્રવેશો

હરેક પગલું હવે વન લગી, અજાણ્યા વને.
ન તે વન રમ્યા ભમ્યા સપનસંગ જ્યાં શૈશવે:
પતંગપરીઓ, હવાલહર, ભૃંગગુંજારવે
પ્રફુલ્લ કળીઓ કરી ખીલતી રંગના પલ્લવે!
ન તે વન કુંવારું કો મરગકન્યકાના ગીતે
છલી વહતું વાંકી ચૂંકી ગતિએ શાખાભાસિતે
ભરી કુહર, ધોધ થૈ પડતું પથ્થરોની પીઠે;
યુવા-વન ન તે ઘટા મુખર પંખીગીતે મીઠે.

હરેક પગલું હવે વન લગી, અજાણ્યા વને;
વીતેલ વય ભાર લૈ, ચરણ થાક લૈ ચાલવું;
પ્રલંબ પથદાર કોરી, તૃણપંક્તિ સંતાયલી;
દિશા-દિગંત નવું દૃગે જ્યાં રંગ ઝાંખુંઝાંખું થવું.
અરે ચરણ: શૂન્યતા ગળતી જાય ખોવાયલી
હરેક પગને, હરેક પદચિહ્નને ને.....મન.

૧૪-૨-'૭૧ — – નંદનમાઢ

# આમને આમ

આમને આમ
સૂમસામ
જીવન સરી ગય,
મારું જીવન સરી ગય.

દોરડા વિનાની ખૂંટે દોરે વાસનાની વણજાર;
ચાક વિનાનો રેંટિયો ચાલે, ક્યાંય ન લાગ્યું તાર.— આમ.

માનવલોક રે ભમતી એવી ઘોડદોડે ઝંખવાય;
અર્થ વિનાનો રવ મેં જોડ્યો મારગ લાંબો થાય
મારો મારગ લાંબો થાય.— આમ.

કાળનો કોશ આ જીવનકૂવા જળ જોડે અથડાય;
ફૂલો અરે આ ગાગરનો રહેલો ભીખ કોરી રહ્યો ગય,
મારી ભીખ કોરી રહ્યો ગય.— આમ.

દેહનો ઘોડો દોડતો જતો કોની કને રે લગામ?
આંખ મીંચીને દુનિયા ખૂંદી ક્યાંય ન મારું ગામ
અરે, ક્યાંય ન મારું ગામ.— આમ.

આમને આમ
સૂમસામ
જીવન સરી ગય
મારું જીવન સરી ગય.

મુંબઈ: નવે. ૧૦, ૧૯૫૬ વાડીલાલ ડગલી.

## ખાબોચિયું

લૂછી લીધેલી
આંખ સરીખો
અષાઢ જતો આઘો આઘો

ત્યાં
ખરીઓનાં ટોળેટોળાં
ખરીઓનાં ટોળેટોળાં
કાદવ મધ્યે કેટકેટલાં
ક્ષણ ક્ષણનાં મરડાતાં–તરડાતાં
કાચાં કાચાં શિલ્પ

મહીં
વેરણ–છેરણ
ગયાં ઓગળી
રફેદફે થઈ
– શિશુની તરણી
શશિયર ઝલમલ ઝલમલ
દાદૂર સૂર

સહુને વાગે સૂરજના કિરણોની શૂલ
ફરી સાંજરે
ખરીઓનાં ટોળેટોળાં
ટોળેટોળાં.



## અદેખું દેખ (ઈસ્સા)

પતંગિયાંને
અદેખું પિંજરપંખી દેખે
શે કેવી આંખે!

## કાળ

અડધો ધોળો અડધો કાળો વાળ
શો આ વીતી ગયેલો કાળ

કાજળમાંથી હોય ઊગ્યા ના એવા તો લટકાળા
ભમરાના ભેરુ તે જાણે એવા તો વાંકડિયાળા
સુગંધને સંતાડી બેઠા ત્હોય ફૂટતા એવા ગુચ્છ રૂપાળા
વ્હેતી હવાને ફૂટી આંગળી કરવા લાડ ઉછાળ

પલપલની જે હતી ઓળતી એય કંગી ના જાણે
રાખરૂપ આ આવ્યું ક્યાંથી - પલટો માત્ર પ્રમાણે
શ્વેત–શ્યામના સંઘર્ષમાં કોણ કોણ ને તાણે?

કાળ તણા મૂળ ભેદી ઊંડા
કોણે લાધી ભાળ?



## અદ્ભુત (કિતો)

'અદ્ભૂત' વદું,
નીરખું ઘડીક આ, ઘડીક પેલું–
ને વસંત વહી જતી.



## ક્રૌંચનો કેંકાર (બાશો)

વીજનો ચમકાર:
રાતનો અંધાર ચીરી વહી જતો.
કો ક્રૌંચનો કેંકાર.



## આષાઢ રાત્રિ (શિકિ)

વીજ–ઝબકાર:
ઘન વનરાજિ વચ્ચે
જળની ધાર.

## તમે ☐ હોર્હે લૂઈ બોર્હેસ ☐ રમેશ જાની

[સ્પેનિશ કવિતા]

કાળના સમગ્ર વહેણમાં
માત્ર એક જ આદમી જન્મ્યો છે,
માત્ર એક જ આદમી મૃત્યુ પામ્યો છે;
એ સિવાય બીજું કશું વિચારવું
એ આંકડાઓના જટાજૂટમાં
નાહકના ગૂંચવાઈ જવા જેવું છે –
અશક્યને સિદ્ધ કરવાના નિષ્ફલ પ્રયાસ સમું,
ગઈ કાલની રાતની આગલી રાતે
આવેલા સ્વપ્નમાં
વરસાદની સોડમને ભેળવવા જેવું!

એ આદમી છે –
યુલિસીસ, ઍબેલ, કેઇન;
તારાઓને પહેલવહેલીવાર
નક્ષત્રોમાં ગૂંથનાર,
પહેલા પિરામિડનો બાંધનાર,
પડ્રેખાઓથી 'પરિવર્તન ગ્રંથ'ને
ઋતાંકિત કરનાર,
હેન્ગેસ્તના ખડ્ગ પર
અક્ષરો કોતરતો લોહકાર,
પેલો ધનુર્ધર ઈનાર તૅમ્બસ્કેલ્વર,
લૂઈ દ' લીઑં,
સૅમ્યૂઅલ જહૉન્સનનો પ્રકાશક,
વૉલ્તેરનો બાગબાન,
'બીગલ'ના તૂતક પર કાર્યરત ડાર્વિન,
મૃત્યુખંડમાં ગોંધાયેલો જ્યૂ ......!
– કાળના વહેણમાં એ બધા ય
બીજા કોઈ જ નથી,
તમે અને હું જ છીએ!

માત્ર એક જ આદમી
મૃત્યુ પામ્યો છે:
ત્રૉયમાં, મેતૉરસમાં, હૅસ્તિગ્સમાં,
ઑસ્તર્લિત્ઝમાં, ત્રફાલ્ગરમાં,
ગેત્તિસ્બર્ગમાં!
માત્ર એક જ આદમી
મૃત્યુ પામ્યો છે:
હૉસ્પિટલના વૉર્ડમાં,
વહાણના તૂતક પર –
કારમી એક્લતામાં,
પ્યાર અને આદતના શયનખંડમાં!

માત્ર એક જ આદમીએ
આકાશમાં ફેલાઈ જતી
ઉષાને નીરખી છે.
માત્ર એક જ આદમીએ
પોતાની તપ્ત તરસી જિહ્વા પર
પાણીની શીતળતાને અનુભવી છે.
માત્ર એક જ આદમીએ
ફળ અને માંસને ચાખ્યાં છે!

માત્ર એક જ આદમીની,
વ્યક્તિની,
હું વાત કરું છું–
સદા યે જે સાવ
એકાકી જ રહ્યો છે,
એની!

# કવિતાની ગઈ કાલ, આજ અને આવતી કાલ □ ભૂપેન્દ્ર ઉપાધ્યાય

એક કાવ્યપંક્તિનો જેટલો વિસ્તાર થઈ શકે તેટલા વિસ્તારમાં ગઈ કાલ, આજ અને આવતી કાલની કવિતા વિશે કહેવાનું સાહસ કરવા જેવું છે; ચન્દ્ર જેટલે દૂર થઈ પૃથ્વી જોવા જેવું છે. આજની આત્મલક્ષીતાના સંદર્ભમાં ગઈ કાલ અને આવતી કાલનાં પરલક્ષીતા કે સર્વલક્ષીતામાં પ્રવેશ કરવાનો પણ એક અનુભવ છે.

ગઈ કાલની ગુજરાતી કવિતાએ ગઈ કાલની આવશ્યકતા પૂરી પાડી હશે. ગુજરાતી કવિતાની ઘણી ગઈ કાલ વીતી ચૂકી છે. પ્રાચીન–મધ્યકાલીન ગુજરાતી કવિતાને માથે ઘણો મોટો બોજો હતો. ગદ્ય કે વિવિધ સાહિત્યપ્રકારો વિનાના એ યુગમાં સઘળી અભિવ્યક્તિનું એ એક જ માધ્યમ હતું. ચિત્ર, શિલ્પ, સ્થાપત્યનો અભાવ હતો. કથા, જ્ઞાન, બોધ, ઉપદેશ, ટીકા, કટાક્ષ, ધર્મપ્રચાર, સંગીત, વર્ણન, અલંકાર, રંજન બધું જ કામ કવિતાએ કરવાનું હતું. ત્યારે નરસિંહ - મીરાં જેવાની અંતરની અનુભૂતિ પ્રગટ કરવાનું કામ જેમ કવિતાએ કર્યું તેવી જ રીતે અખાને સમાજમાં વ્યાપેલા બાહ્યાચાર અને દંભને ઉઘાડો પાડવા કે પ્રેમાનંદ–શામળને રસનિષ્પત્તિ અને કથારસ દ્વારા રંજન આપવા કે મુસ્લિમ આક્રમણ સામેનો વીરતાભર્યો ઇતિહાસ કહેવા પદ્મનાભને કવિતાની સહાય લેવી પડી. એ પછીની ગઈ કાલની ગુજરાતી કવિતાને સુધારો, સ્વદેશાભિમાન, પાંડિત્ય, જીવનમીમાંસા કે અંગ્રેજી જેવી કવિતા બનવાનું કામ કરવું પડ્યું. એણે નર્મદના જોસ્સાને, નરસિંહરાવના અનુકરણને, કાંતના જીવનસંઘર્ષને, ન્હાનાલાલના કલ્પના વૈભવને, કલાપીની પ્રેમમથામણોને અને ઠાકોરની વિચારસમૃદ્ધિને ઝીલવાનો પ્રયત્ન કર્યો હતો. એ પછીની ગઈ કાલની ગુજરાતી કવિતાએ ગાંધી યુગની સામાજિક ચેતના અને વિસંવાદ, નવસર્જન માટેની પ્રેરણા અને ગાંધીજીએ પ્રબોધેલાં જીવનમૂલ્યો – કર્તવ્ય, આદર્શ, બલિદાન, સમર્પણ વગેરેની ભાવનાઓને ઝીલવાનું કાર્ય કર્યું. એ પછી સ્વરાજનું આગમન અને ગાંધીજીની શહીદીને પ્રગટ કરવાનું કામ થઈ જતાં ગુજરાતી કવિતાની ગઈ કાલ પૂરી થઈ અને એની આજનો આરંભ થયો.

આ ગઈ કાલે ગુજરાતી કવિતાને શું આપ્યું? એણે કવિતાને ઘણા બધા બોજામાંથી મુક્ત કરી માત્ર કવિતા બની રહેવાનાં સૂઝ અને સુવિધા કરી આપ્યાં. સૂર્યમાંથી છૂટા પડી પૃથ્વી, ચન્દ્ર આદિ રચાયાં ને તે પછી સૂર્ય એ સર્વનું નિયામક બળ બની રહે છે, બધા ગ્રહો સૂર્યનાં નિયમન, પ્રેરણા અને તેનાં સત્ત્વસમૃદ્ધિને પોતાના બંધારણમાં સ્વીકારી લે છે, તેમ કવિતા સઘળાં સાહિત્યપ્રકારોનો માતૃગ્રહ છે. માનવીની ચેતનાની સઘળી પ્રવૃત્તિનું નિયામક બળ કવિતા છે.

માનવચેતનાનાં પ્રવૃત્તિ, વિસ્તાર અને સંસ્થાઓ વધતાં ગયાં, તેને આપણે સંસ્કૃતિ કહીએ છીએ. સમાજ, રાજકારણ, ધર્મ, તત્ત્વજ્ઞાન, જ્ઞાન, વિજ્ઞાન અને રંજનની પ્રવૃત્તિએ પોતપોતાનું સ્વતંત્ર સ્થાન લેવા માંડયું, ગદ્ય - નવલકથા, નવલિકા, નાટક, એકાંકી, નિબંધ, નિબંધિકા, જીવનકથા, આત્મકથા વગેરેએ પોતાનું સ્વતંત્ર કાર્ય કરવા માંડયું ત્યારે કવિતાને પોતાનું કાર્ય રહ્યું છે ખરું? અને હોય તો તે ક્યું? આજની કવિતાને એ કાર્ય કરવાનું છે. કહેવાય છે કે જેમ જેમ સંસ્કૃતિનો વિકાસ થતો જાય તેમ તેમ કવિતા જેવી પ્રવૃત્તિઓ ઓસરતી જવાની. ખરેખર એમ બની રહેલું લાગે છે? આ ઓસરવું વ્યાપકતા, લોકસંખ્યા કે પ્રચારની દષ્ટિએ દેખાય છે. પણ આ ઓસરવાની ક્રિયા નથી; વિશાળ સંદર્ભમાં એ નિશ્ચિત અને સ્વસ્થ બની ગતિશીલ બનવાની પ્રક્રિયા હોવાનો સંભવ છે. એ પ્રક્રિયા માત્ર ગુજરાતની નહિ, કોઈ પણ દેશ કે ભાષાની કવિતાની પ્રક્રિયા હોઈ શકે.

આ પ્રક્રિયા આજે ચાલી રહેલી જણાય છે અને આજ જો એ પ્રક્રિયાને ચાલુ નહિ રાખે તો આવતી કાલને ફરી પાછી એકડે એકથી મથામણ કરવાની રહેશે. પણ એ તો ત્યારે જ સંભવે કે સમગ્ર માનવજાતને એકડે એકથી શરૂ કરવાની જરૂર પડે. ઇતિહાસનું પુનરાવર્તન થાય છે, ઇતિહાસ પાછળ ડગલાં ભરતો નથી.

એ માટે કવિતા કાં તો આજ સુધીની કવિતાની પરંપરાએ આપેલાં ઉપકરણો સ્વીકારે છે અથવા તેમાં પરિવર્તન કરે છે કે તેનો સદંતર ત્યાગ કરી નવાં ઉપકરણો શોધી લે છે. છંદ, અલંકાર, પ્રતિરૂપ, પ્રતીક જેવા રીતિના પ્રયોગો; કલ્પનાની નવી નવી લીલાઓ, જીવનની જુદી જુદી વિચારધારાઓના સંદર્ભો; પ્રેરણા, આદર્શ, વાસ્તવિકતા, અતિવાસ્તવિકતા, ધર્માભિમુખતા જેવાં અભિગમો, બોધ, ઉપદેશ, જીવનમીમાંસા, સંગીત, અભિવ્યક્તિ, આનંદ જેવાં કવિતાનાં ભિન્ન ભિન્ન પરિણામોની વચ્ચે રહીને પણ એક વસ્તુ ગઈ કાલની કવિતા કરતાં આજની કવિતામાં વધારે પ્રગટ થતી હોય તો તે છે માનવી ને તેનું મન.

જીવનની વિવિધ ઘટનાઓના પ્રત્યાઘાત ઝીલવાનું કાર્ય અખબારો, નવલકથા, ચિત્રપટ અને નાટકો કરે છે. ભૌતિક સ્વાર્થ કે પરમાર્થની ઝંખનાઓ સાકાર કરવા જાહેર જીવન વિકસી રહ્યું છે. ટેકનોલોજી સાહસસમૃદ્ધિને સહાય કરે છે. વિજ્ઞાન રહસ્યો શોધવા-સમજવા મંથન કરે છે. નવરા કલાકોનો બોજ હળવો કરવા રેડિયો, ચિત્રપટ, ટી. વી., બુલફાઈટ, રેસ, લોટરી અને ડ્રગ્સ છે. આનંદ માટે વિહાર અને વિલાસ-ધામો વિકસી રહ્યાં છે. બધે બહુ મોટી ધમાલ ચાલી રહેલી છે. પરંતુ એ બધામાં ખોવાઈ ગયાં છે માનવી અને તેનાં મન. 'એસ્ટાબ્લિશમેન્ટ' કે યંત્રના એક ભાગ બની

રહેવામાં કોઈ ઠેકાણેથી અવાજ ઊઠતો હોય તો તે માનવીના મનમાંથી ઊઠે છે. વિસંવાદ અને છિન્નભિન્નતાથી વ્યથા અનુભવવાનું ને બને તો તેમાંથી મુક્ત થવાની ઝંખનાનો એક ધ્વનિ આ મહાઘોંઘાટને પાર કરીને આવતો સંભળાય છે. આજની કવિતામાં એનો પ્રતિધ્વનિ સંભળાય છે.

એમ તો ગઈ કાલની કવિતામાં પણ માનવી જ હતો પરંતુ તે વિશાળ સમષ્ટિનું અંગ બનીને આવતો હતો. આજની કવિતામાં સમાજ અને વિશ્વ છે પરંતુ તે માનવીને ધારણ કરનાર ભૂમિકા બની તેની સાથે આવે છે. કહેવાય છે કે ગઈ કાલની કવિતા પરમતત્ત્વ તરફ, વિશાળતા તરફ જતી કવિતા છે અને આજની કવિતા 'અહંકેન્દ્રી' છે ("Today's poetry is the poetry of Ego"). આ વિધાનને–આ ઘટનાને કંઈ અભદ્ર બની રહ્યું છે ગણી ઊવેખી કાઢવાનો અર્થ નથી. લોકપ્રિય થવાનો ને લોકવિમુખ થવાનો, જૂનાને જાળવી રાખવાનો ને નવું જ કરવાનો, કવિતાને કવિસંમેલનો કે મુશાયરાની વસ્તુ બનાવવાનો કે એને રસ્તા પરની વસ્તુ ન થવા દેવાનો, જનમનરંજન કે ભોક્તાવિણ કલા નહિ જેવાં ભિન્ન ભિન્ન ને ઘણીવાર પરસ્પર વિરોધી (ટ્રેન્ડ) વલણોમાં આજનો કવિ અને કવિતા અટવાતા કે મૂંઝાતા હોય એવું લાગે છે ખરું? ગાયત્રીનો પ્રેરક સૂર્ય ક્ષયરોગીની છેલ્લી ઊલટી જેવો દેખાય કે ચાંદની પરુ જેવી દેખાતી હોય, 'ઓ ઈશ્વર, હું નહિ હોઉં તો તારું શું થશે?' ની કવિ ખુમારી રાખતો હોય, 'આકાશનો ચંદરવો પુરાણો' બદલી નાખવાની એને ઝંખના હોય, તોપનું હાલરડું ને બૉમ્બની પુષ્પવૃષ્ટિની વાસ્તવિકતા એ સમજી શકતો હોય કે 'હોવાનો' અભાવ એને સાલતો હોય તો એની અનુભૂતિ કેટલી બધી એના પોતાના મનની છે અને છતાં કેવા વિશાળ કાવ્યાનુભવ કે કાવ્યાનંદની દ્યોતક થઈ શકે છે? કૃષ્ણકવિતા ગઈ કાલે પણ લખાતી, આજે પણ લખાય છે, પ્રકૃતિનું સૌંદર્ય, પ્રણયની વિવિધ અનુભૂતિઓ–બધાનું આલેખન થાય છે, પરંતુ તેમાં કવિદૃષ્ટિનું થઈ રહેલું પરિવર્તન સમજવા જેવું છે; કવિતા 'અહં'માં ગૂંચવાય છે કે 'અહં'ના સ્પંદનો જગવી સૌન્દર્ય અને અનુભૂતિને શબ્દસ્થ કરે છે તે જોવાનું છે. એ વિના 'અવાજના જંગલમાં ભટકે કવિ વિનાનું ગામ 'જેવું બની રહેત. જગતના કોલાહલની ભીડમાં આજનો કવિ ગીત શોધે છે, અમાનવીય પરિબળોની વચ્ચે અટવાતા માનવીને જાગ્રત કરે છે, ભૂલા પડેલા માનવીના મનને પોતીકું બનાવે છે. માનવીમાં જ્યાં સુધી મન રહેવાનું છે ને તેનું સ્થાન કૉમ્પ્યુટર, કોઈ સત્તા' કોઈ વાદ કે કોઈ દેવ નહિ લે ત્યાં સુધી કવિતા રહેવાની છે. લોકપ્રિયતા કે લોકવ્યાપકતા કવિતાને ઓળખવાનો માપદંડ નથી. ગેલેલિયો, ન્યૂટન ને આઈન્સ્ટાઈન, ઈશુ, બુદ્ધ અને ગાંધીનાં કાર્યોની જેમ કવિતાની 'રેડિયો

એકિટવિટી' વાતાવરણમાં કાર્યશોધક રહે છે. ગઈ કાલની કવિતાએ એ કર્યું, આજની કવિતા એ કરે છે અને આવતી કાલની કવિતાને એ કાર્ય કરવાનું રહેશે.

કવિતા એક બીજું કામ કરે છે અને તે માનવમનની માફક માનવવાણીની વિવિધ લીલાઓ પ્રગટ કરી તેને જીવંત રાખવાનું. કવિનો શબ્દ સૌથી બળવાન શબ્દ છે. કવિતાની વાણી માનવવાણીનું સૌથી વિકસિત સ્વરૂપ છે. વાણીનાં નવા નવા અર્થો, ભાવો, વળાંકો યોજી તેની મનોહર કલાથી વાણીને સદા જીવંત ને વિકાસશીલ રાખવાનું કામ કવિતા કર્યા કરે છે. ગઈ કાલના કવિએ શબ્દ અને અર્થના અલંકારોની સાધના કરી હતી. શબ્દની વાચ્ય, લક્ષ્ય અને વ્યંગ શકિતની અનેક શકયતાઓનો કવિતામાં સૌથી વિશેષ વિનિયોગ થઈ શકયો હતો. ગઈ કાલના કવિએ શબ્દમાં રહેલા અર્થ અને ભાવની સાથે શબ્દમાં રહેલા સૂરની પણ આરાધના કરી હતી. ભાવની વિવિધ છટાઓ અને કરુણ, શૃંગાર, વીર, અદ્‌ભુત વગેરે રસોના એ શબ્દો વાહક બની રહેતા. આજની કવિતા વાણીની વિવિધ શકિત અને શક્યતાઓ ઉપસાવવા વિશેષ સભાન છે. અનુભૂતિ સૂક્ષ્મ અને સંકુલ બનતી જાય છે ત્યારે તેની નિરાકારતા કે અસ્પષ્ટતાને શબ્દસ્થ કરવા પ્રતીકો, ભાવરૂપો, પ્રતિજ્ઞારૂપોની સહાય લઈ આજનો કવિ તેને સાકાર અને સ્પષ્ટ કરી રહ્યો છે. અમૂર્તને મૂર્ત કરવા શબ્દ કેટલો સમર્થ છે તેની મથામણ આજનો કવિ અનુભવે છે. નિષ્ફળતાઓ અને વર્તમાનની ઉપેક્ષા પરંપરાને અને પ્રયોગોને નડે છે. આવતી કાલની કવિતાને કવિતા બનવા ઉપરાંત, ભાષાની પ્રયોગશાળા બની અભિવ્યકિતનું સફળ અને સરસ માધ્યમ પૂરું પાડવાનું રહેશે. કવિના કલ્પનાવૈભવ વિના એ બની શકે એવું નથી.

કહે છે કે કવિતાને અને કુંદનને કાટ ચઢતો નથી. સાહિત્યનાં અન્ય સ્વરૂપો સાથે કવિતાના આ લક્ષણને વિવેકપૂર્વક સરખાવી જોવા જેવું છે. કવિતાની વાણીમાં, એનાં વિષય અને અભિવ્યકિતમાં, એનાં રીતિ અને કથિતવ્યમાં તાજગી અને નિત્યનૂતનતાની કોઈ સ્વયંભૂ શકિત રહેલી છે. પ્રાચીનમાં પ્રાચીન વેદની ઋચાઓ જૂની થઈ નથી. વારંવાર પાઠ કરવા છતાં કેટલાય કવિઓની કૃતિઓનો અનુભવ સદા તાજગી-ભર્યો રહે છે. ગદ્યના વિવિધ સાહિત્યપ્રકારો વિશે આવો અનુભવ હમેશ થતો નથી. કવિતા જેટલી ચિરંજીવિતા અને પુનરાવર્તન નવલકથા, નવલિકા, નાટક ઝીલી શકે ખરાં? એ માટે એમણે કવિતાને પોતાનામાં સમાવવી પડે, કવિતાનાં પ્રાણ અને પ્રકૃતિ મેળવવાં પડે. ગદ્યસ્વરૂપો કરતાં કવિતાને પુરાતત્ત્વ કે ઇતિહાસની વસ્તુ બની જતાં વાર લાગે છે. આ કારણે કવિતા ગઈ કાલમાંથી આજમાં અને આજમાંથી આવતી કાલ સુધી વિસ્તરવાની શકિત ધરાવે છે. આવતી કાલનો કવિ કવિતાના આ સનાતન પ્રવાહને પોતાના તરફથી સમૃદ્ધ કરશે.

આવતી કાલને વિશે આમ જ થશે એમ તો છાતી ઠોકીને કોણ કહી શકે એમ છે? માનવી ચન્દ્ર પર પહોંચ્યો છે, એની ક્ષિતિજો વિસ્તરવાની શક્યતાઓ છે. જીવન પ્રવૃત્તિમય, ધાંધલધમાલ ને અનેક વળગણો અને આકાંક્ષાઓવાળું બનતું જાય છે. ઝડપ વધે છે, ઉત્પાદન વધે છે, ટેકનોલોજી અને વિજ્ઞાન માણસનાં સ્વપ્નો સાથે કદમ મિલાવવા તૈયાર છે, સત્તાધારી રાજકારણ માણસમાત્રને એક કરી ન્યાય, સુખસગવડ અને શાંતિ સ્થાપવાના આદર્શો સેવે છે. ભૌતિક સમૃદ્ધિ અને સુખને માર્ગે પ્રયાણ થઈ રહ્યું પણ તેની પૂરી પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી શું આવતી કાલે પણ સ્વર્ગ સર્જવાની આપણી મથામણ ચાલુ રહેવાની છે... અને જ્યાં સુધી દુનિયા સ્વર્ગ બનવાની નથી ત્યાં સુધી કવિતા રહેવાની છે. કવિતા નહિ હશે ત્યારે સ્વર્ગનું સ્વપ્ન પણ નહિ હોય.

આવતી કાલની કવિતા માનવીની મુક્તિ વિશે જાગ્રત હશે. આજનાં રાજકારણ અને વિજ્ઞાનનાં માનવીની સ્વતંત્રતા વિશેનાં પ્રયત્નો પ્રચ્છન્ન અને પોકળ પુરવાર થયાં છે, ત્યારે ગઈ કાલ અને આજના કવિ કરતાં આવતી કાલના કવિને વિદ્રોહનો અવાજ જરા જોરશોરથી ઉઠાવવો પડશે. ગઈ કાલે અખાએ બાહ્યાચારના દંભ સામે આવો અવાજ ઉઠાવ્યો હતો, ગાંધીયુગની કવિતાએ ધર્મ, મૂડીવાદ અને સત્તા સામે પોતાનો પુણ્યપ્રકોપ ઠાલવ્યો હતો. આજની કવિતાએ, વર્તમાનના સંઘર્ષને જોવા માંડયો છે. 'સ્થિતિસ્ય સમર્થન' કરવાની અસહાયતા એણે નથી બતાવી. અસ્તિત્વવાદ કે અતિવાસ્તવવાદની દિશામાં એક કદમ ઉઠાવી આજની કવિતા માનવમનના ટુકડાઓ અને છિન્નભિન્નતાની કથા અને વ્યથાથી આપણને પરિચિત કરે છે. આવતી કાલની કવિતા એથી એક વિશેષ આગળનું કદમ ભરી માનવીની અખંડિતતા અને અખિલાઈની પ્રાપ્તિમાં સહાયભૂત થઈ પડશે ખરી?



## રાજરોગથી પીડાતા યુવાનનું કાવ્ય □ વીરેન મહેતા

ડાગલાનો વેશ અને રંગીન રસાયણોનો જાદુ હવે મેં પકડી પાડ્યો છે! 'ક'ની તૂટેલી પતંગને નમણ બાંધવાના પ્રયાસો જ ફક્ત મને હસાવી શકે છે, બાકી તો આ ચૌદ બાય ચૌદની ક્ષણોમાં આકાશ જેવડી જિજીવિષાની ગર્દી વચ્ચે બીજી કઈ રમત જોવા મળે? મારા કબાટના ખાનામાં અઘરાં-અઘરાં અંગ્રેજી ઉચ્ચારો યાદ રાખવાનાં પુસ્તકો ખખડયાં કરે છે, કદાચ મારો I.Q. વધતો જાય છે—સાંજવેળાએ લંબાતા પડછાયાની જેમ! મારા આયુષ્યથી લાંબી-લાંબી ડિગ્રીઓ, મારી કિંમતથી વધુ મોંઘી દવાઓ અને ગીધના મોંમાં ચકલીના બચ્ચાંને જોતાં સાધુ જેવી આંખોની ક્લિબંધી વધતી જાય છે ને હું વધુ ને વધુ નિઃસહાયતા અનુભવું છું, કારણ હું તો નાટકના ખલનાયક જેટલો પણ સુખી નથી—મારી સ્ક્રીપ્ટ તો ખુલ્લેખુલ્લી મારા માથા પર ખીલીએ લટક્યા કરે છે.

## ગઝલ □ જવાહર બક્ષી 'ફના'

ઉપેક્ષામાં નહિ તો બીજું તથ્ય શું છે?
છે બસ એક એની મનાનો અનુભવ
મળ્યાનો વળી બીજો આનંદ શું છે?
સિવાયે કે એનો રજાનો અનુભવ?

હવે જો હું માનું તો ખોટું નથી, કે
હતું એને મારા તરફ પ્રેમ જેવું;
ગમે તે રીતે પણ મને છોડી દઈને
કરે છે એ કોઈ ગુન્હાનો અનુભવ.

કદાચિત તને ભૂલવામાં મજા હોય
એ માની ઘટાડયે ગયો યાદ તારી,
હજી પણ મને યાદ આવી રહ્યો છે
તને ભૂલવાની દશાનો અનુભવ.

"કદી હું તને મેળવી પણ ચૂક્યો છું"
એ ત્યારે જ સાચી પ્રતીતિ થઈ'તી
મને જે ઘડીએ થયો'તો અચાનક
તને 'ક્યાંક ખોઈ દીધા' નો અનુભવ.

મેં હમદર્દીની દોસ્ત! તારી ય પાસે
પ્રથમથી જ કયાં કૈં અપેક્ષા કરી'તી;
ફકત દેવા માટે દિલાસાઓ દે નહિ,
તને ક્યાં છે મારી દશાનો અનુભવ!

હરણ તરસે માર્યું આ હાંફી રહ્યું છે
પ્રથમ એને પાણી પીવાડો ઓ લોકો!
તરત એ બિચારાને એ તો ન પૂછો
કે કેવો રહ્યો ઝાંઝવાનો અનુભવ.

મને થોડી અગવડ પડી રહી 'તી એથી
'ફના' ઘર બદલતાં મેં બદલી તો નાખ્યું
પરંતુ નવા ઘરના સામાન સાથે
મેં બાંધ્યો છે જૂની જગાનો અનુભવ.

## અવતર્યે જાઉં છું □ રમેશ જોષી

પ્રશ્નોનું દર્પણ ધર્યે જાઉં છું!
કે જોઈ શકું શું કર્યે જાઉં છું!

કોઈ સીમા થઈ મને આંતરી!
ડર છે કે હું વિસ્તર્યે જાઉં છું!

ડૂબી રહ્યા છે સહારા સહુ!
ને તો ય તર્યે જાઉં છું!

અકકેક ક્ષણ મુજ કબર હોય છે!
ને હરપળે અવતર્યે જાઉં છું!

'હોવા'ની વાંકી–ચૂંકી આ ગલી!
જ્યાં જાઉં ખૂદને મળ્યે જાઉં છું!

ક્યારેક લાગે છે, આકાશ છું!
ચારે તરફ જ્યાં ઢળ્યે જાઉં છું!

## રણ □ માસુમ વિસનગરી

હું સમયના પ્હાડની ટોચે ચડયો,
ખીણમાં આયુષ્યનું ફેંકાય રણ.

યાદનું ફાનસ હજુ તો ઝળહળે,
એટલે તો આટલું ફૂંકાય રણ.

પાનખરમાં ફૂટી લીલી કૂંપળો,
ને વસંતોમાં હવે પથરાય રણ.

સાંકળે ભીડયાં તરસતાં બારણાં,
એટલે તો બારીએ ડોકાય રણ.

ગંધ મટિયાળી હતી સંબંધની,
એટલે તો હાથમાં ફેલાય રણ.

કાફ્લો આવ્યો અને ચાલી ગયો,
કેટલાં પગલાં મહિ વ્હેંચાય રણ.

કાન્તિલાલ કાલાણી     પ્રિયકાન્ત મણિયાર







રમેશ જાની

નલિન રાવળ

અનિલ જોશી



## તૂટી પડેલા મકાનને જોઈને □ વિપિન પરીખ

આખી રાત
જળની મૂશળધાર
પવનનો હઠીલો વેગ.
જીર્ણ થઈ ગયેલાં મકાનને કાળનો છેલ્લો પ્રહાર!
ઉપર - નીચેના હવે કોઈ નથી ભેદ.
ભીંત વિનાના સાવ ખુલ્લા પડ્યા છે ખંડ.
પહેલે માળે
ડોશીમાની પૂજા, રુદ્રાક્ષની માળા ને કનૈયાનું હાસ
કાટમાળની હેઠળ દટાઈ ગયાં છે વૃદ્ધનાં શેષ વર્ષ,
તૈયાર છે ઓફિસ જવાનો સૂટ અને ટાઈ
પણે છતી થઈ ગઈ છે, જેમ્સ બોન્ડની બેગ
ત્રીજે માળેથી
ગબડી પડી છે કંકુની શીશી જેવી સૌભાગ્યવતી,
ખૂણામાં પડેલા પારણાને
પવન ઝુલાવી કોને પોઢાડે છે
હવે આષાઢની વહેલી સવારે!

બીજે માળે તો
ચુપ થઈ ગયેલા ઘડિયાળના
ફાટી ગયા છે ડોળા.

## અમે સૂતા ઝરણાને જગાડ્યું ☐ ઉમાશંકર જોશી

અમે સૂતા ઝરણાને જગાડ્યું,
ઉછીનું ગીત માગ્યું,
કે ગીત અમે ગોત્યું ગોત્યું ને ક્યાંય ના જડ્યું.

અમે વનવનનાં પારણાંની દોરે,
શોધ્યું ફૂલોની ફોરે,
કે ગીત અમે ગોત્યું ગોત્યું ને ક્યાંય ના જડ્યું.

અમે ગોત્યું વસંતની પાંખે,
ને વીજળીની આંખે,
કે ગીત અમે ગોત્યું ગોત્યું ને ક્યાંય ના જડ્યું.

અમે શોધ્યું સાગરની છોળે,
વાદળને હિંડોળે,
કે ગીત અમે ગોત્યું ગોત્યું ને ક્યાંય ના જડ્યું.

અમે ગોત્યું કંઈ સેંથીની વાટે,
લોચનને ઘાટે,
કે ગીત અમે ગોત્યું ગોત્યું ને ક્યાંય ના જડ્યું.

અમે ખોળ્યું શૈશવને ગાલે,
કે નેહ-નમી ચાલે,
કે ગીત અમે ગોત્યું ગોત્યું ને ક્યાંય ના જડ્યું.

અમે જોયું જ્યાં સ્વર્ગંગા ઘૂમે,
ને તારલાની લૂમે,
કે ગીત અમે ગોત્યું ગોત્યું ને ક્યાંય ના જડ્યું.

અમે જોઈ વળ્યાં દિશદિશની બારી,
વિશ ટની અટારી,
કે ગીત અમે ગોત્યું ગોત્યું ને ક્યાંય ના જડ્યું.

ઉરે આંસુ પછવાડે હીંચતું,
ને સપનાં સીંચતું,
કે ગીત અમે ગોત્યું ગોત્યું ને ક્યાંય ના જડ્યું.

[નિશીથ]

આ ગીતની સૌથી પહેલી વિશિષ્ટતા એનો સાહજિક લય છે. ઝરણા જેવી જ ઊછળની બે નાનકડી પંક્તિઓથી પ્રારંભ અને પછીની ત્રીજી પ્રલંબ પંક્તિ;—ખુદ ઝરણું જ જાણે શોધની દિશામાં ક્યાંય દૂર દૂર નીકળી ન પડ્યું હોય, એવી! દ્રુત અને વિલંબિત પંક્તિની ગતિમાં જાણે કે વર્ડ્ઝવર્થની કવિતાની બન્ને વ્યાખ્યાઓ 'S ontan ous overflow o  p werful fee ing,' અને 'emotions r c  lcced in tranqu ity'-નો સમન્વય થયો છે!

કવિનું આ કાવ્ય કંઈક અંશે તમામ કવિ,—કલાકારોની સર્જનપ્રક્રિયાનો પણ પરિચય આપે છે. આપણે ત્યાં ટાગોર અને ઉમાશંકર બે એવા કવિઓ છે કે જેમણે કવિતામાં કવિતાકલા વિશે કાવ્યમય આલેખન કર્યું હોય.

અમે એટલે કોણ? જાણે કે કવિ તમામ કલાકારો વતી કહેતા ન હોય? !

સૌપ્રથમ ગીતને માટે કવિ ક્યાં ગયા? ઝરણા પાસે. આડકતરી રીતે ગીતમાં—અથવા એમ કહો કે કવિતાકલામાં ઝરણાના ઉછાળો અનિવાર્ય છે એનું સૂચન તો અહીં નથી ને? પણ 'સૂતા ઝરણા'ને કવિ જગાડે છે. માત્ર અભાનપણે જ ઊછળનું આવે ને સ્થાઈ જાય એ હમેશાં કાવ્ય નથી બનતું.

કવિની કવિતા ક્યાંથી પ્રકટે છે? પ્રકૃતિમાંથી કે માનવપ્રકૃતિમાંથી? ઉમાશંકરની કવિતામાં પ્રકૃતિ અને માનવપ્રકૃતિ એકમેક સાથે એવાં હળીમળી ગયા છે કે એનું પૃથક્કરણ કરી એકબીજાને અલગ ન કરી શકાય.

પ્રકૃતિનાં તત્ત્વો પાસે કવિનું સત્ય, એમનું ચૈતન્ય પહોંચી જાય છે. પણ ત્યા એ અટકી જતું નથી. કવિએ ગીતમાં લયને એવો વહેતો મૂક્યો છે કે પ્રકૃતિનાં તત્ત્વોની યાદી પણ કવિતામાં પલટાઈ જાય છે.

ઉત્તમ કવિ જુદો ક્યાં પડે છે? તો એનો એક ઉત્તર એ આપી શકાય કે એ સામાન્યતામાં ક્યારેય સરી પડતો નથી. બીજો કોઈ પણ કવિ હોત તો વીજળીની જોડે પાંખ શબ્દ જ મુકત. પણ આપણા આ કવિએ 'વસંતની પાંખે', અને 'વીજળીની આંખે' એમ કહ્યું એમાં ઔચિત્ય છે કવિકર્મનું. કવિતા એમ ને એમ નથી પ્રકટતી. એને માટે તલસાટ હોવો જોઈએ. એને પામવાની અને જીરવવાની મથામણ હોવી જોઈએ. જાળ પકડીએ અને માછલી આવે એ તો એનું પરિણામ છે. પણ માછલી પકડવા માટે જાળ ફેંકીએ અને હવામાં એનો જે આકાર રચાય એ દશ્યમાં પણ ઓછી કવિતા નથી. સર્જનપ્રક્રિયાની વાત કરીએ ત્યારે પકડાયેલા કલાના સુવર્ણમત્સ્યનું નહીં પણ હવામાં રચાયેલા જાળના આકારનું ચિત્ર આપવાનું હોય છે. ફૂલોની ફોરમમાં પણ ગીત ક્યાંક સૂક્ષ્મરૂપે લખાયું છે. પણ એ લિપિ ઉકેલવા માટે માત્ર આંખ નહીં, દષ્ટિ જોઈએ. ફૂલોના વનમાં પહોંચવા માટે વસંતની પાંખ,–સમગ્ર ચૈતન્ય ટહુકી ઊઠે એવી સજ્જતા અને આટલા બધાં ફૂલોમાંથી સુવાસને સારવી - તારવી શકે એવી તેજલ દષ્ટિ, –એ કવિની મહામૂલી સંપત્તિ છે. 'વસંતની પાંખે' અને 'વીજળીની આંખે' એવા શબ્દ-પ્રયોગોના નેપથ્યમાં કવિની તપઃપૂત શબ્દસૂઝ પડી છે.

પ્રકૃતિમાંથી મળેલું ગીત: એનો સૂર જો ક્યાંય પણ હોય તો તે માનવપ્રકૃતિમાં છે. સેંથીની વાટ કે લોચનના ઘાટ ઉપર એનું નિર્માણ અને નિર્વાણ છે. શૈશવના રંગમાં કે નેહ નમેલા ઉમંગમાં એનો અણસારો છે.

ગીત આમ, પ્રકૃતિ અને માનવપ્રકૃતિમાંથી કદાચ મળે તો મળે. પણ ગીત તો વ્યકિતને થતા વિભૂતિના સંસ્પર્શમાંથી મળે. અને એટલે જ કદાચ સ્વર્ગંગાના વહનનો અને તારલાની લૂમનો ઉલ્લેખ છે, દિશા દિશાની બારી અને વિરાટની અટારીને પણ ઢંઢોળી વળીએ. પ્રત્યેક પોતાના ગજા પ્રમાણે ઉઘાડી પડેલી સામગ્રીનો કવિતામાં ઉપયોગ કરી શકે. જેવી આંખ તેવી દૃષ્ટિ એવો કવિ! અને એટલે જ સાહિત્યની સૃષ્ટિમાં વ્યાસ અને વાલ્મિકી છે, કાલિદાસ છે, ટાગોર છે અને પ્રાદેશિક ભાષાના કવિઓનો કાફલો છે

છેવટે તો ગીતનું, કવિતાનું ગંગોત્રીસ્થાન કયું? શૉકમાંથી જ શ્લોક જન્મતો હોય છે અને એટલે જ તો આ ગીતની અંતિમ પંકિતઓ – બધે જ ફરી વળ્યા પછી ધરતીનો છેડો ઘર એમ – પોતાના જ ભીતરમાં વળે છે, ઢળે છે. કવિતાના સતત પ્રજ્વ-ળતા ગર્ભદીપને જોઈ શકાય છે અહીં:

"ઉરે આંસુ પછવાડે હીંચંતું ને સપનાં સીંચંતું
કે ગીત અમે ગોત્યું ગોત્યું ને ક્યાંય ના જડ્યું."

# મૃત્યુ : એક કારકુનનું

હું મરું તો જગતમાં થોડોક ફરક પડશે
એવું અભિમાન હવે નથી રહ્યું.
એક દિવસ
દુનિયાની કાયાપલટ કરવાની
હોંશ લઈ ચાલેલી અક્કડ મુઠ્ઠી
દુનિયાદારીથી ભીંજઈ હવે પોચી થઈ છે.
જે બસમાં હું રોજ મુસાફરી કરું છું એ
૧૦૧ નંબરની બસમાં
મારી બેઠક ખાલી નહીં રહે.
ઑફિસમાં
ગોદરેજની ખાલી પડેલી ખુરશી માટે
ટાંપીને બેઠેલો ક્લાર્ક
સાહેબની આજુબાજુ પૂછડી પટપટાવશે.
કહેશે : " મિસ્ટર શાહ ઘણા પરગજુ હતા.
ખરા ભલા, એક ક્લાર્ક ખાતર
ઑફિસ બંધ થોડી જ રાખી શકાય છે ?
બપોરે ટી ટાઈમમાં
બહુ ટેબલ ઉપર નજર ફેરવશો.
હું નહીં હોઉં
ને
રજિસ્ટરમાંથી એ મારું નામ કાઢી નાખશે.

વિપિન પરીખ ૨|૨|૭૧.

# હાઈકુ

૧

રાત: ટહુકો
મીઠો: જાગી બેઠાં તો
બારીમાં ચંદ્ર!

૨

ઓહ બાલમુખે!
કોકિલા! ટહુકાઓ
ઉગ્યા મોરિયા!

૩

ગરુડે દીવા:
રસ્તા વચ્ચે અજાણ્યા
લોકના ઓળા.

૪

રાત અંધારી:
તેજ લાવે તરે
નગરી નાની.

૫

આપ્યું વર્ષ
રાખ્યું: ખોવાયો ચંદ્ર
ઝીણા ઘાસમાં.

૬

કંકણો: ફૂલ
નિર્ઝર: ઉષા: રાગ:
રંગ ને રમા.

૭

ધુમ્મસે ઝૂલ્યા
પહાડ ચીતરાયા
ધોધ પ્રપાતે.

૮

વૃક્ષ: લગાતાં
મધ્યે બગલા ઓળા
શેરીમાં રાતે.

૯

મંજુલ મારી
ચોમેર નૂપુરના—
નગરી સૂની.

૧૦

આવી આ રાત
ઉલ્કાપાતની વાત—
હવે પ્રભાત!

## શ્રી રામચન્દ્ર □ અનુવાદ સુન્દરમ્

(વાલ્મીકિ રામાયણ : બાલકાણ્ડ, સર્ગ ૧, શ્લોક ૧ થી ૨૦½)

નમ: શ્રી રામચન્દ્રને.

તપ:સ્વાધ્યાયમાં લીન વાગ્વિદો મહીં શ્રેષ્ઠ તે
રહ્યા નારદને પૂછી વાલ્મીકિ તપસી ત્યહીં :

"ભૂલોકે કોણ છે હાવાં ઈનર કો ગુણવંત ને
શૂર કૃતજ્ઞ ધર્મજ્ઞ, સત્યવાદી દઢવ્રત;

ચારિત્ર્યે પૂર્ણ સંપન્ન, સર્વ પ્રાણી હિતે રત,
સમર્થ અતિ વિદ્વાન, કોણ એ પ્રિયદર્શન;

સંયમી, ક્રોધ જીતેલો, દ્યુતિમાન્, અનસૂયક,
કોપથી રણમાં જેના દેવો યે પામતા ભય?

એવા એ નરને કાજે મને ઔત્સુક્ય છે મહા,
મહર્ષિ, આપ એવાને જાણવાને સમર્થ છો."

આ વાલ્મીકિ તણાં વાક્ય સુણીને નારદ ત્યહીં
ત્રિલોકજ્ઞ વદ્યા હર્ષે: 'સુણજે' એમ ઉચ્ચરી.

તમે આ ગુણ જે ભાખ્યા અતિ દુર્લભ એ ખરે,
ચિંતવી વદું છું એવા ગુણોને ધારતો નર.

ઇક્ષ્વાકુ વંશમાં જન્મ્યો ખ્યાત એ રામ નામથી,
જિતેન્દ્રિય, મહાવીર્ય, દ્યુતિમાન્ ધીર, સંયમી.

બુદ્ધિમાન્, નીતિમાન્, વક્તા, શ્રીમાન્ એ શત્રુનાશક,
વિપુલા સ્કંધ છે એના, મહા છે બાહુ એહના,

ગ્રીવા છે શંખ શી એની મહા છે હનુ* એહની,
મહા છે વક્ષ એનું ને, ગૂઢ છે જત્રુ+ એહનું.

અરિને દમનારો એ, બાહુ આજાનુ એહના,
શિર સુન્દર છે એનું, ભાલ સુન્દર એહનું.

પરાક્રમ મહા એનાં, સમાન રૂપ એ રહ્યા,
સર્વ અંગ સુવિભક્ત, સ્નિગ્ધ છે શ્યામ વર્ણના.
પ્રતાપી એ પીનવક્ષ, વિશાલાક્ષ, મહા શુભ.

લક્ષ્મીવાન્, ધર્મનો જ્ઞાતા, સત્યથી અનુસંધિત,
પ્રજાના હિતમાં લીન, યશસ્વી, જ્ઞાનથી યુત.

શુચિ ને સંયમી, જેને સમાધિ લબ્ધ છે થઈ,
પ્રજાપતિ સમો શ્રીમાન્, ધાતા, એ શત્રુનાશક,

રક્ષિતા સર્વ લોકોનો, ધર્મનો પરિરક્ષક,
રક્ષતો નિજનો ધર્મ, સ્વજનો નિજ રક્ષતો,
વેદવેદાંગતત્ત્વજ્ઞ, ધનુર્વેદે પ્રતિષ્ઠિત.

સર્વશાસ્ત્રાર્થતત્ત્વજ્ઞ, સ્મૃતિમાન્ પ્રતિભાયુક્ત,
સર્વપ્રિય સાધુ આત્મા, અદીનાત્મા વિચક્ષણ.

સજ્જનો સેવતા એને નદીઓ જેમ સિન્ધુને,
આર્ય એ, સમ સર્વેમાં, સદા એ પ્રિયદર્શન.

સર્વ એ ગુણસંપન્ન, કૌશલ્યાનંદવર્ધન,
સમુદ્ર સમ ગાંભીર્યે, ધૈર્યમાં હિમવાન શો,

વિષ્ણુ શો વીર્યમાં એ છે, સોમ શો પ્રિયદર્શન,
કાલાગ્નિ સમ એ ક્રોધે, ક્ષમામાં પૃથિવી સમો.
કુબેર સમ એ ત્યાગે, સત્યમાં અન્ય ધર્મ એ,
ગુણો આ સહુ છે જેના રામ એ સત્યવિક્રમ.

એવા એ ગુણસંપન્ન સત્ય વિક્રમશાલી એ,
શ્રેષ્ઠ તત્ત્વ થકી પૂર્ણ પુરુષશ્રેષ્ઠ રામ એ
પ્રજાના હિતમાં લીન નિજના પુત્રને નૃપ

દશરથે ચહ્યું ત્યારે પ્રજાનું હિત સાધવા
યૌવરાજ્ય થકી એને પ્રેમથી અભિષેકવા.

* હનુ – હડપચી
+ જત્રુ – ગળાનું અસ્થિ

## એક કાવ્ય ☐ અનિલ જોશી

તિબેટની શ્વેત ટેકરીઓમાં
શ્યામાક નામે ડુંગરની
શોધમાં ભટકતા
શ્રમણોની ઝીણી રઝળપાટનો
ઢગલો તે હું ?
એમ ? નાનાનાના.
હું તો પાંચ સ્કંધમાં વહેંચાઈ
ગયો છું.
હવે આત્મશ્રદ્ધા જેવું
રહ્યું છે જ ક્યાં ?
આત્મા ? શ્રદ્ધા ? છે ?
કોણ છે ?
ફળિયામાં ભેંસની જેમ આળોટતો
પારિજાતનો છાંયડો.
ઓસરીની થાંભલી પાસે
ઘઉં વીણતી મારી બાની
આંગળીઓ વચ્ચે ફરતો
એકાદ ઝીણો કાંકરો.
હીંચકા ઉપર બાપુજીને બદલે હવા !
ઓરડાની સફેદ ભીંત ઉપર
કેલેન્ડર વગરની ખીલ્લી પાસે
રખડતી રાતી કીડી
અને
ખોબા જેવડા ગામની નાનકડી
લટાર જેવો હું
તારીખ થઈને ફાટી જાઉં છું
કેલેન્ડરમાંથી.
બોલ, આટલું તે ઓછું ?

## ગાય ☐ સિતાંશુ યશશ્ચન્દ્ર

૧.

રાતની પુષ્ટ, કાળી
ગાય
ચર્યા કરે વસ્તુઓના કાંઠા પર.

બપોરનો એનો આખલો, ઊના લોહીનો.

મટોળિયાં ગ્રહણનાં તળાવડાંમાં
મોં ડબકોળીને
પીએ એ પાણી
છતાં નદી,
ગંગાથી યે સવાઈ પવિત્ર, વહે
એના મૂતરની.

૨.

ઘટાદાર ઝાડ નીચે, ભારેખમ
બેઠેલી ગાભણી સફેદ ગાય
છે આ પાદર પછીનાં ખેતર.

સવારે હું એની આસપાસ
ઊગેલું લીલું ઘાસ હતો.

હવે નીરાંતે વાગોળે છે એ
ને ધીમે ધીમે પેદા થાય છે
ધોળું દૂધ—જે
પણ હું જ.

૩.

આજે કસ્બાના બજારનો
કોલાહલ,
કોણજાણે કેમ,
પાદરમાં ચરતી મારી ગાયના
ગળાની ઘંટડી જેવો
રણકે છે.

ભગવાન કરે ને બધી

શકરટેટી
વેચાઈ જાય જલદી, ઊંચે
ભાવે આજે, ને ઘેર
પહોંચી જઉં, ખાલીખમ ગાડે,
બોજ વગર.

૪.

દિલ્હી ભણીની ફાસ્ટ ગાડી
મારવાડમાંથી પસાર થાય છે,
મે અધવચનો તાપ.

એરકન્ડિશન્ડ કોચના ભૂરા
કાચમાંથી ભૂરું દેખાય
છે પથરા વચ્ચે બળદ કે
ગાયનું હાડપીંજર
સૂરજના તાપમાં લાગતું હશે

સફેદ.

૫.

ગામ ભાંગ્યું.
મરદ મર્યા. કુંવારકાઓ વટલાઈ.
ગંધાઈ ઊઠ્યું
મૂતરમાં તરબોળ, ભાંગલું
શિવલિંગ.
સામે બેઠેલો નંદી
પાછો પથ્થર.

ક્યાંક ભરાઈ રહેલું વાછડું હવે
સૂના ચૌટામાં થથરતું,
ઊભું છે ગાયના ધડની ઓથે,
ગૂંચવાયલું,
આંચળ ચાટતાં આવેલા
નવા સ્વાદને લીધે.

૬.

અધમૂવી ને ડોળા ફાટલી
ભાંભરે છે ગાય.
આડું આવ્યું છે, ને અક્કડ
ઠંડા પાછલા પગ લટકે છે
બહાર.

ઘરડા પટેલે હાર્યા ને માનતા
ફળતી લાગતી નથી ઘરવાળાંનીયે.

તાલુકા ગામથી આવી પહોંચશે વેળાસર
સરકારી જીપમાં દાગતર સાપેલ ?
–ધોધમાર વરસાદમાં
આ કાચો રસ્તો તો જુઓ.



## ફરીથી ગણીએ ☐ રોબર્ટ બ્લી ☐ અપૂર્વ ઓઝા

[અમેરિકન કવિતા]

ચાલો, આપણે આ લાશને ફરીથી ગણીએ.

જો આપણે આ શબને નાનકડાં બનાવી દઈ શકીએ.
–ખોપરી જેટલાં નાનાં–
તો આખી ધરતી પર વેરીને
તેને ચાંદનીમાં શ્વેત બનાવી શકીએ.

જો આપણે આ શબને નાનકડાં બનાવી દઈ શકીએ
તો કદાચ આખા વર્ષમાં થયેલા સંહારને
આપણી સામે ટેબલ પર ખડકી દઈ શકીએ.

જો આપણે આ શબને નાનકડાં બનાવી દઈ શકીએ
તો એકાદ શબને વીંટીમાં જડીને
સ્મરણ તરીકે રાખી શકીએ, હમેશને માટે.

નાસ્તિ ☐ નીતિન મહેતા

આપણે શા માટે કોણ કેમ કે કોઈ હોઈશું?
કહેને ઈશ્વર શા માટે આપણે હોઈશું?
ભીનાં પગલાંમાં ચકળવકળ થતી આંખોમાં
ડૂબી જતા પશ્ચિમના ચંદ્રના પીળા પડછાયાનો
ગળાડૂબ ખીલો બની તેમાંથી તૂટી નીકળના
રક્તની ચીમળાયલી તરસી ચીસ મ્યૂઝિયમના
દ્રાવણમાં ઝબોળાના અસહાય પ્રતિબિંબમાં
કોણ શા માટે કોઈ કે કેમ કે આપણે હશે?
કહેને ઈશ્વર તું કોણ કેમ કે શા માટે હોઈશ?

નગ્ન કામનાના પ્રદેશો રેડિયમની
જેમ શરીર વચ્ચે
ઝગમગ્યા કરે
મનોવિજ્ઞાનનાં ઘડિયાળો
ત્વચામાં ટકટક થયા કરે
સાતસો નદીઓ મને ભાંગે
સાત હજાર સમુદ્રો મને સાંધે
છતાં હું મારું પોતાનું વ્યસન બની
પરીઓનાં વૃદ્ધ એકાંતો
ગટગટાવ્યા કરું
તો પછી કોણ શા માટે કેમ કે કોઈ
હોઈશું આપણે?

મારી કવિતાના શબ્દો
પાનખરના પડછાયાનાં પર્ણો
છંદલયની કેડી વચ્ચે
વાંકાચૂંકા અર્થોના અટવાયે વર્ણો
ને દૂર ક્ષિતિજે
ચકરાતી ઘૂમરાતી
ટળ ટળ ટળળે છે મારી
વસૂકી ગયેલી ભાષા

☐ શ્યામ સાધુ

ક્યારેક
થાકી જવાની લાગણી
તમારી યાદ
બની જાય છે
ત્યારે મોસમી પવનો જ નહીં
મારું હોવું ય
મને
ભીંજવે છે.

☐

બિન્દુ ☐ પ્રશાંત ગાંધી

તાર ઉપર
ટીપું : અવનતિમાં
અલ્પવિરામ!

ભાષામાં હું ક્યાંથી પામું વૃક્ષ
વૃક્ષમાં હું કયાંથી પામું કવિતા
કવિતામાં હું કેમ કરીને મને પામું
કવિતામાં હું કેમ કરીને મને જાણું
કવિતાના વૃક્ષમાંથી હું પર્ણ થઈને ટપકું
હું મારી આજુ-બાજુ ક્યાં-ત્યાં જઈને અટકું?
અરે વૃક્ષ તું કોણ કેમ ને શા માટે કહે ને?
જારે કોણ કે મને શા માટે તું અમથું?

પૂર્વજો વાસ મારતી હવા જેવા
મારામાં ચીંથરેહાલ ઊડે
ગયો જનમ તો
ગોપાયો રકતમાં ખાંસી પેઠે
દંતકથાના દર્પણો
ઊગે મારી આજુબાજુ
ને હું ફટ્ કરતો ઝટ્ ફૂટી જાઉં
ઇલેકટ્રિક બલ્બ થઈને

ત્યારે ડૉ. ઝિવાગોની રેકર્ડ આખી રાત
ચેંજર પર વાગ્યા કરે
આખી રાત રોગિષ્ટ વૃક્ષો દિગમ્બર
પીઠમાં રડયા કરે
હું જ પથ્થર? ટેબલ ખુરશી શૈયા?
ચીજવસ્તુનું નામ કોઈ?
પાણી ભરેલી શીશીઓની વચ્ચે
ઊભા રહેલા છોડ જેવું ડ્રોઈંગ રૂમનું
અનાસકત શરીર?
કે હમણાંનો હડસેલો હું?
પણ હું કેમ
કોઈને શા માટે નીતિન થઈ ...?

## આજ લગી અને હવે ☐ જયંત પાઠક

આજ લગી તો ઊંચાનીચા પ્હાડ
ચડીઊતરી
ચરણકેડીઓ કૈંક ચીતરી;
ઝરણાંના કલરવમાં વ્હેતી
મૂકી મોજમાં ગીતની હલકી ફલ તરી
હવે થાય કે
મૂગો મૂગો ભજું પલાંઠી-
પ્હાડ બનીને બેસી જાઉં.

આજ લગી તો ઊંડી છીછરી નદી:
તર્યાડૂબ્યા છબછબીઆં કીધાં
ખારાંમીઠાં, ડ્હોળાંનીતર્યાં પાણી પીધાં;
કાંઠે ધણની સાથે થોડાં શમણાં ચારી લીધાં;
હવે તરસ કે
નદી બની વહી જાઉં.

આજ લગી જોયા કીધું આકાશ
સૂરજ-શશી ને તારા
મંદાકિનીના ઊજળા દૂધકિનારા;
કદીક તેજદુપટ્ટો ઓઢયો
કદી વળી અંધારપિછોડો
ઢંકાયા-ઊઘડયા નભપથમાં રથચક્રોના આરા;
હવે થાય કે તેજતિમિરની પાર
વણઆધાર
આકાશ બની પથરાઉં.

તમે મારી વાચા, હૃદયદલની આરત તમે

વર્ષ ૫ : અંક ૧ : ઑક્ટોબર ૧૯૭૧

સળંગ અંક : ૨૫

મુખપૃષ્ઠ : સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

શ્રી અરવિંદ
મનમોહન નાનૂ
વિન્દા કરંદીકર
ધીરુબહેન પટેલ
પ્રમથનાથ બીશી
ચન્દ્રકાન્ત મહેતા
યેવસ બૉનેફૉમ
એન્થની રુડોલ્ફ
કંચન પારેખ
ભગવતીકુમાર શર્મા
માયા બસુ
કૌશિક પારેખ
વસંત દાવતર
દીપક મહેતા
જવાહર બક્ષી
મિચિહિકો
સ્નેહરશ્મિ
બાલમુકુન્દ દવે
રમેશ જાની

સિતાંશુ યશશ્ચંદ્ર
વેણીભાઈ પુરોહિત
પ્રિયકાન્ત મણિયાર
કિતો
જ્યૉર્જ લુઈ બૉર્જિસ
જયંત પાઠક
વાડીલાલ ડગલી
ભૂપેન્દ્ર ઉપાધ્યાય
વીરેન મહેતા
રમેશ જોષી
માસુમ વિસનગરી
કાન્તિલાલ કાલાણી
અનિલ જોષી
દિનેશ દલાલ
વાલ્મીકિ
ગની દહીંવાલા
રોબર્ટ બ્લી
અપૂર્વ ઓઝા
શ્યામ સાધુ
પ્રજ્ઞાશ ગાંધી


સૂચનાઓ : વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

લવાજમ : દેશમાં રૂપિયા છ, પરદેશમાં નવ, ત્રૈવાર્ષિક ૧૬, છૂટક નકલનો રૂપિયો એક.

પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોગા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧.

નાગાસાકી ☐ સદાનંદ રેગે

(હીરોશીમા પણ ચાલશે)

[મરાઠી કવિતા]

પૃથ્વી હૃદયફેટથી ફાટશે
ત્યારે વાચા વિનાનો માણસ પૂછશે:
“આ બધાંનો અર્થ શો?”

તે દિવસે પરમેશ્વર સુધી જઈને પહોંચનારી
મેઘગર્જના માટીનો ગર્ભ ફોડીને બહાર આવશે
અને આ બધાંનો અર્થ મહાભૂતોને કહેશે.

તે દિવસે અવયવ વિનાનાં માણસો
થોકબંધ આવશે.

જે પુણ્યાત્મા હશે તેમને પણ તે દેખાશે.
જે પાપાત્મા હશે તેમને પણ તે જોવા મળશે.

વડના પાન પર પડયા પડયા
પગનો અંગુઠો ચૂસનાર બાળક...
અંગુઠા વિનાનો...

## આજની રાત ☐ હરીન્દ્ર દવે

રાત્રિને કહો કે આજે એની ચમકતી ટિપકીઓવાળી ઓઢણી ઓઢે,
રસ્તાને કહો કે ધીમે ધીમે ઊઘડતા ફૂલની પાંખડી માફક એ સામો આવે,
વૃક્ષોને કહો કે એનાં પર્ણોમાં એ કોઈ અજબની રાગિણી વગાડે,
હવાને કહો કે આજની રાત એ ધીમેથી લહેરાય –
આજની રાત હું ઉદાસ છું અને મારે સૌને પુલકિત કરે એવું ગીત રચવું છે.

બ્રહ્માંડમાં બજી રહેલું અલૌકિક સંગીત મારા કાને ન અથડાય એવું કરો
મારે તરણાંએ પહેરેલાં ઝાકળનાં નેપૂર સાંભળવા છે;
મધદરિયે મોજાંઓને પહેરાવેલાં વલય મારે ઉતારી લેવા છે;
વાદળથી ધરતી સુધી લંબાતા વરસાદના તારને બે હાથ લંબાવી માપી લેવા છે;
આજની રાત હું ઉદાસ છું અને મારી ખોવાયેલી પ્રસન્નતા મારે સર્વત્ર વહેંચાયેલી જોવી છે.

મિલનાં ઊંચાં ભૂંગળાઓને કોઈ ચંદનની અગરબત્તીમાં પલ્ટાવી દો,
સિમેન્ટ-કૉંક્રિટનાં મકાનોને કોઈ સરુવનમાં ફેરવી દો;
આંખોની કીકીઓને કોઈ ચન્દ્ર પર ચિટકાડી દો;
માણસોનાં ટોળાંઓને કોઈ સાગરની લહેરોમાં લહેરાવી દો;
આજની રાત હું ઉદાસ છું અને એટલે મારે ખડખડાટ હસી લેવું છે.



## સભ્યતા ▢ ભાનુપ્રસાદ પંડ્યા

હવે નગરમાં સવારે સવારે
ફૂલ કરતાં તો વધુ
બારીબારણાં ઊઘડે છે.
બાગમાં રોપેલા પેલા જંગલી છોડ પણ
હારબંધ ઊભા રહી જાય છે
માળીની કાતરને સલામી દઈને.
મોં - સૂઝણાના મલકાટને અને
સન્ધ્યાની નમણી લજ્જાને
દીવાલ પર ટાંગેલા આડાઅવળા
લીટાઓમાં અને રંગના ધાબાંઓમાં
છુપાયેલો પિકાસો હસી કાઢે છે.
'પ્રભુના પયંગબરો' ની ધૂળને
ગળી ગયા છે આમતેમ આથડતા
આસ્ફાલ્ટના અજગરો
આ થોડાંક પંખીઓ પણ
વનવાસે આવ્યાં હશે આ નગરમાં?

## ગઝલ ▢ જવાહર બક્ષી

મારા જ વિસ્મરણથી તે મારા સ્મરણ સુધી
પડઘાઉં છું હું તારા કોઈ પણ વલણ સુધી.

એ ચંદ્ર છું જે સાંજનો ઊગી ચૂકેલ છે;
તું રાહ જો તિમિરના પૂરા વિસ્તરણ સુધી.

આકાશ થઈને ઊતરી જવાનો શ્વાસમાં
હમણાં તો અટકી જાઉં છું વાતાવરણ સુધી.

પથરાયો છું પ્રયત્નના જંગલમાં ડાળ ડાળ
ને હું જ વિસ્તરું છું વિકલ્પોના રણ સુધી.

હું અર્થહીનતા છું તું ભૂલી શકે તો ભૂલ;
નહીં યાદ આવું હું તને તૃપ્તિની ક્ષણ સુધી.

## લાવ ☐ પ્રવીણ દરજી

લાવ,
એની આંખોમાં ઊગી ગયેલાં
સ્વપ્નોનાં લીલાંકાચ વનોમાં હું જ
આગ લગાડી દઉં
અને ઉજાડી દઉં એને,
જેથી એને એમ તો ન થાય કે
વાસંતીનો વાયુ બની ઢોળાઈ ગયેલું
કોઈક ક્યાં હશે ?

રોજ સવારે લીલા લીલા ઘાસમાં
શબનમથી એની આકૃતિ ગૂંથનાર
કોઈક ક્યાં હશે ?

તરુપર્ણોના મર્મરમાં
એના નામના અક્ષરો જગાવનાર કોઈક ક્યાં હશે ?
કારણ,
કદાચ કાલે એ વનોમાં એમ જ આગ લાગી જાય,
સંભવ છે કે એ શાપિત કર્કોટક બની જાય,
ત્યારે કોઈક નળ
તેને બચાવવા માટે ન પણ હોય
અને એટલે જ
તે પહેલાં
તેને હું જ ........

## ☐ આનંદ મહેતા

ઈશ્વર છે ... ?
આજે બધા મને
એક જ પ્રશ્ન પૂછી પૂછી
લક્કડખોદની નિર્દય ચાંચથી –
ખણાતા ઝાડ માફક–
ખણી રહ્યા છે.

ને ...
હું બિચારા ઝાડ જેવો સાવ !
એમ ને એમ ઊભો રહી
અવકાશ સામે જોયા કરું છું !

છતાં ...
તેઓને મારામાં વિશ્વાસ નથી,

## ત્રિ-વલ્લી ▢ સુન્દરમ્

૧

આ કોનું સ્વપ્ન અહીં ગબડી આ આવ્યું,

આ સ્વર્ગ-સદનનું કોણ અહીં,
હા ભૂલું પડી,
નિજ ચારુ ચરણ લઈ આવ્યું ?

આ કોક આભથી દડતી દડતી
ટેકરીઓ ત્યાં
ગોઠવાઈ ગઈ ખાસ્સી,
ને આ તરુઓ કલગી જેવાં સૌ
કોઈ અપ્સરા
તણા હસ્ત તે ગયા અહીં શું ખોસી ?

આ ભમતાં ઝરણો તે જાણે
રમવા આવ્યાં કોઈ કિન્નરી ચરણો,
અને મ્હેકતાં પુષ્પ પુષ્પ આ,
કોઈ પ્રેમીએ ગૂંથ્યાં નિજ સંસ્મરણો.

ને શત શત સંધ્યા રંગ બધા એ,
કોણ દેવીના પાગલ ચિત્તતરંગો,
ને સૌને શિર ચંદ્ર અહીં તે,
કેમ શંકરે દીધ સમર્પી નિજનો હક્ક અઠંગો ?

આહ, સ્તનો ખુલ્લાં મૂકી આ
કોણ અપ્સરા ઊભી ?
અને હજી પાંપણથી એના
કો રાગ જ રહ્યો ઝઝૂંબી ?

દિશા દિશાથી દિવ્ય મરુત કો
નિજ ઉચ્છ્વાસ પ્રમત્ત અહીં વિતરંતો
આ કોણ અનંગ ધનુષ પર નિજના
પ્રેમવલ્લી ચિતરંતો ?

આ થયું ચંદ્રને આજ કશું, એ
કેમ પૂર્ણ થૈ ઊગ્યો,
કઈ કામિનીના પદ્મવદન પર
અવતરવા એ ઢૂક્યો ?

આ અંગ અંગમાં જલતી રાધા
કુંજ કુંજ ભટકંતી,
હા, ઢૂંઢી રહી નિજ શ્યામ-ચરણને
રોમ રોમ પુલકંતી.

ને ક્યહીં કૃષ્ણ એ રાધાવલ્લભ,
કાં એ ગુપ્ત છુપાયો ?
કાં મારા મૂર્છિત મનડે નહિ
કર એનો જઈ સાહ્યો ?

૩

આ ધરણી મનહરણી
કો અભિનવ
પ્રતિ પદ નવ નવ રસભરણી.

અંગ અંગ આ રંગમંચ શાં
ઝળહળ જ્યોતિ તરંગે,
શી લસતી લીલા હરિયાળી
એના રાગ-રસિત ભ્રૂભંગે.

આ અહીં ઘડી એ હરિત દુપટ્ટો
ઘટ્ટ અંગ લઈ બેઠી,
અને ઘડી એ વસન સાજ નિજ
ઝપટે દેતી ઉશેટી.

એ નગ્ન સ્વર્ણની દેહ, નયનને
મૂર્છિત કરી મલકાતી,
ને અન્ય પળે શે સઘન કુંજ, દે
આલિંગન પુલકાતી.

એ જોજન પર જોજન મૂગી
રહી જતી અકળાવી,
ને સહસા ટહુકી નીલ ગગનથી
હૃદય જતી છલકાવી

એ અહીં ખડી ઉન્નત પર ઉન્નત
શૃંગ હૃદયનાં ધારી
ને ત્યહીં ગહન ખીણોને ખોળે
નયણાં દેતી ઉતારી

એ જોગણ શી રણ પર રણ પ્હેરી
તપની તાપ અઘોરા,
તો થઈ સુહાગિન, દુલ્હન, ધારે
મદઘેલાં ઘરચોળાં

એ રસ ઘૂંટી, બેસે લૈ એના
કેસરભર્યા કટોરા,
તો ગેબ ગુફામાં સરી પ્રભુના
દ્વારે દિયે ટકોરા



## તે હું □ ભગવતીકુમાર શર્મા

ધુમ્મસના પહાડમાંથી વહેતું ઝરણ તે હું;
પાષાણના ગગનથી ફૂટેલું કિરણ તે હું.

ઘટનાના છાંયડામાં જે 'ક્યારેક' તે તમે;
વિસરાઈ જે જવાનું છે એ સંસ્મરણ તે હું.

દીવો જલાવો તો ય હું થથરી નહીં ઊઠું;
કબરોની આસપાસનું વાતાવરણ તે હું.

ઢાંકી દો એમાં શ્વાસની સૂકી ખજૂરીઓ;
વેરાન પરની ચાંદની શું આવરણ તે હું.

ભણકાર પામવાની ન કોશિશ કરો હવે;
ચાલ્યાં ગયેલાં દૂર અટૂલાં ચરણ તે હું.

ક્ષણમાં ખરી પડ્યાં આ ક્ષણો કેરાં પાંદડાં;
જેણે નિહાળી લીધું સમયનું મરણ તે હું.

ખોબો ભરીને આપજો મૃગજળની અંજલિ;
જેમાં દટાયાં કંઈક હરણ એવું રણ તે હું.

## ગીત ☐ વજુભાઈ ટાંક

પ્રીત્યું તો શ્રાવણની સાંજ, મોરી સૈયર,
પ્રીત્યું નંઈ વૈશાખી રાત.
પ્રીત્યું તો રામકલી રાગ, મોરી સૈયર,
પ્રીત્યું નંઈ વેવારી વાત.

નેણાં તો ઘૂઘવતું ગીત, મોરી સૈયર,
નેણાં નંઈ મરજાદી વેણ.
નેણાં તો સાગરનો છાક, મોરી સૈયર,
નેણાં નંઈ વીરડીનું વહેણ.

સમણાં તો સોનેરી આભ, મોરી સૈયર,
સમણાં નંઈ રુદિયાની રાખ.
સમણાં તો જીવતરનો ફાગ, મોરી સૈયર,
સમણાં નંઈ નીતરતી આંખ.

જોબન તો સુખડનાં શીત મોરી સૈયર,
જોબન નંઈ બાવળની શૂળ.
જોબન તો ડૉલરની ગંધ, મોરી સૈયર,
જોબન નંઈ આવળનું ફૂલ.

પરણ્યો તો પાંથીનો રંગ, મોરી સૈયર,
પરણ્યો નંઈ આછકલી યાદ
પરણ્યો તો કંકણનો સૂર, મોરી સૈયર,
પરણ્યો નંઈ સોરાતો સાદ.

## મુંબઈ ☐ કૈલાસ પંડિત

આ બહુ, મોટું નગર!

છે દિવસ ને રાતના જેવું કશું,
જાણ છે એની ફક્ત લોકોને બસ.
કોણ કોનું સાંભળે કહેવાય ના!
પણ બધાં ઘડિયાળની ટકટકને વશ,

જોઈ સૂરજને હસે છે કુલરો
અહીં ઋતુને સ્વીચમાં જીવવું પડે,
ટાઈપ થયેલા પત્ર જેવા માણસો
સ્મિતનું પૃથક્કરણ કરવું પડે.

મૂંગા, મૂંગા, માણસો ચાલ્યા કરે.
હાથ પોલીસનો સતત હાલ્યા કરે.
લાલ લીલી બત્તી પર સહુની નજર,
સિગ્નલોના શ્વાસથી જીવતું નગર,

હા, બહુ સંભાળજો, આ ભીડમાં,
કોઈનો ધક્કો જરી વાગે નહીં
આંખ ઢાળી ચાલતા સજ્જન તણી
આંગળીઓ ભૂલથી જાગે નહીં

આ બહુ મોટું નગર?

## આ ભોમકામાં ☐ વાડીલાલ ડગલી

ભવની આ ભોમકામાં સમતાને શોધવા
શબ્દ કેરો સથવારો માગ્યો જી રે.
સંશયના વંટોળ વાતાની વેંત અમે
વહેતો આ કાફલો થંભાવ્યો જી રે.

જાવાનું નામ પડે થનગનતા પાય મારા
દિશા કે દોર નહીં કોઠે જી રે.
તનની આ જાતરા વેગે ઉપાડી તોય
જાત વિણ વાત નવ હોઠે જી રે.

અવળા-સવળા વાય સુખદુ:ખના વાયરા
અંગ આ અથડાય એની ગતિએ જી રે.
એ વાયરાને નાથવાની જુગતિયું ગોતવા
દૂરના ડુંગરિયા નીરખીયે જી રે.

કાચી આ કાયાની માટીનાં નાવડાં
ધૂધવતા સંસારે ગારો જી રે.
ચિત્તડે ઊગેલ સુખચેનને ના કોઈ દિ'
ટાઢ કે તડકાનો જરી ડારો જી રે.

થંભ્યા ઓ કાફલા! સંકેલો તંબૂ સૌ
માંયલાની માંડવી મુસાફરી જી રે.
ભાંગેલા પાયને પાનો ચડાવવા
શબ્દ તણી શોધ અમે આદરી જી રે.

ભવની આ ભોમકામાં સમતાને શોધવા
શબ્દ કેરો સથવારો માગ્યો જી રે.
સંશયના વંટોળ વાતાની વેંત અમે
વહેતો આ કાફલો થંભાવ્યો જી રે'

## ☐ અરવિંદ ભટ્ટ

જો મારું ચાલે તો–
હું મારા ઘરની અલમારીમાં
કબૂતરાંને માળા બાંધવા દઉં,
આયના સાથે ચકલીને
થાકે નહિ ત્યાં સુધી ઝઘડવા દઉં,
વર્ષોથી પિંજરમાં ગુંગળાતા ટહુકાને
જંગલ સુધી વિસ્તારું,
ધોધમાર વરસાદમાં થરથરીને
મારી બંધ ડેલીને માથાં મારીને
બ્યાઉંકારા નાખતી કૂતરીને
ઘરમાં લાવી ઊની રાબ પીવરાવી
કામળો ઓઢાડીને સૂવરાવું,
દરરોજ ભીખ માગવા આવતા
પાંચ વરસના દિગંબરને
મારો ભાઈ બનાવું,
ટોપી ઉતારીને પોક મૂકતા પટાવાળાને
દસ રૂપિયા ઊછીના આપું,
પણ મારા ઘરમાં રહેતી લાલ આંખ
મને આમ ક્યાં કરવા દે છે!

## હમણાં □ હરિકૃષ્ણ પાઠક

હમણાં
નળિયાંમાંથી ટપક્યું એવું નેવું–
ફળિયું ફાલ્યું !
હમણાં
આંખો મીંચી બેઠેલું તડકીનું ચકલું
ફડક દઈને ઊડ્યું...

હમણાં
અલક-મલકનું આછેરું અજવાળું
કોણે આંખે આંજ્યું –
વાસણકૂસણ, ગાર અને ગોરમટી ખીલ્યાં
ઘર આખાંને કોણે માંજ્યું ?

હમણાં
રણક ઝાંઝરી ઝણકી
ને કૈં રતૂંબડી ભાતીગળ ભીની યાદ હવામાં લ્હેરી,

હમણાં
કેમે કરતાં સમજ્યું ના સમજાય –
નિરાંતે પછી તને પડછાયે પોરો ખાતી વેળા ઝણકી
તે મેં રજવાડી આળસ થોડી ખંખેરી થોડી પ્હેરી...

હમણાં
ઘૂઘરિયાળી ઘોડાગાડી ઘરની પાસે અટકી !

## હે રામ □ હરીન્દ્ર દવે

ક્યારેક રામે
આ કિનારા પર રહેલા
વેળુના કણકણ સમેટી
બે કરેથી
ઘાટ જ્યાં આપ્યો
અને શિવલિંગ:
જ્યાંથી મારુતિના
કેટલાયે પદપ્રહારો બાદ પણ
એક ખરી ના કાંકરી.
અસ્તિત્વ મારું
કેટલા કણમાં થયું છે શીર્ણ
તપતી રેતીની ડમરી
નયનમાં ને હૃદયમાં
આગ વરસાવી રહી
એને કહો, ક્યારે
તમારા હાથના મૃદુ સ્પર્શથી
કો પિંડમાં પલ્ટી જશો,
હે રામ !

હું તને જડ્યો... |

મારા છ અક્ષરના નામ પછી હું ઊભો પડ્યો હોજી
તું રસ્તે જાતી ઊભી રહી તેં તને જડ્યો હોજી

અભાવ સઘળો ખરી પડ્યાના થાય અનુભવ એવા
કોઈ તરફ પણ ગયા વિના હું બધે ભળતો વહેવા

હંસો જેવા હારબંધ આ અવસર ફળિયે આવ્યા
કોઈ નેહ આવ્યાં મોતીનો થાળ ભરીને લાવ્યાં

હું એક દિવસને કાંઠે એવું... તને રડ્યો હોજી
તું રસ્તે જાતાં ઊભી રહી ને તને જડ્યો હોજી

અરે, સ્પર્શનું આતુર પંખી વસ્યું સોળીની ડાળ
હવે નીડની સળીઓ નીડમાં ખાલીપો નહીં પાળ

બાવળના રેવાસ એટલે વસંત આવી નાવ્યો
સોળીઝાળ આ રઝૂકો તારી આંગળીએ પહેરાવ્યો

પથ્થરમાં પણ અર્થ હતો હું રડ્યોખડ્યો હોજી
તું રસ્તો જાતાં ઊભી રહી તે તને જડ્યો હોજી

૧.૯.૭૦ | મંગળવાર

## બે કાવ્યો ☐ વિપિન પરીખ

### એકારના ?????

હરિ,
તને લાચારીનો રોટલો પીરસવામાં આવે
તો તું શું કરે?
જમે – પાછો ઠેલે?
તને આમંત્રણ આપવામાં આવે
ને પછી
મોં સામે ફટાક કરી
બંધ કરવામાં આવે જો દ્વાર
તો
તારા નયન શું કરે?
ભભૂકી ઊઠે?—રડી પડે?
માર્ગમાં
નિર્દોષ મને કોઈ સળગતો પ્રશ્ન પૂછી બેસે
"ક્યાં છો હમણાં?"
તો તું શું કહે? જમીન શોધે?
દસથી છ કામ પર ગયાંનો ડોળ કરી
સાંજે પાછો ફરે ઘરે
અને રીટા ત્યારે પૂછે:
'પપ્પા' શું લાવ્યા?
ત્યારે
તું મૂઠી ખોલે કે બંધ કરે?
રાત્રે
પથારીમાં કણસતાં - કણસતાં
પડખું બદલતાં
કોઈ ઘેનભર્યા સ્વરે પૂછે:
"તમને ઊંઘ નથી આવતી?"
તો
તું સૂવાનો ઢોંગ કરે?
હરિ, તું શું કરે?

☐

### જોઈએ છે

ભવોભવના ફેરામાંથી મુક્તિ આપે
એવા પ્રભુની જરૂર નથી!

જોઈએ છે એક એવો પ્રભુ
જે રેલ્વેના
ટાઈમ-ટેબલમાંથી મુક્તિ અપાવે
ટ્રાફિકના સિગ્નલ પર દોડતી રક્તની ગતિને
અંકુશમાં રાખે
જમ્બો જૅટમાં
સમયને ઘસડાઈ જતો અટકાવે
રેડિયો અને ટેલીવિઝનમાં મોકળાશ શોધતી
શૂન્યતાને ઠપકારે
સવારે
સત્યનો વાઘો પહેરીને
આવતા સમાચારોથી અળગો રાખે
અને જાહેરખબરોમાં
મને સસ્તે મૂલે વેચાઈ જતો રોકે
જોઈએ છે
એક એવો પ્રભુ ......

# શ્રીમદ્ ભગવદ્ગીતા

## અધ્યાય ૩: કર્મયોગ

### અનુ.: મનસુખલાલ ઝવેરી

અર્જુન બોલ્યો :

સમત્વબુદ્ધિને માનો કર્મથી ચડિયાતી તો,
જનાર્દન! મને શાને જોડો છો ઘોર કર્મમાં? ૧

ભેળસેળભર્યાં હોયે તેવાં વાક્યો વદી, તમે
બુદ્ધિને મુજ, જાણે કે, મૂંઝવો છો: કહો જી, તો
કરી નિશ્ચય બેમાંનું એક, જેથી હું શ્રેયને
પામું, માધવ! ૨

શ્રી ભગવાન બોલ્યા :

મેં પૂર્વે છે કહ્યા માર્ગ આ લોકે બે પ્રકારના:
જ્ઞાનયોગથી જ્ઞાનીનો: કર્મયોગથી યોગીનો. ૩

કર્મ ના આદરવાથી મનુષ્ય કર્મશૂન્યતા
પામી ના શકતો; તેમ કર્મના માત્ર ત્યાગથી
મોક્ષને પામતો નથી. ૪

કોઈયે માનવી કર્મ કર્યા વિણ રહી શકે
ઘડીયે નહિ: સર્વેને, પ્રકૃતિમાંથી જન્મતા
ગુણે પ્રેરાઈને, કર્મ કરવાં જ પડે પડે. ૫

વશ કર્મેન્દ્રિયો રાખે અને બેસે સ્મર્યા કરી
મનમાં ઇન્દ્રિયોકેરા વિષયો, મૂઢબુદ્ધિ તે
ઢોંગી કહેવાય છે ખરે! ૬

કિન્તુ જે મનથી રાખી અંકુશે નિજ ઇન્દ્રિયો,
ફલાસક્તિ વિના, પાર્થ, આરંભે કર્મયોગને
૭ કર્મેન્દ્રિયો વડે, તેહ મનુષ્ય અતિ શ્રેષ્ઠ છે.

તારું નિયત કર્ત્તવ્ય કર તું: કર્મ છે વડું
કર્મ ના કરવાથી; તું કર્મ ના કરશે યદિ,
૮ કરી ના શકશે તારા દેહનું પણ ધારણ.

યજ્ઞાર્થ ન્હોય જે કર્મ, લોકે બન્ધનરૂપ તે;
૯ તો ફલાસક્તિ છોડીને, કર્મ યજ્ઞાર્થ તું કર.

પૂર્વે સર્જી મનુષ્યોને યજ્ઞ સાથે, પ્રજાપતિ
વદ્યા: 'આ યજ્ઞથી પામો તમે વૃદ્ધિ; તમારી સૌ
૧૦ અભીષ્ટ કામનાઓને કરજો પૂર્ણ યજ્ઞ આ.
આનાથી દેવતાઓને તમે રીઝવજો; અને
રીઝવો દેવતાઓયે તમને; એકમેકને
૧૧ રીઝવી આ વિધે શ્રેય તમે પરમ પામજો.
તમને યજ્ઞસંતુષ્ટ દેવો ભોગ અભીપ્સિત
આપશે: ભોગ જે આપ્યા તેમણે, તેહ તેમને,
૧૨ સમર્પ્યા વિણ પાછા, જે ભોગવે ચોર છે જ તે.'

પાપમાત્રથી છૂટે તે સજ્જનો યજ્ઞશેષ જે
આરોગે; કિન્તુ જે રાંધે માત્ર પોતાની ખાતર
૧૩ પાપીઓ તેહ ખાયે છે પાપને અહીં કેવલ.

અન્નથી પ્રાણીઓ થાય, વર્ષાથી અન્ન ઊગતું,
૧૪ યજ્ઞથી થાય છે વર્ષા, ઉદ્ભવે યજ્ઞ કર્મથી.

કર્મ જન્મતું બ્રહ્મથી, બ્રહ્મ અક્ષરથી થયું;
તેથી સર્વત્ર વ્યાપેલું બ્રહ્મ યજ્ઞે સદા રહ્યું. ૧૫

પ્રવર્ત્યું આમ જે ચક્ર, તેને જે ન અનુસરે,
પાર્થ! તે જીવતો વ્યર્થ પાપી, ઇન્દ્રિયલંપટ. ૧૬

પણ જે રત આત્મામાં, આત્મામાં તૃપ્ત, આત્મથી
સંતુષ્ટ હોય તેને ના કરવાનું કશું રહે. ૧૭

કરેલાં ન-કરેલાંનો તેને અહીં નથી કશો
હોતો અર્થ; નથી હોતો તેનો આધાર વા કશો
કશાયે હેતુને કાજે કોઈયે પ્રાણીની પર. ૧૮

ફ્લાસક્તિ વિના તેથી કર્તવ્ય કર્મ તું કર
નિરંતર ભલી ભાતે; કેમકે જેહ પૂરુષ
અનાસક્ત રહી કર્મ કરે તે મોક્ષને વરે. ૧૯

કર્મ દ્વારા જ પામ્યા છે જનકાદિ વિમુક્તિને,
લોકકલ્યાણને રાખી દૃષ્ટિમાં પણ તાહરે
કરવું કર્મ જોઈએ. ૨૦

મહાજનો કરે જે કૈં, કરે તે તે જ અન્ય સૌ,
ધોરણો એહ સ્થાપે જે, તેને લોકો અનુસરે. ૨૧

ત્રણે લોક વિશે પાર્થ! મારે કર્તવ્ય કૈં નથી,
કે ન મેળવવાનુંયે, મેળવ્યું નવ હોય જે;
તે છતાં, કર્મ હું મારાં ધનંજય! કરું જ છું. ૨૨

અપ્રમત્ત રહી મારાં કર્મ હું જો કરું નહિ,
તો લોકો સર્વથા મારે પળશે પંથ, અર્જુન! ૨૩

હું જો કર્મ કરું ના તો નષ્ટ થાય ત્રિલોક આ;
વર્ણસંકરનો કર્તા થાઉં હું; ને વિનાશ આ
પ્રજાનો કરી નાખું હું. ૨૪

અજ્ઞાની માણસો કર્મ કરે આસક્તિપૂર્વક,
તે રીતે લોકકલ્યાણકેરી ઇચ્છાથી જ્ઞાનીએ,
૨૫ ફલાસક્તિ વિના કર્મ કરવાં નિજ જોઈએ.

આસક્તિ કર્મમાં જેને તેવા અજ્ઞાનીઓ તણી
આત્મવિદ્ જ્ઞાનીએ શ્રદ્ધા નહિ ડગમગાવવી;
યોગયુક્ત થઈ, કિન્તુ, પોતાનાં કર્મ સૌ કરી,
૨૬ તેણે અજ્ઞાનીઓ પાસે કર્મ સર્વ કરાવવાં.

થાય છે કર્મ સૌ, માત્ર પ્રકૃતિના ગુણત્રય
અનુસાર; છતાં હોય અહંકારથી જે બન્યો
૨૭ વિમૂઢ, માનતો તેહ: 'હું છું કર્તા', પરંતપ!

પરંતુ હે મહાબાહુ! જેહ જાણે છે તત્ત્વ કે
ભિન્ન છે ગુણ ને કર્મો પોતાથી; ને બધીય આ
લીલા છે માત્ર ગુણોની ગુણો સાથે જ, તે નથી
૨૮ આસક્ત કદીયે થાતો.

સંમૂઢ પ્રકૃતિ કેરા ગુણોથી હોય જે બન્યા,
તેઓ ગુણો અને કર્મો વિશે આસક્ત થાય છે;
અધૂરું જાણનારા તે મૂર્ખોને, પૂરું જાણતા
૨૯ મનુષ્યે ન ચળાવવા.

મને સર્વ સમર્પીને કર્મો, અધ્યાત્મબુદ્ધિથી
૩૦ ફલાશા મમતા છોડી, મનસ્તાપ તજી લડ.

શ્રદ્ધાસંપન્ન જે લોકો મારા આ ઉપદેશને
હમેશાં આચરે, કાઢ્યા વિના એમાંથી દોષને,
૩૧ તેઓયે થાય છે મુક્ત કર્મનાં બંધનો થકી.

કિન્તુ જે દોષ કાઢીને મારા આ ઉપદેશમાં,
આચરે નહિ તેને તે, વિષયે જ્ઞાનમાત્રના
૩૨ મૂઢ ને જડબુદ્ધિને નાશ પામ્યા તું જાણજે.

વર્તે છે જ્ઞાનીયે વૃત્તિ પ્રમાણે જ સ્વભાવની;
પ્રાણીઓ પોતપોતાના જઈ જાતિસ્વભાવ પર
વર્તતાં હોય છે: આમાં કરી અંકુશ શું શકે? ૩૩

ઇન્દ્રિયોમાં સ્થપાયા છે પોતાના વિષયો પ્રતિ
રાગ ને દ્વેષ: તે બેને મનુષ્યે વશ ના થવું;
કેમકે રાગ ને દ્વેષ છે તેના વાટશત્રુઓ. ૩૪

આચરેલા રૂડી રીતે પરધર્મથી છે ભલો
ક્ષતિયુક્તેય પોતાનો ધર્મ વર્ણાશ્રમે રચ્યો;
સ્વધર્મે મરવું સારું; પરધર્મ ભયાવહ. ૩૫

## અર્જુન બોલ્યો :

તો પછી કૃષ્ણ! કોનાથી પ્રેરાઈ પાપ આચરે
મનુષ્ય, ઇચ્છતો પોતે ન્હોય ને તોય જોતર્યો
પરાણે હોય ના જાણે તેવી રીતે? ૩૬

## શ્રી ભગવાન બોલ્યા :

રજોગુણથી જન્મેલી એહ છે ફ્લકામના,
સર્વભક્ષી, મહાપાપી; ક્રોધ છે એહ: એહને
પાર્થ! તું જાણજે વેરી નિષ્કામ કર્મયોગમાં. ૩૭

ધૂમથી અગ્નિ ઢંકાય, રજથી જેમ દર્પણ,
અને ઓર થકી ગર્ભ, જ્ઞાન ઢંકાય તે વિધે
ફ્લની કામના થકી. ૩૮

જ્ઞાનીનો નિત્યનો વેરી, સદા અતૃપ્ત અગ્નિ જે
કામનારૂપ, તેનાથી ઢંકાયું જ્ઞાન, અર્જુન! ૩૯

ઇન્દ્રિયો, મન ને બુદ્ધિ આનાં આશ્રયસ્થાન છે.
તેમનાથી ઢાંકી દઈ જ્ઞાનને, એહ કામના
૪૦ જીવાત્માને બનાવે છે મોહથી મૂઢ, અર્જુન!

તેથી તું ભરતશ્રેષ્ઠ! પહેલાં કરી લે વશ
ઇન્દ્રિયો; ને હણી નાખ આ મહાપાપી કામના,
૪૧ કરે છે નાશ જે આત્મજ્ઞાન ને અનુભૂતિનો.

ઇન્દ્રિયો ચઢિયાતી છે શરીર કરતાં; મન
ઇન્દ્રિયોથી ચઢે; બુદ્ધિ એકાગ્ર નિશ્ચયાત્મક
૪૨ ચઢે છે મનથી; ને જે ચઢે બુદ્ધિથી આત્મ તે.

આમ અર્જુન! જાણીને બુદ્ધિથી પર જેહ છે
તેહને, અંકુશે રાખી નિજને નિજથી વળી,
૪૩ કામનારૂપ દુર્જેય શત્રુને નાખ તું હણી.

કર્મયોગ નામે ત્રીજો અધ્યાય પૂરો.



ત્રિદલ □ રમેશ પટેલ

છાના લખેલા
પ્રણયપત્રો, ઇંદુએ
વાંચી લીધા!

મૃત્યુ સમીપ
જન્મ મૃત્યુ કે, મુક્ત
ને મૂર્ત - જીવ

સુખી કે દુઃખી
સૂર્ય સાથે જ ફરે
સૂરજમુખી.

## એલિયટનું અંતિમ કાવ્ય ☐ નિરંજન ભગત

(ગતાંકથી ચાલુ)

'The Elder Statesman' માં ત્રણ અંકો છે. પ્રથમ અંકનું સ્થળ છે લંડનમાં લૉર્ડ ક્લૅવર્ટનનું નિવાસસ્થાન, એનો સમય છે વસંતાન્તે એક મોડી બપોરના ચાર વાગ્યાનો, બીજા અને ત્રીજા અંકનું સ્થળ છે બૅજ્‌લી કોર્ટ, બીજા અંકનો સમય છે પ્રથમ અંકના સમય પછી કેટલાક દિવસ પછી ગ્રીષ્મારંભે એક ઊજળી તડકાભરી સવાર, ત્રીજા અંકનો સમય છે બીજા અંકના સમય પછી બીજે દિવસે મોડી બપોર.

નાટકનો આરંભ ચાર્લ્સ અને મૉનીકાથી, એમના સંવાદથી થાય છે. નાટકનો અંત પણ એમનાથી, એમના સંવાદથી થાય છે. આ અત્યંત સૂચક છે. નાટકનું પ્રથમ વાક્ય ચાર્લ્સ ઉચ્ચારે છે, એમાં એ મૉનીકાને પ્રશ્ન પૂછે છે, 'Is your father at home today?' આમ, નાટકનો નાયક લૉર્ડ ક્લૅવર્ટન છે એ તો સૂચવાય છે પણ લૉર્ડ ક્લૅવર્ટન અને મૅાનીકાના સંબંધમાં જે Possessiveness –મોહ છે તે પણ સૂચવાય છે (જો કે કોઈ એમ પણ કહી શકે છે કે આ પ્રશ્નથી ચાર્લ્સ અને મૉનિકાના સંબંધમાં પણ Possessiveness – મોહ છે એમ સૂચવાય છે.) આ મોહને કારણે ચાર્લ્સ અને મૉનીકાના સંબંધમાં જે પ્રેમ છે તે બન્નેથી સરલપણે પૂર્ણપણે અનુભવી શકાતો નથી. આમ, મોહ અને પ્રેમ વચ્ચેનો સંઘર્ષ પણ સૂચવાય છે. બપોરનું ભોજન બન્ને સાથે બહાર જમીને, ખરીદી કરીને ઘરે પાછાં આવ્યાં છે. ચાર્લ્સને મૉનીકાને કંઈ કહેવું હતું પણ ભોજનગૃહમાં પરિચિત સેવકોની હાજરીને કારણે એ કહી શક્યો નથી અને હવે લૉર્ડ ક્લૅવર્ટને પક્ષાઘાતનો હુમલો થયો ત્યારથી એ નિવૃત્ત છે અને માંદા છે એથી ચોવીસે કલાક ઘરમાં હાજર હોય છે એથી કહી શકશે નહીં. વળી સોમવારે તો મૉનીકા, ડૉ. સૅલ્બીની સલાહથી લૉર્ડ ક્લૅવર્ટન બ્લૅજ્‌લી કોર્ટ જવાના છે તે લાંબા સમય માટે એમની સાથે જવાની છે. એથી ચાર્લ્સ અકળામણ અનુભવે છે, ભાર અનુભવે છે. મૅાનીકા એને ક્યારની ચા માટે રોકાવાનું કહી રહી છે, પણ એ આ અકળામણ અને ભારને કારણે ના કહી રહ્યો છે. મૉનીકા સતત એની હળવી રમૂજ કરે છે. આમ રૉમેન્ટિક કૉમેડીનું આદર્શ વાતાવરણ સર્જાય છે ('The Elder Statesman' કૉમેડી છે કે ટ્રૅજેડી છે? આ પ્રશ્નનો ઉત્તર એક રસિક અને મધુર મૂંઝવણનો અનુભવ છે.). નાટકનું અંતિમ વાક્ય મૉનીકા ઉચ્ચારે છે, એમાં એ ચાર્લ્સને કહે છે, 'Now take me to my father'.' નાટકને આરંભે જે પિતા છે એમનામાં મોહ છે. નાટકને અંતે જે પિતા છે એમનામાં પ્રેમ છે. નાટકને અંતે 'પિતા–લૉર્ડ ક્લૅવર્ટન છે. નાટકને અંતે પિતા–લૉર્ડ ક્લૅવર્ટન નથી. આ 'હોવું' અને 'ન

હોવું'ની વચ્ચે, આ મોહ અને પ્રેમની વચ્ચે, આ 'પિતા' અને 'પિતા'ની વચ્ચે લૉર્ડ ક્લૅવર્ટનની આધ્યાત્મિક, ધાર્મિક યાત્રા છે; એમનો પ્રાયશ્ચિતનો, પુનર્જન્મનો, પરિવર્તનનો, રૂપાંતરનો, સ્વરૂપાનુભૂતિનો, સુખ, શાંતિ અને આનંદનો, મૃત્યુ અને એ દ્વારા અમૃતનો, પ્રેમ અને એ દ્વારા પરમેશ્વરનો અનુભવ છે.

ચાર્લ્સ આ માટે રોકાવાની હા કહે છે અને અને મૉનીકાને જે કહેવાનું છે તે કહે છે, 'I believe you love me.' અને મૉનીકા અને ચાર્લ્સ કોઈ અજૂક વેદનાનો અનુભવ કરે છે. પછી ક્ષણાર્ધમાં જ, સહજ અને સહસા પ્રેમની પ્રતીતિ કરે છે. મૉનીકા અને ચાર્લ્સનો શાંત, સરલ વાણીમાં જે સંવાદ થાય છે તે આગળ અક્ષરે-અક્ષર આપ્યો છે. આ પ્રેમ એ જ સ્વયં પરમેશ્વર. આગળ જોયું તેમ ઍલિયટે પ્રથમ કાવ્યથી અંતિમ કાવ્ય લગી, પ્રથમ નાટકથી અંતિમ નાટક લગી– એક 'Murder in the Cathedral' અને 'Four Quartets'ના અપવાદ સાથે–ક્યાંય પરમેશ્વરનું નામ ઉચ્ચાર્યું નથી અને છતાં સતત પરમેશ્વરની જ કવિતાનું સર્જન કર્યું છે. ઍલિયટની સમગ્ર કવિતામાં, અને નાટકમાં, ફ્લૉબૅરના શબ્દોમાં સહેજ ફેરફાર કરીને કહી શકાય, પરમેશ્વર સર્વત્ર હાજર છે પણ ક્યાંય છતો થતો નથી. આ સમગ્ર નાટકને, આ નાટકની સમગ્ર સૃષ્ટિને પરમેશ્વર, અવનિ પર અંતરિક્ષની જેમ, છાઈ રહ્યો છે. પરમેશ્વરનો અનુગ્રહ અહીં પ્રેમ દ્વારા પ્રગટ થયો છે, મૉનીકા દ્વારા પ્રગટ થયો છે, મૉનીકાના પ્રેમ દ્વારા પ્રગટ થયો છે એથી આ પ્રેમ એક સાથે માનુષી અને ઈશ્વરી છે. એક સાથે પ્રેમ અને પરમેશ્વર છે. આ પ્રેમ, પરમેશ્વરના અનુગ્રહ દ્વારા બધું જ–'હું', 'તું', શબ્દો, શબ્દોનો અર્થ, ઓરડો, ખુરશી, ટેબલ, બારણું' ... (મૉનીકાએ આ નામાવલિ, કોઈ આવી રહ્યું છે એ બહાને, પૂર્ણ કરી નથી કારણકે એ પૂર્ણ થાય એવી નથી.) બધું જ, સમગ્ર વિશ્વ બદલાઈ જાય છે. એ દ્વારા લાર્ડ ક્લૅવર્ટન પણ નાટકના અંત લગીમાં બદલાઈ જશે. ઍલિયટે જેને 'The kind of pattern which we perceive in our own lives only at rare moments of in attention and detachment drowsing in sunlight' ને 'a fringe of indefinite extent, of feeling which we can only detect, so to speak, out of the corner of the eye and can never completely focus; of feeling of which we are only aware in a kind of temporary detachment from action' કહે છે તે મૉનીકા અને ચાર્લ્સનો આ અનુભવ, આ પ્રેમ; આ પરમેશ્વર હશે. આ Pattern, fringe, feeling, ને કવિતા અથવા પદ્યનાટક જ એની તીવ્રતાની ક્ષણે પ્રગટ કરી શકે છે એવી ઍલિયટની પ્રતીતિ છે.

મૉનીકા પોતાના પિતાની અતિ આજ્ઞાંકિત સુપુત્રી તરીકે પિતાની સાથે બૅન્‌લી કોર્ટ જવાની અનિવાર્યતાનાં ત્રણ કારણો ચાર્લ્સને આપે છે. એક તો, લૉર્ડ કલૅવર્ટનને એકાન્તનો ભય–'A terror of being alone', બીજું લૉર્ડ કલૅવર્ટનનો અપરિચિતોનો ભય–'Fear of being exposed to strangers'. આ બે પરસ્પર વિરોધી કારણો છે. એના અનુસંધાનમાં ચાર્લ્સ સૂચવે છે કે એમને જાહેર જીવન જ છે, ખાનગી જીવન નથી; મૉનીકા સૂચવે છે કે એમને ખાનગી જીવન પણ છે. બન્ને લૉર્ડ કલૅવર્ટનના જીવનના પૂર્ણ સત્યથી અજાણ છે કારણકે લૉર્ડ કલૅવર્ટનને જાહેર જીવન છે અને નથી, ખાનગી જીવન છે અને નથી. આ એમના જીવનનું પૂર્ણ સત્ય છે. આમ આ કારણો દ્વારા લૉર્ડ કલૅવર્ટનની માંદગીનો પ્રકાર, એમની મનોદશા સૂચવાય છે. વળી મૉનીકા એક વધુ કારણ આપે છે કે માતાએ લાડન અને પિતાને તાડન કર્યું. એથી માઈકલ હવે પિતાને કે કોઈને સહાય કરી શકે એમ નથી એટલું જ નહીં, પણ પિતા-પુત્ર વચ્ચે બારમો ચન્દ્રમા છે એમાં લૉર્ડ કલૅવર્ટન અને માઈકલ વચ્ચે પ્રેમનો નહીં પણ વેરનો સંબંધ છે એમ સૂચવાય છે. ત્રીજું કારણ ડૉ. સૅલ્બીએ આપ્યું છે. તે એ કે લૉર્ડ કલૅવર્ટન પોતે માને છે એથી વધુ માંદા છે 'Much iller than he is aware of'. પણ ડૉ. સૅલ્બી પણ લૉર્ડ કલૅવર્ટનના જીવનના પૂર્ણ સત્યથી કદાચ અજાણ છે. ડૉ. સૅલ્બી માને છે એથીય પોતે વધુ માંદા છે એ માત્ર લૉર્ડ કલૅવર્ટન જ કદાચ જાણે છે. લૉર્ડ કલૅવર્ટનના જીવનનું પૂર્ણ સત્ય એક માત્ર પોતે જ જાણે છે–અને બીજો જાણે છે એમનો પરમેશ્વર. મૉનીકા આ ત્રીજા કારણ દ્વારા ચાર્લ્સને આશ્વાસન આપે છે કે ડૉ. સેલ્બી કહે છે તેમ લૉર્ડ કલૅવર્ટનનું મૃત્યુ નિશ્ચિત અને નિકટ છે. બૅન્‌લી કોર્ટ જવાથી ત્યાં હૉસ્પિટલનું નહીં પણ હૉટેલનું, રોગનું નહીં પણ આરોગ્યનું વાતાવરણ, ઉત્સાહનું વાતાવરણ છે, એથી કદાચ સહેજ વધુ જીવે એટલું જ, ત્યાંથી જીવતા તો પાછા કદાચ નહીં આવે. એટલે આવતો શિયાળો ગાળવા એમની સાથે જમૈકા જવાનો તો પ્રશ્ન જ નથી. આમ, મૉનિકા આ પોતાની પિતૃભક્તિ માત્ર થોડાક જ મહિનાનો પ્રશ્ન છે એમ સૂચવે છે અને એ દ્વારા ચાર્લ્સને આશ્વાસન આપે છે અને એટલા સમય માટે વિવાહ કે લગ્નનો વિલંબ સહન કરવાનો રહેશે એમ પણ સૂચવે છે અને એટલા સમય માટે બ્લૅન્‌લી કોર્ટ એના મતવિસ્તારની નિકટ છે એથી શનિ-રવિ ત્યાં આવીને પોતાને મળવાનું, પોતાની સાથે હરવાફરવાનું, સંવનન કરવાનું આમંત્રણ આપે છે. ચાર્લ્સ લૉર્ડ કલૅવર્ટનની જેમ જ યુવાન વયે લોકસભાનો સભ્ય થયો છે એથી એ લૉર્ડ કલૅવર્ટનને પ્રિય છે, એની પ્રત્યે એમની સહાનુભૂતિ છે એમ મૉનીકા ચાર્લ્સને સૂચવે છે ત્યારે ચાર્લ્સ એમનામાં પોતાની પ્રત્યેની સહાનુભૂતિનો અભાવ

છે, ઈર્ષ્યા છે એમ સૂચવે છે. ત્યાં તરત જ મૉનીકા કટાક્ષ કરે છે કે ઈર્ષ્યા તો સર્વત્ર છે અને પ્રશ્ન પૂછે છે કે ઈર્ષ્યા વિનાનો મનુષ્ય છે? એમાં ચાર્લ્સમાં એમની પ્રત્યેની સહાનુભૂતિનો અભાવ છે, ઈર્ષ્યા છે એમ સામું સૂચવે છે અને ચાર્લ્સ સાથે જ લૉર્ડ ક્લૅવર્ટનને પ્રિય છે એની પોતાની પ્રતીતિનું પુનરુચ્ચારણ કરે છે અને બ્લૅન્જલી કોર્ટમાં પોતાને વારંવાર મળવા માટે આવવાનો આગ્રહ કરે છે ત્યાં લૉર્ડ ક્લૅવર્ટન પ્રવેશ કરે છે; આટઆટલી સૂચક અને સમૃદ્ધ ભૂમિકા પછી પ્રવેશ કરે છે.

લૉર્ડ ક્લૅવર્ટન, ચાર્લ્સની જેમ, પ્રથમ વાક્યમાં જ મૉનીકાને પ્રશ્ન પૂછે છે, 'You might have guessed, Monica, / What I've been doing. Don't you recognize this book?' જાણે મૉનીકાને લાડ કરવા કે એની પાસે લાડ કરાવવા આ પ્રશ્ન પૂછ્યો ન હોય! એમાં એમનો મૉનીકા પ્રત્યેનો મોહ પ્રગટ થાય છે. આ પ્રશ્ન એક નોંધપોથી વિશે છે. લૉર્ડ ક્લૅવર્ટન એમની Engagement Book –મુલાકાતીઓ વિશેની નોંધપોથી સાથે પ્રવેશ કરે છે. આ નોંધપોથી લૉર્ડ ક્લૅવર્ટનના ભૂતકાળનું, એમની કીર્તિનું, કારકિર્દીનું, સત્તાનું, સફળતાનું પ્રતીક છે. એથી એમનો પ્રશ્ન એમના ભૂતકાળ વિશે છે. આ એમની નિવૃત્તિ પૂર્વેની છેલ્લી નોંધપોથી છે. આ પૂર્વેની આવી અનેક નોંધપોથીઓ હવે એક સાથે, એક સ્થાને એમની છાજલી પર બિરાજે છે. એમાં એમના સક્રિય પ્રવૃત્તિમય ભૂતકાળમાં જે જે વ્યક્તિઓ સાથે એમનું મિલન થયું હતું એમનાં નામની અને એમની સાથે જે સંવાદ કરવાનો હોય એ સંવાદની નોંધ છે. વર્ષો લગી એમણે આ નોંધપોથીઓ ત્યારે રોજ સવારે નાસ્તાને સમયે જોઈ હતી. હવે આ નોંધપોથી એ બપોરની ચાના સમયે જુએ છે. હવે નિવૃત્તિ છે, નિરાંત છે એટલે આ નોંધપોથી નહીં પણ એ જેનું પ્રતીક છે તે પોતાનો સમગ્ર ભૂતકાળ જુએ છે અને એમાં તો એમણે એમના નોકર લૅમ્બર્ટ સાથે મૉનીકાને ચા માટે પોતાની રાહ ન જુએ એવો સંદેશો થોડીક વાર પહેલાં કહેવડાવ્યો હતો. લોકસભામાં એમનો પ્રવેશ થયો પછી વર્ષો લગી આવી એકે એક નોંધપોથીમાં એકેય પાનું કોરું ન હતું. હવે આ નોંધપોથીમાં નિવૃત્તિના દિવસ પછીનું એકે એક પાનું કોરું છે. નિવૃત્તિ પછી કોઈ આવ્યું નથી, કોઈને કંઈ કહ્યું નથી, કોઈને કંઈ કહેવાનું પણ નથી. આવાં કેટલાંય પાનાં હજૂ કોરાં રહેવાનાં હશે એમ પૂછીને એ આશ્ચર્ય અનુભવે છે, 'Now I've no more to say, and no one to say to. I've been wondering. … how many more empty pages?' (અહીં ત્રણ ટપકાં દ્વારા જે વિરામ, જે મૌન સૂચવાય છે તે કેટલું અર્થપૂર્ણ અને રહસ્યમય છે!) મૉનીકા માને છે કે એમનું ચાલે તો એ તો હજૂ યે કંઈક નામોથી અને કંઈક કંઈક સંવાદોથી કોણ જાણે કેટલાંય પાનાં ભરે પણ એમને રોકવા-ટોકવાનો અને એમનું રક્ષણ

કરવાનો એનો ધર્મ છે. જે કદી નથી આવવાની એવી ટ્રેઈનના પ્રતીક દ્વારા લૉર્ડ ક્લૅવર્ટન એમના ભવિષ્યની શૂન્યતા પ્રગટ કરે છે. અને 'પોતે કોની પ્રતીક્ષા કરે છે?' એવો પ્રશ્ન પૂછે છે અને પોતે જ ઉત્તર આપે છે, 'કોઈની નહીં, કશાની નહીં.'

'... What am I waiting for / In a cold and empty room before an empty grate? For no one. For nothing.' ' આમ, એ પોતાનો ભૂતકાળ જ નહીં, પોતાનું શૂન્ય, રિક્ત, ખાલીખમ ભવિષ્ય પણ જુએ છે. આમ, આ નોંધપોથી એમનાં ભવિષ્યનું પણ પ્રતીક છે. પછી એક રૂપાની થાળી પર નજર નોંધીને પણ પોતાનો ભૂતકાળ અને પોતાનું ભવિષ્ય જુએ છે. આ રૂપાની થાળી પણ એમના ભૂતકાળનું અને ભવિષ્યનું પ્રતીક છે (ઍલિયટ આ બે પ્રતીકોનો અત્યંત કાર્યક્ષમ અને અર્થપૂર્ણ ઉપયોગ કરે છે). આ રૂપાની થાળી નિવૃત્તિ પ્રસંગે વિદાયસમારંભમાં બૅંકના અન્ય સંચાલકોએ, સહકાર્યકર્તાઓએ એમને ભેટ આપી હતી. આ ભેટ માટે સૌએ કમને ફાળો આપ્યો હતો. વળી વિદાયસમારંભમાં સૌએ હૃદય વિનાનાં ભાષણો આપ્યાં હતાં. હજુ જો કોઈ એમને મળવા આવવાનું હશે તો એ મુલાકાતીઓનાં વિઝિટિંગ કાર્ડ્ઝ—મુલાકાતીઓમાં હજુ કાર્ડ્ઝનો શિષ્ટાચાર પ્રચલિત હોય તો—એમાં મૂકીને લાવવા માટે લૅમ્બર્ટને કામમાં આવશે એવું આશ્વાસન એ પોતાને આપે છે. નિવૃત્તિ પ્રસંગે છાપાઓમાં જે તંત્રીલેખો પ્રગટ થયાં હતાં એને એ 'The established liturgy of the Press' કહીને તથા પોતે જો પ્રવૃત્તિમય હોત અને ત્યારે મૃત્યુ પામ્યા હોત તો એ જ છાપાઓમાં દોઢ કોલમનો મૃત્યુલેખ, પાંચ વર્ષ પછી મૃત્યુ થાત તો પોણા કોલમનો અને દસ વર્ષ પછી મૃત્યુ થાત તો એક પૅરૅગ્રાફનો મૃત્યુલેખ અને વીસ વર્ષ પૂર્વેનો ફોટોગ્રાફ પ્રગટ થયો હોત એમ કહીને પ્રસિદ્ધિના લાલચુડાઓની પર તથા જૂઠાં દંભી છાપાંઓ પર કટાક્ષ કરે છે. આમ, લૉર્ડ ક્લૅવર્ટન એમનાં ભૂતકાળનું, એમના જાહેર જીવનનું, પશ્ચાત્‌દર્શન કરે છે. એવા જીવનને કોઈ ભવિષ્ય નથી; વર્તમાન કે ભૂતકાળ પણ નથી, કારણકે એ અસત્યનું, મિથ્યાનું જીવન છે. કાળક્રમે એ ભૂંસાઈ-ભુલાઈ જવાનું છે. આમ, એ કીર્તિની, કારકિર્દીની, સત્તાની સફળતાની પોકળતા પર, નિઃસારતા પર ક્રૂર કઠોર કટાક્ષો કરે છે અને અંતે પોતે માત્ર પ્રેત છે એમ એકરાર કરે છે. આમ, લૉર્ડ ક્લૅવર્ટનના પરિવર્તનની, રૂપાંતરની આ પૂર્વભૂમિકા સાથે, આ સંપૂર્ણ નિવૃતિના અનુભવથી હવે પછી પ્રેમના, પરમેશ્વરના અનુગ્રહ દ્વારા સુખ, શાંતિ અને આનંદનો, મૃત્યુમાં યે અમૃતનો એમનો જે અનુભવ છે એની પ્રક્રિયાનો આરંભ થાય છે. અને ત્યાં લૅમ્બર્ટ લૉર્ડ ક્લૅવર્ટનને ગૉમેઝનો પરિચય આપતો ફ્રૅડ ક્લ્વરવૅલનો પત્ર લાવે છે. ગૉમેઝ અપરિચિત છે પણ

ફ્રૂડ તો પરિચિત છે એથી લૉર્ડ ક્લૅવર્ટન માને છે કે ગૅમિઝને કાં તો ધનની અપેક્ષા છે, કાં તો કોઈક નકામી ચીજવસ્તુ વેચવી છે. આવી વ્યક્તિ સાથે માનસિક શ્રમ ન કરવાનું અને વીસ મિનિટમાં એને વિદાય કરવાનું મૉનીકા લાર્ડ ક્લૅવર્ટનને સૂચવે છે; નહીં તો ટ્રંકકૉલ આવ્યો છે એવું બહાનું કાઢીને એ લૅમ્બર્ટને મોકલશે જેથી ગૅમિઝને વિદાય થયા સિવાય કોઈ વિકલ્પ જ ન રહે એવી ચેતવણી પણ આપે છે. પછી મૉનીકા અને ચાર્લ્સ વિદાય થાય છે. આટઆટલી વક્રતાઓ અને વક્રોક્તિઓ પછી એ સૌની પરાકાષ્ઠા રૂપે ગૅમિઝ પ્રવેશ કરે છે. નાટકના આ બિંદુથી નાટકની ક્રિયાનો, લૉર્ડ ક્લૅવર્ટનના પરિવર્તનની-રૂપાંતરની પ્રક્રિયાનો આરંભ થાય છે; એમની આધ્યાત્મિક, ધાર્મિક યાત્રાના, એમના પ્રાયશ્ચિત્તના, પુનર્જન્મના, સ્વરૂપાનુભૂતિના, સુખ, શાંતિ અને આનંદના, મૃત્યુ દ્વારા અમૃતના, પ્રેમના, પ્રેમ દ્વારા પરમેશ્વરના અનુભવનો આરંભ થાય છે.

(ક્રમશ:)



## સજીવ જો થાય □ વિપિન પરીખ

શો કેસને સુશોભિત કરતી આ વસ્તુઓ
સજીવ જો થાય એકાએક – એક પછી એક.
તો ઝુલુઓનું અટ્ટહાસ્ય પડઘાઈ ઊઠે ભીંતિ - ભીંતે,
કથકલીના તાલે - તાલે ધમધમી ઊઠે ખંડ,
સિતારના તાર પર રણઝણી ઊઠે રવિશંકરની તરજ.
શંખલાને છીપલાંને ચૂમી વળે ઉદધિ.
વાઘ પોતાનું ચર્મ પહેરી કૂદી પડે
હાથીઓનું ઝૂંડ કિકિયારી કરી કરી હચમચાવી મૂકે તરુઓનાં વૃન્દ.
તીરવેગે હરણાંઓ દોડી જાય કણ્વને આશ્રમે ફરી.
ત્રણ હંસ પાંખ ફફડાવી ઊડી જાય સરોવરે
ફરી બાળગોપાળ નજર ચૂકવી મટકી તોડી ખાઈ જશે દધિ.
વીંટળાઈ વળે તાજની આસપાસ આંસુઓનું ધુમ્મસ

ત્યારે આપણે

અહીં પડેલા તરાપાને લઈ વહી જશું જેલમને તીરે તીરે
આપણા યૌવનના ખોવાઈ ગયેલા પ્રદેશમાં ?

એકલતા

કશું જ ન બનવાનો
શૂન્યાવકાશ ત્યારે
એટલો તો એકાએક
સર્જાઈ ગયો
કે હું ત્યાં હમેશને માટે
રહી ગયો –
અભાન
અને
અણઓળખાયેલો:
જાણે હું કોઈ ખુરસી નીચે
ન ભરાઈ ગયો હોઉં,
જાણે રાત્રિમાં
ખોવાઈ ન ગયો હોઉં!
...... અને
હું હમેશને માટે ત્યાં રહી ગયો.
પછી
મેં બીજાંઓને
પુરુષોને અને સ્રીઓને,
પૂછ્યું:
આટલી બધી શ્રદ્ધાથી તમે આ
શું કરી રહ્યા છો?
જીવન જીવવાની કળા
તમે કેવી રીતે શીખી લાવ્યા?
એનો જવાબ એમણે
ન આપ્યો,
માત્ર નાચ્યા કર્યું
અને
જીવ્યા કર્યું!

જે નથી બનતું
તે જ
મૌનને સર્જે છે.
અને મારે
કશું જ બોલવું નથી –
કારણકે, ત્યાં
હું રાહ જોઈ રહ્યો છું:
તે સ્થળે, તે દિવસે
શું બન્યું હતું
એનો
મને કશો જ ખ્યાલ નથી!

– પરંતુ, હવે
હું પહેલાંના જેવો
નથી રહ્યો!

## જલપરીની અને દારૂડીઆઓની કથા

જ્યારે એ પોતાના
પૂર્ણ નગ્નદેહે
દ્વાર ઓળંગી અંદર આવી
ત્યારે
આ બધા લોકો પણ ત્યાં
દારૂ ઢીંચતા બેઠા હતા.
એને જોઈને
સૌ એના પર થૂંકવા માંડ્યા.
હજી હમણાં જ,
પહેલી જ વાર,
એ નદીમાંથી બહાર આવી હતી;
એને કંઈ સમજ ન પડી.

એ જલપરી હતી
ભૂલી પડેલી!
એનો નીખરતો ચળકતો દેહ
કટાક્ષોમાં ઝબકોળાઈ રહ્યો,
એનાં કનકવર્ણાં સ્તનોને
અશ્લીલતાની છાલકોએ
તરબોળ કરી દીધાં
એ રડી નહીં,
કારણકે એ આંસુઓથી અજાણ હતી.
એણે કશું પહેર્યું નો'તું
કારણકે એ વસ્ત્રોથી અજાણ હતી.
દૂર દૂરના અનન્તના, પ્રણયનો
હતો એની આંખનો રંગ;
એના બાહુઓ પર
પોખરાજનાં લાવણ્ય નીતરતાં હતાં
પરવાળાંની આભામાં વીંટળાયેલા
એના હોઠ
અવાજ વિના ફફડી રહ્યા.

— અને અંતે
એ પેલા દ્વારમાંથી
બહાર નીકળી ગઈ.
નદીના જલમાં
એણે પગ મૂક્યો ન મૂક્યો
ત્યાં તો
એ નિર્મળ બની ગઈ!
ફરી પાછી એ
વરસાદમાં ભીંજાયેલા રત્ન સમી
ઝળહળી રહી!
પછી
એ પાછું યે જોયા વિના
ફરી તરવા માંડી
શૂન્ય તરફ,
પોતાના
મૃત્યુ તરફ!

## થોડાક હાઈકુ–અનુવાદો □ હરિવલ્લભ ભાયાણી

[જાપાનની કવિતા]

(જેમાં ત્રિપદીનો ચટકો કે સત્તર અક્ષરનો ખટકો રાખ્યો નથી)

**ગ્રીષ્મના બપોર (ઈસ્સા)**

ખરા બપોર:
દૂર કો હોલા તણો ઘૂ-રવ,
નદીનાં નીર પણ નીરવ.

□

**સ્તબ્ધતા (બાશો)**

શી સ્તબ્ધતા આ! –
ખડકને વીંધી રહ્યા ઝિલ્લી રવો.

□

**ચૈત્રની સંધ્યા (શિકિ)**

ચંદ્ર ઊગત ઘાસને પડછે
હિલોળે વાયુ
–કોયલટોકો.

□

**વેળા ધૂંધળી (કિતો)**

સાંજવેળા ધૂંધળી
સળકે સ્મરણ
તવ દીસતા ગત દિવસો
કેવા પુરાતન!

□

**તાપણીની મંડળી (ક્યોરેકુ)**

'ઘણાં વરસો પહેલાં...' –
તાપણીની મંડળીમાં માંડી કો'એ
જૂની કો વીતકકથા.

## યુવતી □ અબુ ઝફર અબદુલ્લા □ મંગળ રાઠોડ

[બંગલા દેશ]

વસંતઋતુમાં,
જ્યારે તેમનું ઝૂંપડું સળગાવી દેવામાં આવ્યું
ત્યારે એણે પોતાનો ધણી ગુમાવ્યો.
આ સમાચાર આખા ગામમાં ફેલાઈ ગયા.
તેની મા પણ એ જ શિયાળામાં મરણ પામી હતી.
યુવતી રડી પડી, ચોધાર આંસુએ.
તે દિવસથી તેણે ક્યારેય સ્મિત ફરકાવ્યું નથી.
હું આ યુવતીનું નામ નહીં જણાવું.
તેને એક બાળક પણ હતું.
જે એક જગ્યાએથી બીજી જગ્યાએ,
ભાંખોડિયાં ભરતું રહેતું.
એક દિવસ તે પણ ભાંખોડિયા ભરતું અટકી ગયું
જ્યારે આ વાત જાણી,
ત્યારે તેના પાડોશીઓ સુદ્ધાં રડી પડયાં.
માત્ર તે ન રડી શકી.
(રડવાને બદલે)
તેણે સ્મિત ફરકાવ્યું.
આ યુવતીનું નામ હું ઊઘાડું નહિ પાડું!

## વિચિત્ર પદ્મપાત્ર. ભ્રમર-રાત્ર. મધ ક્યહીં? □ દિલીપ ચિત્રે

[ મરાઠી કવિતા ]

વિચિત્ર પદ્મપાત્ર. ભ્રમર-રાત્ર. મધ ક્યહીં?
આ તળાવ આંખોનું ઢંકાયું છે મેઘપર્ણથી.
ફૂલફૂલ ખીલ્યાં છે, ખીલ્યાં છે, હોઠ ક્યહીં?
ચાંદનીની આંખમાંથી ઝાકળ ઝરે છે અંધકારનું
ખલાસ થયો છું, ભૂલ્યો છું, આ રસ્તાઓ ક્યાં જાય છે?
ચાલી ચાલીને થાક્યો તો પણ પગ તળે કેમ આવે છે?

વિચિત્ર પદ્મપાત્ર. ભ્રમર-રાત્ર. મધ ક્યહીં?
આ અનોખો દેશ તારી ઇન્દ્રિયોને પરિચિત નહીં.
તળાવ બહાર તરંગ જાય છે. તળાવ કેવું નિશ્ચલ હોય છે.
વિચિત્ર પદ્મપાત્ર. ભ્રમર-રાત્ર. મને દેખાય છે.
મધુમય મારા ગાત્ર ગાત્ર
સૂર્ય કમળના ખીલેલા દેશમાં...

□

## ગઝલ □ સતીશ 'નકાબ'

છૂટા પડ્યા પછી જે તૂટે છે મળ્યાનો ભ્રમ,
એમાંથી પેદા થાય છે એક દૂરતાનો ભ્રમ.

પડઘામાં શોધતો રહું જીવંત સાદને,
હોઠોમાં ખ્વાડ થઈ ગયો વાતો કર્યાનો ભ્રમ.

એકાંતમાં નહીં તો કદી દમ ઘૂંટાય નહિ,
શ્વાસોમાં થઈ રહ્યો છે કોઈ આવ-જાનો ભ્રમ.

એકાગ્રતા નજરની, ને સૌંદર્યની ચમક,
છે એક આયનો, અને સૂરજ થયાનો ભ્રમ!

દિવસે ઉઘાડી આંખે ન સમજી શક્યો નકાબ,
રાતે થયો'તો કઈ રીતે આંખો મીંચ્યાનો ભ્રમ.

## ચાર કાવ્યો □ જગદીશ જોષી

અમે જશું ન્હૈ અને જશું તો બાથ ભીડીને ઢળશું
કોઈ થીજ્યા ઉપવનમાં જો, જો, ઝાકળ થૈ ઝળહળશું.

દિશા અંધ પણ બંધ આંખમાં શમણાં થઈ સળગશું;
અફાટ આ અવકાશને સાજન! વીજળી થઈ વળગશું.

દિવસ - રાતની પાર જઈને કદી યે નહીં રઝળશું
ઈન્દ્રધનુષ્યના સેતુ ઉપર મળશું, નહીં બિછડશું.

તરે નાવ ને નદી ડૂબી: એ વાતો કરી વલખશું.
માછલીઓ થઈ સ્મિતની ઊન્હાં આંસુ મહીં તડપશું.

તૂટયા - ફૂટયા તરંગ છો ને: કાંઠા થઈ ઊછળશું.
નહીં ઝંખશું, નહીં ઝૂરશું: કાળ! તને પણ છળશું.

□

સૂતી મેડી, તરુ, વિહગ ને હીંચકો તે ય સૂનો
ઝોકે જાતાં પશુ, ન રણકે ડોકની ઘંટડીઓ:
ભાર્યો ચૂલો, ગરવું ઊણું ને ઠામડાં એંઠ ચાટે
કૂવે સૂતાં સૂનમૂન ગરેડી અને દોરડું યે.

સૂકી ધારા નભથી વરસે ને ધરા સ્તબ્ધ, વ્યગ્ર
ચીલા ઝંખ્યા, તગતગ થતાં ડુંગરાઓ અપંગ:
નીકે ભીની પડખું ફરીને હાંફતા શ્વાન લેટયાં.
કંઠે વીંટયા મૃગજળ અને આંખમાં અગ્નિ પેટયા.

ધીખેલી આ નજર વળગે આભને, ને હવાને:
ત્યાં આ કેવું અચરજ? મને વાદળી કો' વળૂભે!
ટીપું યે ના જલ વરસતું કે નહીં છાંય કયાંય
તો યે કેવું ઉપવન અહીં રંગની શી ય ઝાંય!

વેગે જાતા સમયરથના સાંભળું ઘૂઘરાઓ
જોઈ રૈ'તા પળવિપળમાં ઉંબરા, ડુંગરાઓ.



થાંભલા ઉપર મોભ ઊભા ને થાંભલો ભણે મીણા
થાંભલો બહુ થાય તો ઢળે, મોભના ભાયગ હીણા

ઘર ઊભું છે ગામને છેડે આંગણે કોરો કૂવો
જાંબુડિયે નહીં પાન એકે ને ઝૂકતો રે' અધમૂવો

રાન પશુ શો તડકો આંખે ન્હોર ભરાવે તીણા
થાંભલા ઉપર મોભ ઊભા ને થાંભલો ભણે મીણા

એકલદોકલ હિચકો પડ્યો પગની ઝંખે ઠેસ,
ગારમાં પડ્યાં પોપડાં હવે કાળના લૂખ્ખા કેશ.

ખડકી, ફળિયું, ઓરડાઓ તો આંખને ખૂણે ભીના:
થાંભલા ઉપર મોભ ઊભા ને થાંભલો ભણે મીણા



તેર વરસનાં અબોલડાં ને બાર વરસની પ્રીત!
આ તે કેવી રીત સજનવા, આ તે કેવી રીત?

પગમાં ઊગ્યાં વંન અને આંખોમાં સૂકો દરિયો
ગઢના ઝૂક્યા ઝરૂખડાને ખૂંચે છે કાંકરીઓ;
ભવ આ ભાંગી રાત બની ગઈ દિવસ થકી વંચિત:
તેર વરસનાં અબોલડાં ને બાર વરસની પ્રીત.

નહીં વરસેલા મેઘ ને એનાં પડછાયા ગૂંગળાય
બંધ હોઠની વાત ક્યારની વીજ થઈ અમળાય;
ખડકી આગળ ખીણ ધૂંધળી, રણમાં રડે પછીત:
તેર વરસનાં અબોલડાં ને બાર વરસની પ્રીત.

## ક્ષિતિજને વાંસવન ☐ રઘુવીર ચૌધરી

શ્રી યશવંત ત્રિવેદીકૃત 'ક્ષિતિજને વાંસવન'માં કવિના બે અવતાર જોવા મળે છે. અતિ લલિત જુનવાણી ગીતરચનાઓ સાચવી રાખનાર કવિ આ જમાનાના ઉધાર પાસાને રજૂ કરતો નેતિવાચક આવેશ ધરાવતા કવિ સામે ઝાંખો પડે છે. એ બે વ્યકિતત્વના વિસંવાદ વચ્ચે શ્રી યશવંત ત્રિવેદી મોટે ભાગે અદૃશ્ય રહે છે. આવી પરિસ્થિતિ હોય ત્યાં વૈવિધ્યના નામે એક બાજુ પ્રશંસા કરવાનું મન થાય તો બીજી બાજુ કવિની અનુભૂતિનું કોઈ કેન્દ્ર છે કે કેમ એવો પ્રશ્ન પણ થાય. આ બે વ્યકિતત્વની વાતમાં પેલા ખંડિત વ્યકિતત્વનો સંકેત શોધવાનો નથી. એમ હોત તો એ દ્વૈત્યની અભિવ્યકિત જુદી હોત. અભિવ્યકિતનું વ્યકિતત્વ તો બંધાયું જ હોત. એમ ન થતાં આધુનિક સંવેદનાને વ્યકત કરવા કવિએ અજમાવેલ મુકત છંદમાં નાનાલાલના વારસાનું અપાદ્યાગદ્ય ઘૂસી ગયું છે—એ અર્થમાં કે અહીં શબ્દની કરકસર નથી. એવું પણ નથી કે કવિને શબ્દની કલાની ખબર નથી. છે. કવિ સભાન પણ છે. એ નામોનાં ક્રિયારૂપ બનાવે છે, વિશેષણો બનાવે છે, વ્યંજનોને સંયુકત કરી નાખે છે. ઇન્દ્રિય-વ્યત્યય તો આડે ધડે સાધે છે. પૌરાણિક-ઐતિહાસિક વ્યકિતઓના સંદર્ભો આપીને પોતાના અનુભવના સાક્ષીઓ એકઠા કરે છે. દેશ-વિદેશના ભૌગોલિક ઉલ્લેખોથી પોતાની ક્ષિતિજને વિસ્તારે છે. આ બધામાં એ પોતે ખોવાયેલા રહે છે. નહીં જ જડે એવું નથી.

કવિની દીક્ષા લેવા માગનારમાં ઇતિહાસ-ભૂગોળ તરફનો ઝોક હોય એ સારું લક્ષણ છે. કવિના વિકાસ માટે એની ઉપકારકતા સ્વીકાર્ય બને એમ છે. પરંતુ 'પ્રસ્તુત સંગ્રહમાં ક્યાંક ક્યાંક ઐતિહાસિક-ભૌગોલિક સંદર્ભોનો અતિરેક કાવ્યના સંવેદનને જ ઢાંકી દે છે. જે વીતી ગયું છે એ આપણા આ કવિ પર પણ વીતે છે એ ભાવ તીવ્ર બનીને ઊપસી આવતો નથી. વ્યકિતઓ અને સ્થળોના ઉલ્લેખો સંવેદનનો આધાર બનવાને બદલે મોટે ભાગે શ્રી યશવંત ત્રિવેદીની જાણકારીનો પરિચય કરાવીને અટકી જાય છે. અલબત્ત, આ જે કંઈ જે સ્વરૂપે છે તે સ્વરૂપે પણ એમને એમના સમકાલીનોથી જુદા તારવે છે. અધ્યવસાય અને નિદિધ્યાસન વધતાં આ વલણ ગુજરાતી કવિતાના લાભમાં જાય એ નોંધવું જરૂરી છે.

આચાર્યશ્રી રામપ્રસાદ બક્ષીએ પ્રસ્તુત સંગ્રહની પ્રસ્તાવનામાં દુરારાધ્ય કવિતાના નમૂના જોયા છે. અહીં કશું દુરારાધ્ય નથી. જે સ્ફૂટ થતું નથી એ કાચું છે. મુકત આસંગ(ફ્રી એસોસીએશન)ની રચનારીતિ અજમાવવામાં મળતી સ્વતંત્રતા આખરે તો કાવ્યની અખંડિતતા ઉપસાવવા માટે છે.

'આપણા સાત-સાત જન્મોની કથા' ચાર ટુકડાઓમાં વહેંચાયેલી રચના છે. આ અછાંદસ રચનાના ચાર અંતરા એકમેકથી અતડા રહી જાય છે. છતાં કલ્પન અને લયને લીધે જાગતી રોચકતા એ રચનાનું જમાપાસું છે. એના બીજા ખંડકમાં લાગણીનો સ્પર્શ સંબંધક નીવડ્યો છે.

ચાંદરણાની ગાયો ચરવા નીકળી ત્યારે/
તેની ઘંટડીઓને પગલે પગલે
દેવદારુનાં વન વીંધી
વનપીલુનાં કિરમજી કર્ણફૂલ
ને
સુંદરી ફૂલોમાં ઢોળાયેલા/
તાજા તડકાના મોતીની નથડી લઈ,
હું આપણે જૂને ઘેર આવ્યો હતો.

કલ્પનો રચવામાં કવિની સફળતા સ્વીકારવા પ્રેરનાર શ્રાવ્ય-કલ્પન ઉપરની પહેલી બે પંક્તિમાં છે. સુંદરી ફૂલોમાં ઢોળાયેલો તાજો તડકો પણ હૃદ્ય પદરચના છે. એ તડકાના મોતીની નથડીની વાત કરવામાં ઝીણવટ છે. એ કલ્પનને સંબંધક બનાવનાર છે છેલ્લી પંક્તિ, જેમાં રહેલો વૈયક્તિકતાનો સ્પર્શ સજીવતાનો અનુભવ કરાવે છે. પ્રકૃતિમાં મુગ્ધ ગતિ માત્ર સજીવારોપણની કક્ષાએ ન રહેતાં સંવાદકારક નીવડી છે.

સંગ્રહનાં આરંભનાં કાવ્યોમાં પ્રલંબ અછાંદસ લયાત્મકતા, ગીતોના અરૂઢ અંતરા, ભાવોની માંસલતા—સ્થૂલ શૃંગાર વગેરે તુરત ધ્યાન ખેંચે છે. પુષ્પો અને સંગીતની જાણકારીનો કલ્પન-વિધાનમાં થયેલો ઉપયોગ તો ભાગ્યે જ કોઈ વાચકના ખ્યાલ બહાર રહી જાય.

નવીનતાનો અભિનિવેષ એમના સમકાલીનોની જેમ શ્રી યશવંત ત્રિવેદીને પણ ઠીક ઠીક નડ્યો છે. શબ્દશક્તિ વિકસાવવાને બદલે વ્યાકરણના ક્ષેત્રે કંઈક આઘું-પાછું કરીને કૃતાર્થતા અનુભવવાનું વલણ નડે. શ્રી ત્રિવેદીનાં કેટલાંક ક્રિયારૂપો અરુચિકર છે. 'તો મુમતાજની આંગળીથી' નામની રચનાની આ પંક્તિઓ જુઓ:

જમુનાનાં જલ પર
તા ... ના ... રી ... રી ... ના બોલ પરપોટાયા કરે છે.

અહીં શ્રાવ્ય વસ્તુ દશ્યરૂપ ધારણ કરે છે એમ કહીને કોઈ પ્રશંસા કરે એ બનવા જોગ છે. પણ પરપોટાનું કૃતક ક્રિયારૂપ 'પરપોટાયા કરે છે' સંગીતના સૌન્દ-

ર્યનો જ લોપ કરે છે. આવા સૂક્ષ્મતાના ભોગે થતા પ્રયોગ ક્યાંથી સહ્ય બને?

'તે મારે કોણને કે'વું?' એ ગીતમાં 'કોને'ને બદલે 'કોણને' સારી રીતે નભી જાય છે. આ રાજેન્દ્રશાઈ ગીતને સંગ્રહની સારી રચનાઓમાંની એક કહેવામાં અગવડ પડતી નથી. પરંતુ તો 'ઊિઘ્ઘડું ના બગ્ગનનાં 'ફૂલ' માં વ્યંજનોને સંયુક્ત કરવાની રમત બાલસહજ રહી જાય છે. વળી, 'ઘ' બેવડાવતાં 'ઊ' હ્રસ્વ કરવો પડે એ વીસરી જવાયું છે.

ક્યારેક કલ્પન સારું થવા ગયું હોય ત્યાં કર્તા-કર્મનો સંબંધ નડયો છે.

હું વાંચવા બેસતો ત્યારે પુસ્તકને પાને પાને ઊડાઊડ કરી મૂકતાં
તે હમણાં જ ગાઈને મૂકેલાં વસંતવિહાગના સૂરોનાં કેસરી પતંગિયાં.

પહેલી બે પંક્તિ સીધી દિશામાં છે. 'વસંતબિહાગના સૂરોનાં કેસરી પતંગિયાં' એ કલ્પનખંડ આસ્વાદ્ય છે. પણ એની સાથે 'તે હમણાં જ ગાઈને મૂકેલાં પતંગિયાં' એ વાક્યમાળખું કલ્પન સાથે સંગત નથી. થોડી સરતચૂક થઈ ગઈ છે. ગાનના સૂર પતંગિયામાં રૂપાન્તર પામતા અનુભવાય એ રીતે વાક્ય રચાવું જોઈતું હતું.

'હું, ફુલ ને વસંતની રાતો' તથા 'મારો ફૂલોનો બેટ લઈને' એ દીર્ઘ રચનાઓ કવિની સરેરાશ શક્તિઓનું પ્રતિનિધિત્વ કરે છે. કૃતિઓ પૂરી થતાં એક વાતાવરણ મૂકી જાય છે. છેલ્લી રચના 'પારમિતા' લગભગ આઠસો પંક્તિનો વિસ્તાર ધરાવે છે. 'પારમિતા'ને સંબોધીને થતા ઉદ્‌ગારો વચ્ચે પરોક્ષતા પણ અપનાવાઈ છે. લય બદલ્યા છે, તોડયા છે, કલ્પનો કર્યાં છે, દંતકથાઓ કહી છે, કરી છે. દાદ માગી લે એવી કવિની મહેનત છે પણ કાવ્યનો મધ્ય ભાગ વીખરાઈ ગયેલો છે. રોચકતા સિદ્ધ કરવાની ફાવટ હોવા છતાં કવિ અહીં શુષ્ક થઈ ગયા છે. નિરર્થકતા એમણે માન્યતા તરીકે સ્વીકારી લીધી છે. અતિવાસ્તવ (સુર્‌રિયલ) ટેકનિકનો આંશિક ઉપયોગ કરવાની સાથે જૂનાં શબ્દવ્યસનો પણ પ્રગટવા દીધાં છે. એક મનની અનેક દશાઓ – અવસ્થાઓ એમણે છુટક છુટક રજૂ કરી છે. પણ કાવ્ય સમગ્રપણે સંકુલતાની છબી બની શક્યું નથી. આરંભ અને અંતના ભાગની સોએક પંક્તિઓ બાદ કરતાં આખી રચના શિષ્ટ સ્વૈરછાચારનો અલંકૃત નમૂનો બની રહે છે. જે વાચકો આ રચના બેવાર વાંચી શકશે એમનામાં સહનશક્તિ છે એ પુરવાર થશે, ઉપરાંત, કવિની વધતી સજ્જતા માટે એમને પક્ષપાત કરવાનું મન થશે. આ સંગ્રહપૂરતી તો એમની સફળતા પંક્તિઓમાં વરતાય છે. એવી કાવ્યપંક્તિઓ અહીં ઓછી નથી: એક ગીતનો ઉપાડ છે:

પોઠમાં ભરી શ્વેતનો પારાવાર તડકાનાં ઊંટ જાય લ્‌હેરાતાં પ્‌હાડની આરપાર.

કવિને અભિનંદન તો આ સફળતા બદલ નહીં પણ મોટાં જોખમ ઉઠાવવાની આકાંક્ષા માટે આપી શકાય.

## ટાઢા રે હિમજળ ગોળીએ □ કિશન સોસા

ટાઢા રે હિમ-જળ ગોળીએ
બુઝારાના મોરલા ઝબકે છે પાણિયારે, રઢિયાળું આંગણ રંગોળીએ
શિયાળુ ઢોલિયે આડી પડું ને હું તો ઘેરાતી કલરવની ટોળીએ
ટાઢા રે હિમ-જળ ગોળીએ

ઝીણા પાલવ જેવા પહેરી પરોઢ
સામે જંપ્યા છે ખેતરવા ઓસના
ઘણો થૈ કોઠીએ છલકે વરસાદ, થાળે -
થંભ્યા છે કંઠ મીઠાં કોસના

કંસારો કાંબિયુંના ખણકારે ખિલ ... ખિલ ..., સોનીડો મલકાતો ઠોળીએ
ટાઢા રે હિમ-જળ ગોળીએ

નવા દિવસ અમે લીંપ્યા છે: ભીંતથી -
દૂધિયા કાંઈ તડકાઓ નીતરે
આણાંના દન્ન મીઠી, ઓરા આવ્યા ને
મારી મેડીમાં મેઘધનુ ચીતરે

શેરડાઓ નીતરતું અંગ લઈ શરમાતા દર્પણના કેશ ભીના ઓળીએ
ટાઢા રે હિમ-જળ ગોળીએ

શેરડીનું ઉર કાલ કોરીશું, કાલ એના
પાદર પર મેરાયા સીંચશું
છણકો કરીને પાછી સંતાશું ઘૂંઘટમાં
રૂઠીશું, મોડે ... મોડે રીઝશું.

ઊંબરથી ટોકતું માડીનું વેણ સૂણી મલકી ફેર માથાલગ ઓઢીએ
ટાઢા રે હિમ-જળ ગોળીએ

## વૃક્ષત્વ □ અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

મારા જન્મની સાથે જ મારામાં ફણગ્યું'તું બીજ.
પંખીઓના કલરવે મને કરાવ્યો વૃક્ષત્વનો પરિચય.
પંખીઓ તો ઊડતા શબ્દો.
આકાશે ઊડતી વિહંગપંક્તિને જોઉં છું
–કવિતાની પંક્તિને જુએ જેમ કવિ.

થોડા દિવસથી થડની બખોલમાં આવીને કોઈક ભરાઈ ગયું છે.
આ તો સૌનું ઘર–
પણ ત્યારથી પંખીઓએ અંદરોઅંદર વાતચીત શરૂ કરી છે.

શબ્દો તો પારકું ધન.
પંખીઓય એવી રીતે ક્યાંક બીજે માળા બાંધશે?
બખોલની શૂન્યતાને ભરી દેનાર હિંસ્ર આગંતુક,
પછી તો તુંય અહીં શાનું રોકાય?

પંખીઓના વહી જતા કિલકાર લઈને આવતો પવન
પેલા આગંતુકનાં પગલાં ભૂંસતો ચાલ્યો જશે..
અને રહી જશે
વહી જશે વૃક્ષત્વ?

□

## □ વીરેન મહેતા

સંબંધોના શ્રીકૃષ્ણને ક્યારનું યે બાણ વાગી ગયું છે.
છતાં મારા મનનો બળભદ્ર કેમેય સમજતો નથી.
તો બોલ, હું તને કેમ ભૂલી શકું – –?
દમયંતીની હથેળી જેવી સ્મૃતિઓમાં જીવ્યા કરે છે ભૂતકાળ
ને વર્તમાન ભોગવે છે કારાવાસ

– ગીતોની એકમાત્ર સંજીવની ઢોળી નાખવાને લીધે –
આયુષ્યના છોડને હજી કૂંપળો જ ફૂટી છે ત્યાં જ.
તૂટેલી ઇચ્છાઓનાં ટોળાં તીડ બની તૂટી પડયાં છે.
ખેર, શ્રીકૃષ્ણ તો ગયા
પણ બળભદ્રને સમજાવવા આવીશ તું?
ભલે, સંબંધોના શ્રીકૃષ્ણને .........

સુરતમાં વસતા 'કવિતા'ના એક ચાહકે એક વરસ સુધી 'કવિતા'ના પ્રત્યેક અંકમાં પ્રકટ થતી મૌલિક કવિતાઓમાંની શ્રેષ્ઠ કવિતાને રૂપિયા એકાવનનો પુરસ્કાર પોતા તરફથી આપવાની ઇચ્છા દર્શાવી છે. એ મુજબ 'કવિતા'ના ૨૫મા અંકની શ્રેષ્ઠ કવિતા નક્કી કરવા માટે પ્રસિદ્ધ કવિ, વિવેચક, પ્રાધ્યાપક શ્રી મનસુખલાલ ઝવેરીને નિર્ણાયક થવા માટે વિનતિ કરી હતી.

નિર્ણાયકે શ્રી જગદીશ જોષીકૃત 'છિન્નભિન્ન'ને 'કવિતા-૨૫'ની શ્રેષ્ઠ કવિતા તરીકે જાહેર કરી છે. 'કવિતા' આ પારિતોષિક આપનાર કવિતાચાહકનો, નિર્ણાયક શ્રી મનસુખલાલ ઝવેરીનો આભાર માને છે અને કવિ શ્રી જગદીશ જોષીને હાર્દિક અભિનંદન આપે છે. નિર્ણાયકનું નિવેદન નીચે મુજબ છે.

...

'કવિતા'ના ૨૫મા અંકમાં પ્રકટ થયેલાં મૌલિક કાવ્યો હું જોઈ ગયો છું. ઘણાં-ખરાં કાવ્યો કોઈ ને કોઈ દૃષ્ટિએ વિશિષ્ટ છે અને આખો અંક ચિત્તને પ્રસન્ન કરી દે તેવો બન્યો છે. સિદ્ધહસ્ત અને ઉદયોન્મુખ બધા કવિઓનાં કાવ્યોમાં મને શ્રી જગદીશ જોષીનું કાવ્ય 'છિન્નભિન્ન' કંઈક વિશેષ આકર્ષક લાગ્યું છે. અત્યારનું જીવન અતંત્ર અને અરાજક બની ગયું છે. ચોતરફ ઘોર અંધકાર છવાઈ ગયો છે. મહાકવિ કોઈ આવે ને જીવનપંથને ઝળહળાવે એવું કશુંક આપી જાય તો સારું. પણ કવિ કે મહાકવિ આપણા વશવર્તી હોતા નથી. આપણા બોલાવ્યા એ આવે પણ ખરા ને ન પણ આવે. પણ સાચી ધાર્મિકતાનો ભલે મંદ, પણ સ્થિર ને શાંત પ્રકાશ તો સુલભ જ છે સૌ કોઈને. જોકે આપણે આપણા જીવનને એવું અવ્યવસ્થિત કરી નાખ્યું છે કે એ પણ હાથવગી રહી નથી. આ વક્તવ્ય અને પ્રતીકાત્મકરૂપે એને અભિવ્યક્ત કરવાની રીતિને લીધે પારિતોષિક માટે હું આ કાવ્યની ભલામણ કરું છું.

૨૯-૧૧-'૭૧

...

## પાંચ કાવ્યો ☐ લાભશંકર ઠાકર

૧

ટેબલ પર તાજું સફરજન
બાજુમાં કાચની સ્વચ્છ ડીશ,
ચકચકિત છરી,
રાહ જોઉં છું
ક્યારે વૃત્તિ થાય
અને ......

૨

ધ્રૂજ્યા કરો ધરણી પર
સૂકા ઘાસની જેમ મારા પડછાયા
અહીં વાઘ નથી
ને નથી આગ લાગી કંઈ વનમાં
આ તો મનમાં આવ્યો
એક અપંગ વિચાર
જરી મૃત્યુનો –
છો ધ્રૂજ્યા કરો ધરણી પર
સૂકા ઘાસ સમા પડછાયા મારા
એક કીડી કચડાઈ ગઈ કાલે
ને આજે એક અમસ્તી યાદ:
કોઈ ખેતરની વચ્ચે, ઝાડ પરે દોરી બાંધીને
મરી ગયેલા મૂછાળા માણસની
ને સામે તો છે દર્પણ ઝાંખું
છતાં સ્વેદ - જ્વર - કંપન?
સાલા મરો સતત ને ધ્રૂજ્યા કરો
ધરણી પર
સૂકા ઘાસ સમા પડછાયાં-

૩

આકાશમાં સમળી માફક
જો ઊડે પુસ્તકો ......,
તાકી તાકી ધડ ધડ શૂટ કરું,
ઘાયલ થઈ પડે નીચે, સટાસટ
શેઈક્સપિયર સાર્ત્ર બૅકેટ કામૂ ને કાફકા
તાક્યા કરું બાજુમાં ઊભો રહીને
તરફડતા સહુને
એકાગ્ર રસથી ......
જો આકાશમાં સમળી માફક ...
પણ એ સાલાઓ તો લપાઈને બેઠા છે
મનમાં માણસના
મિત્રોના
મારા.
હણું · હણું –
પણ ક્યાં છે હથિયાર?

૪

ખોડંગાતું ખોડંગાતું સતત
કોણ
મારી દૃષ્ટિને કાંઠે કાંઠે ફરી રહ્યું?
કોણ મને આ ઊંઘવા નથી દેતુ ઊંઘમાં યે?
કોણ અરે સપનાની લીલી ચાદર પર
ફરે છે ખોડંગાતું ખોડંગાતું?
રકાબીના કાંઠે મારા હોઠ મળે તે ક્ષણનો
મારો નશો ઉડાડી મૂકે એવું
ભર રસ્તે પટકાઈ પડે છે બોદું બોદુ કોણ?
અરે આ કોણ?

## ૫

તાવથી ધધખતું શરીર
સફેદ બૉટલ
લાલ દવા
મૂગી ગોળ મોસંબી
ગોળ ગોળ ફરે કાંટો
દીવાલો દીવાલો દીવાલો
બધું ગરમ ગરમ ગરમ
ચૂપકીદી ......
ભફાંગ કરતું કોણ પડ્યું આ?
ઠંડક ઠંડક ઠંડક.
બૂમ વગડામાં કોણે પાડી?
ઝાંઝર ઝાંઝર ઝણકે ઝણકે
શેકાતા કાતરાની ગંધ
ઓહ, બદરિયાં રિમઝિમ રિમઝિમ
દડદડ દડદડ દડે
ચિરાયેલા કાગળ પર
દડદડ દડદડ દડે
બદરિયાં રિમઝિમ રિમઝિમ
તંતુની તડમાંથી ઊછળી
પડે બૂમ
ભફાંગ,
પાણીનો ઉછાળો
તટસ્થ મૂગી મોસંબી ચિરાય
દડદડ દડદડ દડે
ક્રિયાશીલ ચપ્પુ
લાલ દવાનું ડૂસકું
ભફાંગ ......
સૂનમૂન

## આકાશ પૃથ્વી ખોરડું ☐ જગદીશ ત્રિવેદી

આકાશને જોઈ વળ્યો છું એટલું –
કે ક્યાંક આછા તેજનાં રંગીન ફોરાં
ઝરમર વરસતાં સાંભળીને
ઊંઘમાં ને ઊંઘમાંયે કહી શકું છું –
એ ક્યો તારો હશે,
ને ક્યા ખૂણા મહીં સંતાઈને,
કેવી રીતે વરસી રહ્યો શું શું હશે!

પૃથ્વીના ક્યારા મહીં
ઊંડે
ઊંડે
ધબકતા ફૂલના ઝીલ્યા કર્યા મેં એટલા ધબકાર –
કે પવનનાં સૂંઘીને પગલાં
ઘેનમાં ને ઘેનમાંયે કહી શકું છું –
આ કઈ દિશામાં ખીલવાનું ફૂલ,
ને નામ એનું શું રખાશે,
અકકેક એની પાંખડી
કેટલા રંગો મહીં ફેલાઈને ખીલી હશે;
એના સુગંધી સ્વાદનુંયે નામ
જો પૂછો તો દઈ દઉં!
કેટલાંયે વર્ષથી પણ જ્યાં વસું છું –
એ ખોરડાના આંગણામાં શું શું ઊગ્યું – શું ઊગશે
ને કેટલા ખૂણા તણો ટેકો લઈને છે ઊભું –
છત મહીંયે રંધ્ર જેવું કંઈ છે ખરું?
આવી આવી નાની નાની
અર્થસૂની પૂછશો ના વાત!
હા, આકાશને જોઈ વળ્યો છું એટલું –
કે ઊંઘમાં ને ઊંઘમાંયે કહી શકું ..........

## હવે ☐ હરિન્દ્ર દવે

ગયું અંધારું ને અવ લગીર ઓથાર પણ ક્યાં?
કૃપાના સૂર્યે આ જગત કશું આલોકિત થયું:
વિષાદોની સૃષ્ટિ અસહ, પણ એ ધુમ્મસ હતી
બધાં આંસું થંભ્યાં વિમલતર ચ્હેરે સ્મિત ઠર્યું.

અમે તો માન્યું કે પગલું નવ એકે ઊપડશે
છતાં આંધી વચ્ચે સ્થિર ચરણ સાથે ગતિ થઈ.
અમે માન્યું, વાણીઝરણ અટક્યું, શબ્દ સ્થગિત:
થઈ વ્હેતી વાચા શુભ શબદગંગા વહી રહી.

હવે લીલાં વૃક્ષો પર નયન આલંબન ગ્રહે
થયો ચોખ્ખો રસ્તો, સુરભિત હવા, સ્વચ્છ તડકો
ઉદાસીનો ઘેરો પટલ અવ તો શીર્ણ, અમને
હુંફાળા હાથેથી સતત જનની, નિત્ય અડકો.

હવે ચોખ્ખો ચ્હેરો નિરખ નિત માના પદનખે
હવે તો શ્રદ્ધાના શિખર પર આરોહણ, સખે!

☐

## ગઝલ ☐ સાદિક કાદરી

પડછાયા પાંગરીને સરકતા નથી હવે
સૂરજ તમારી યાદના ઊગતા નથી હવે.

ભીંતો ચણાઈ ગઈ છે અહીં સૌની આસપાસ
રસ્તાને જોડતા કોઈ રસ્તા નથી હવે.

શબ્દો જ ક્યાં હતા કે દિલાસો ય આપીએ?
બહેલે જરા હૃદય એ તમાશા નથી હવે.

થીજી ગયેલા શહેરમાં તડકાને વેચવા
ઊંચકીને સૂર્ય કોઈ નીકળતા નથી હવે.

## કાનાનું કામ ☐ સરોદ

મારું જીવતર ધન્ત ધન્ય કીધું,
કાનાએ મને કામ ચીંધ્યું.

કીધું કાનાએ મને, ગાવડીને પૂર
રૂડા ગોકુળિયા ગામની ગમાણે,
પાણી ને પૂળો એને નીરજે ને દોજે,
પણ કરતી ન કાંઈ તું પરાણે:
કામ કેટલું આ સાદું ને સીધું!
કાનાએ મને કામ ચીંધ્યું.

ન્હોતી જે આવતી ને હીંકે ચડાવતી
તે ગાવડીને ડચકારી કાને;
સાલસ થઈને એ તો હાલી મુજ મોર
એની મેળે ગમાણની સાને:
એણે આસન ખીલાની પાસ લીધું!
કાનાએ મને કામ ચીંધ્યું.

દોરી ઉપાડી ત્યારે એણે નમાવી ડોક
પહેરી લીધી જાણે માળા;
નીર્યું નીરણ એણે ખાધું ને પાયું પાણી –
પીધું, કર્યા ન કોઈ ચાળા:
એણે સામેથી દૂધ દોહી દીધું!
કાનાએ મને કામ ચીંધ્યું.

આવું આ કામ તો ય કાનાએ કીધું
એથી હરખે બની ગઈ હું ઘેલી;
કાનાનાં વેણ થકી મારે શિર વરસી ગઈ.
અઢળક આનંદની હેલી:
મેં તો હોંશે એ અમરત પીધું!
કાનાએ મને કામ ચીંધ્યું.

## સવારે ☐ અરવિંદ મુનશી

સવારના પહોરમાં
સૂર્યના કિરણને એમ થયું કે
વૃક્ષનાં લીલા પાન પર
લાવ,
આખું આકાશ ચીતરી દઉં.

વૃક્ષનાં પાન પર આકાશ
પંખીના ટહૂકાની લિપિ
હવાના અશ્રુત ધ્વનિનું સ્મિત.

સવારના પહોરમાં
વૃક્ષના આકાશમાં

આકાશનું વૃક્ષ!

## ☐ કમલ વોરા

બાળપણમાં સાતતાળી રમતાં
કોઈ સાતમી તાળી આપ્યા વિના
દોડી જાય
એમ તમે
આ કઈ દ્વિધામાં મૂકી ગયા મને?
કોઈ પંખીનો વેરાયેલો સ્વર
તમે આંગળીઓને અડકી
લોહીમાં વહેતો મૂકી દીધો
એમાંથી પડઘાતા ગીતોના ટહુકાઓ હવે
દિશાહીન પવનની જેમ રખડ્યા કરે છે
પીંછાનાં હું કાળા જંગલની શોધમાં...
પર્ણો જેમ ખરી ન શકતા વૃક્ષ જેવો હું
હજુ પણ વિચારું છું
સાવ એક જ તાળીનું અંતર આપણી વચ્ચે...

## પછી ☐ પ્રબોધ જોષી

મારી બિડાયેલી પાંપણો
કદી ય ઊઘડવાની નથી એવી ખાતરી બધાં ય ને થઈ ગઈ હશે.
તો ય બધાં રડશે
છગનકાકા આવી સાંત્વન આપી જશે ...
દૂરનાં સગાં બધું થાળે પાડવાની વ્યવસ્થા કરશે.
હિંમત રાખવાનું કહી રડશે ...
આખું ઘર કૃત્રિમ અવાજોથી પડઘાશે
ને છવાશે કોઈક ઘેરી ઉદાસીનું આવરણ
મારી પાછળ પાછળ ચાલ્યું આવશે એ ય તે ...
પછી મૌન ...
બેત્રણ કલાક ખાલી ખાલી પસાર થઈ જશે ...
ડૂમો બાઝી ગયો છે ... કોગળા કરશે.
પાછલે બારણેથી પ્રવેશ
થોડી વારે બપોરની ગાડીમાં કોઈક આવશે.
થેલી ખીંટીએ ભરાવી રડી પડશે...

સાંજે કોઈક ... 'પ્રબોધ છે?' આવી પૂછશે.
મૌન બધાં ય છે ... મિત્ર જોતા નહીં હોય?

સાતની આસપાસ સ્મશાનયાત્રા

રાત્રે પરસાળમાં ખાટલા ઢળાશે...
અંદરના રૂમમાં ખાટ મારી ખાલી ખાલી પડી હશે
દિવસભરનો થાક ધસી આવશે આંખોમાં
છતાં બધાં જાગશે ...
કોઈ મિત્ર મારી કવિતાની પંક્તિઓમાંથી
રૂપાળું આશ્વાસન ઘડી કાઢશે.

ને –
તમને તો ખબરે ય નહીં હોય કે ...

## બત્રીસમી મધરાતે □ રમેશ પારેખ

હું અને બત્રીસને મારી આંબતી એકત્રીસમી ઉમ્મર ફરીએ છીએ
શામળી રે મધરાતને તીરે સાવ વિખૂટા પડવા જેવું ખરીએ છીએ.

ડમરી હતી: ડાળ ને છાંયો બટક્યાં હતાં:
પાન અજાણ્યો પાળિયો બની અટક્યાં હતાં

ઝઘરવઘર લોહીને કાંઠે ફેંકતો હું ડબ્બાક દઈ ઊંડાણમાં તૂટી પડતો જાઉં
સોનપરીના મારગે સામા મળતા થોકેથોકમાં ભળી કો'કમાં ખૂટી પડતો જાઉં.

પગ ફળ્યા ને પગને ખોબોચપટી આવ્યાં પાન
વાત વિનાનું ઝૂલતું ખાલીખમ અનુસંધાન

એકલા ચાલ્યા જાય રે મારગ સોનપરીના
કેમ રે ઝાલ્યા જાય રે મારગ સોનપરીના

સાવ હું એકત્રીસનો કાચા ઢાળનો માર્યો ઢગલો
એક પછી હું એક મને હું ઝપટી ખાતો બગલો

રૂબરૂ આ બત્રીસમી ઉમ્મર હડફા જેવું હસતી ઊભી
ચણિયો - ચોળી ફેંકતી, ધજાભાંગલી સાથળ ઘસતી ઊભી

ઘચ્ચ્ ઇશારા વાગતા રગેરગમાં તાતાં તીરની જેવા
ઘચ્ચ્ ટીપાંઓ લોહીનાં ઝરી જાય રે કોયલ કીરની જેવાં

સોનપરીને સાદ પાડ્યાં - નાં આકળવિકળ ચીથરાં ઊડે
શામળી રે મધરાતમાં મારા પ્રકટાવેલાં કોડિયાં બૂડે

આવ રે ઓ બત્રીસમી ઉમ્મર આવ રે મને: ચાખ રે મને
લોહી ફાડી ખા લોહી, ને અંતરિયાળ તું ચૂંથી નાખ રે મને

જા રે જૂની ઠેસ, તું એકત્રીસમી ઉમ્મર ......
આવ રે મને બેસ, તું ઓ બત્રીસમી ઉમ્મર ...

જાવ રે એકત્રીસમી ઉમ્મર, જાવ, માતાજી ...
આવ રે ઓ બત્રીસમી ઉમ્મર, આવ, માતાજી ...

'શબ્દ તણી શોધ અમે આદરી જી રે'
વર્ષ ૫: અંક ૨: ડિસેમ્બર, ૧૯૭૧
સળંગ અંક: ૨૬
મુખપૃષ્ઠ: સજાવટ: દિનેશ દલાલ
છેલ્લા પૃષ્ઠ પરની શ્રી ઉમાશંકર જોષીની કવિતા
દિનેશ દલાલના હસ્તાક્ષરમાં.

# કવિત



---

સૂચનાઓ: વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

લવાજમ: દેશમાં રૂપિયા છ, પરદેશમાં નવ, ત્રૈવાર્ષિક ૧૬, છૂટક નકલનો રૂપિયો એક.

પત્રવ્યવહારનું સરનામું: જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક: ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧.

## બે કાવ્યો ! □ જ્યોર્જ સેફ્રિસ □ નીરવ મહેતા

[ ગ્રીક કવિતા ]

૧

દોરડાં હવે તૂટી ગયાં છે: માત્ર કૂવા પરના આંકાઓ
યાદ આપે છે આપણને આપણા વિગત સુખની.
કવિ કહે છે તેમ કોર પરની આંગળીઓ,
આંગળીઓને એક ક્ષણ અનુભવાય છે પથ્થરની શીતળતા,
અને દેહનો તાવ પસાર થાય છે પથ્થરમાં
અને ગુફા પોતાના આત્માનું જુગટું રમે છે અને ખુએ છે
પ્રત્યેક ક્ષણે, અવાક્, એક પણ ટીપું ઝર્યા વિના.

૨

એક પણ ટીપું પીધા વિના એક વિશાળ નદીને
મારી આંગળીઓ વચ્ચેથી પસાર થવા દેવા માટે હું દિલગીર છું,
હવે હું પથ્થરમાં ગરક બનું છું.
લાલ માટી પરનું નાનકડું પાઈન વૃક્ષ
એમાં જ સમાઈ ગયો છે મારો બધો સંગાથ,
જેને હું ચાહતો હતો એ બધું જ
ગઈ ગ્રીષ્મમાં નવા હતા
અને શરદના પવન સામે ટુકડેટુકડા થઈ પડ્યા
એ ઘરો સાથે અદશ્ય થઈ ગયું છે.

KAVITA Regd. No. R. N. 16800/67

# મૂળિયાં

લોકો કહેતા: ઝાડ છે.
  એમને મન અમે ન હતાં.
લોકો કહે છે: ઝાડ નથી.
  એમને મન અમેય નથી.
  અમે હતાં, અમે છીએ.
  અમે તો આ રહ્યાં.

રસ કો ઘસી અમોમાં
  ઊભો આકારો
    ધબકતો સ્થિરવત્ ફુવારો

કિરણોનો કસ અમે ચૂસ્યો અંધકારમાં.
નસનસમાં ઘૂમી વળ્યો હવાનો મહાસમુદ્ર.
પાંદડાંનાં પોપચાં મિચકાવતાં હસી રહ્યાં
અમે, ક્યારેક આભ આગળ કૈં બબડી રહ્યાં
એકમેકનેય અહીં ખબરે ના પડે તેમ.

હવે આ ગાઢ ભીંસ સરી જશે કેમેય ના.
આધાર આપવાનું જતાં અમે નર્યાં નિરાધાર
તેજોયાત્રા પૂર્ણ થઈ અમારી.

હવે ધૂળિયાં
અમે મૂળિયાં.

—ઉમાશંકર જોશી

## What Are Years? ☐ Marianne Moore

What is our innocence,
what is our guilt? All are
  naked, none is safe. And whence
is courage: the unanswered question,
the resolute doubt —
dumbly calling deafly listening—that
in misfortune, even death,
    encourages others
    and in its defeat, stirs

  the soul to be strong? He
sees deep and is glad, who
  accedes to mortality
and in his imprisonment rises
upon himself as
the sea in a chasm, struggling to be
free and unable to be,
    in its surrendering
    finds its continuing.

So he who strongly feels,
behaves. The very bird,
  grown taller as he sings, steels
his form straight up. Though he is captive,
his mighty singing
says, satisfaction is a lowly
thing, how pure a thing is joy.
    This is mortality,
    this is eternity.

## ૧/૨/૭૧ના 'ટાઇમ'માં ફોટોગ્રાફ જોઇને ☐ વિપિન પરીખ

સારું છે કે
માતાઓ મોરચા પર નથી આવી શકતી.
અને
મેં જે સગી આંખે જોયું છે એ
જોયું જ ન હોત તો કેટલું સારું!
સૈનિકના હાથમાં
જાણે કે એની સનાતન વિજયપતાકા હોય, એમ–
બાળકનું માથું!
હે પ્રભુ!
શું બાળકની નાનકડી ખોપરીમાં જ છુપાયું છે એમના વિજયનું રહસ્ય?
એમને કદી ય ખ્યાલ હશે ખરો
કે એક બાળકની આંખો
બીજા બાળક જેવી જ નિર્દોષ હોય છે?
અને નિગ્રો બાળકનું સ્મિત રંગમાં ક્યારેય હા કાળું હોતું નથી.
મંદિર અને મસ્જિદના ભેદ ખુદાને કે બાળકને નથી હોતા.
થાય છે:
મારા આંસુઓથી આ ઘોર પાતકને ધોઈ શકું!
અને મેં જોયેલું દશ્ય હું ભૂલી શકું!
પણ
યુદ્ધ જાહેર કરતાં પહેલાં
કોઈને કંઈ પણ
થોડું જ પૂછવામાં આવે છે?



## વાતા વાયરા □ સુન્દરમ્

કેવા આ વાયરા વાતા,
થંભે ઘડીક અને બીજી ઘડી એ તો ગાતા.
કેવા આ વાયરા૦

ઘાટે ઝૂલંતી મારી ડોલાવે નાવ, એના
સૂતા જગાડી સઢ જાતા,
હાથનાં હલેસાં મારાં માગે મઝધાર,
પણ કોનાં એંધાણ ઊગે રાતાં!
કેવા આ વાયરા૦

ઊંચી અટારી મારું મન ચડે બહેકતું,
બબ્બે બજાવે એવા પાવા;
ઊડતાં આ નેણ જાય કોનાં ઝઝૂમી,
મને માગે આ કોણ રે મનાવા?
કેવા આ વાયરા૦

સૂની આ શેરી મારી પડખે પોઢી'તી અને
આછા ટમકંત એના દીવા,
દીવે દીવે તે કોણ થઈને પતંગિયું
એના આદરતું ખેલ મરજીવા?
કેવા આ વાયરા૦

મેં તો વગડાની વાટે સાથ તારો શોધિયો
તેં સાથ લીધાં બાણ અને ભાલા,
સૌ રે લૂંટારા તારા દોસ્ત મેં તો દીઠા,
અમે શાણા શાહુકાર સહુ ઠાલા.
કેવા આ વાયરા૦

ગંધની તે વાડીઓમાં ભમરો પાગલ મારો
ગુંજે ગુંજે ને બને ઘેલો,
એ જો ઘેલો તો તને કા'ન મારે કહે'વો શું
તું ક્યાંનો ડહાપણ તણો રેલો?...
કેવા આ વાયરા૦

હું જીવું છું □ અસિત પાલ □ ચન્દ્રકાન્ત મહેતા

[બંગાળી કવિતા]

મેં એની છાયાને કારણે ઝાડને ઝાડ કહ્યું,
ને ઝાડને કારણે છાયાને છાયા કહી.
પ્રેમી થવા માટે મેં મારી જાતની છાયામાં હત્યા કરી
ને એના શોકને લીધે પોપટ હવામાં પાંખ ફફડાવીને ઊડી ગયો.
ઝાડ છાયાની ઓથે ખડું છે,
ને છાયા ઝાડને ઓથે ઊભી છે.
હું પ્રેમી છું એટલા માટે મેં મારા પ્રણયપાત્રની હત્યા કરી,
મેં હત્યા કરી કારણ કે હું પ્રણયી હતો.
કોઈ પણ સિદ્ધિ નિરપેક્ષ નથી
એ કશાકને બદલે પ્રાપ્ત થાય છે.
મારું સ્વાસ્થ્ય મેળવવા હું ત્રણ હજાર વાર માંદો પડું છું.
દિવસો માટે રાતને વેડફી નાખવામાં આવે છે,
ને દિવસો સરકીને રાતને જગ્યા કરી આપે છે,
ને હું સૂવા માટે જાગું છું, અને જાગવા માટે સૂઈ જાઉં છું.
હું નદીને ઝરણાંને લીધે નદી કહું છું,
ને ઝરણાંને નદીને કારણે ઝરણું કહું છું.
જીવવા માટે ટૂંકી પડતી જિંદગીની અવધ હું ટૂંકાવી નાખું છું.
અને ...... અને
મારી જાતને પાછી મેળવવા, હું જાતને સમર્પી દઉં છું.

બે ગીત □ રમેશ પારેખ

[૧]

આજ મને મોરપીંછનાં શુકન થયાં સખી...
ચપટી નીંદર વીણવા અમે ટેવના માર્યા બોરડી કને ગયાં, સખી...
આજ મને મોરપીંછનાં શુકન થયાં, સખી...

આજ રાબેતાભેર હું મારે ઘેર ન પાછી આવી
કોઈ મને ઘેર લાવ્યું કે હું ઘેર કોઈને લાવી ?
પાસપાસે અણસાર જેવું પણ નીરખ્યું તો મોંસૂઝણાં છેટાં રહ્યાં, સખી...
આજ મને મોરપીંછનાં શુકન થયાં, સખી...

મોર વિનાનું પીંછ દીઠું કે પીંછ વિનાનો મોર?
કોણ જાણે, પણ કીકીઓ કરે ઢેલ સમો કલશોર
મોરને એનું કોઈ ચોમાસું સાંભરી આવે એટલાં લોચન વહ્યાં, સખી...

[૨]

છલક સરોવર ફાટયાં તે હું ભીના થયાનો વાંક, હવે હું શું બોલું?
દેશવટાના જળમાં તરતી કમળકળી હું રાંક, હવે હું શું બોલું?

કોઈવારની પવનદેશની અણસમજુ વણઝારી
વાંક પછીનાં જંગલ જંગલ નૂટી પડું કઠિયારી...
ખરી ખરીને ખરતાં લાગ્યો ઝાડ સટોસટ થાક, હવે હું શું બોલું?

સૂરજ સૂરજ કાળો ડમરક, ઝળહળ ઝળહળ સણકા
વીણું વીણું ને વેરણછેરણ દડી જઉં હું પણ કાં?
અડધું પડખું અવાવરુ ને અડધું પડખું ક્યાંક, હવે હું શું બોલું?

સોળ કળાએ હારી બેઠી હું મારું અક્ષત
સાવ કુંવારા રુંવેરુંવામાં ચડે કારમું સત
સળગી જઉં છું પાદરમાં ખડકીને ચંદણહાક, હવે હું શું બોલું?
દેશવટાના જળમાં તરતી કમળકળી હું રાંક, હવે હું શું બોલું?

## એક અનુભૂતિ ☐ કમલ વોરા

દૂર ઊભું, કાચ જેવું આકાશ
આંગણે ઊગ્યાં વૃક્ષનાં પાંદડાંઓ પરથી લપસીને
મારા ઘરમાં
ધુમ્મસનો ભૂરો દરિયો થઈ છવાઈ જાય
ને એને બથ ભરી ભીંસી હું દઉં ...
આડા વરસતાં સૂર્યકિરણના ઝરમર વરસાદને
ખોબે ખોબે ઝીલી
ઘરની દીવાલોને રંગી હું દઉં
ને મેઘધનુષ્યના સપ્તરંગી આકાર પર
હું હાથ ફેરવ્યે રાખું...
આ વહેતા પવનની આંગળી પકડી
દૂર ઊભા પહાડોની ખરબચડી ત્વચાને
મારે મૃદુ સ્પર્શી આવવું છે ...
પંખીની જે ડોકે મારું ગીત બાંધી દઉં
ખેતરો પર હજારો ટહુકા થઈ
લીલુંલીલું કલ્લોલ્યા કરે ...
ગાડાનાં પૈડાંની નીચે કચડાતો
કોઈ વૃદ્ધના નિશ્ચેતન હાથ જેવો રસ્તો
ધૂળ ઉડાડે છે.
અને પતંગિયાંની જેમ ઊડે છે
એમાં શૈશવપગલીઓ
ધસમસતું વહેણ તરાપો તાણી જાય એમ
તારી સ્મૃતિઓમાં
હું ઊંડો તણાતો જાઉં ......

## ગઝલ ☐ જવાહર બક્ષી

શબ્દની આંખમાં પલળતો હઈશ
અમથો અમથો જ ચૂપ બેઠો હઈશ

કેમ અટકી ગયા છે ભણકારા?
હું ય એને અવાજ દેતો હઈશ

કોઈ સ્પર્શી ગયું હશે ભીંતો
નહિ તો પુરાયેલો રહેતો હઈશ!

ઘરમાં શું છે મને ખબર ક્યાં છે
બારણું જોઈને અટકતો હઈશ

કેમ અંતર વધેલું લાગે છે?
પાસ જવા પ્રયત્ન કરતો હઈશ

કોઈ સમજાવે છે જો એના વિશે
કોઈ પૂછો કે શું સમજતો હઈશ

સ્વપ્નનું શિલ્પ જોઈ રહું છું 'ફના'
આમ અંદરથી કોતરાતો હઈશ....

☐

## ગઝલ ☐ વીરેન મહેતા

ભીતરને ખાલી કર્યા કરું છું.
શૂન્યને શબ્દથી ભર્યા કરું છું.

ખીલવાની ઇચ્છા અકબંધ છે, ને
સમયની ડાળથી ખર્યા કરું છું.

શક્યતાનું કોચલું ફૂટી ગયું તો
લાગણીના જળે ઠર્યા કરું છું

કેમ ના ઓગળે અંધકાર અહીં?
ક્યા સૂરજ ફરતો યાં ફરું છું.

સહરાના આ રણને વટાવવા
હવે વાદળો ચીતર્યા કરું છું.

## હાઇકુ □ મુરલી ઠાકુર

સોડ તાણીને
સૂતા ઈશ્વર: પાપ
કરું તો જાગે?

પટપટાવે
સૂરજ આંખો તેથી
તડકો છાંયો

શું બાવળની
શું ચંદનની? ચિતા
એટલે ચિતા

## જીવ અસવારનું ગીત □ મનહર ચરાડવા

તીખે તોખાર ચડી જીન-વિણ ધસમસતો, વાયરાઓ વીંધીને જીવ!
ડાબલામાં ડૂબે છે એક પછી એક વંન,
નજરુંને ડંખ્યા ડંખ્યા ચીલા;
દરબારી ડેલાઓ આવે ને ઊઘડે ને
ગગડે કે લોહીબોળ ઈલા!
ક્યાં યે મુકામ નહીં ઠરીઠામ એવામાં આંખે કાંટા ને દૂર દીવ!
તીખે તોખાર ચડી જીન-વિણ ધસમસતો, વાયરાઓ વીંધીને જીવ!
જેરબંધ-વિહોણા હાથોમાં ઊગ્ય ઊગ્ય
વાદળિયાં પથ્થર - ફૂલ - શૂલ
વેળામાં ભેળાં થ્યાં ધુમ્મસ - મસ એવાં જ્યાં
કંઠે વીંટાય ભૂલ - ઝૂલ!
રુધિરથી રૂંવાં લગ વલવલતાં ભેટે ઈ ખંડેરી આદમ ને ઈવ!
તીખે તોખાર ચડી જીન-વિણ ધસમસતો, વાયરાઓ વીંધીને જીવ!
કાંચળિયા વેશતણી ઠેસ પછી ઠેસ દેખાઈ
પીધા સંબંધ અંધ ઓકે,
માથેથી – છાતીથી ખરખરનાં પીંછાંની
ફર ફરતી ગ્હેક છેક ઝોકે!
સ્હેજે ના અટક્યા - ની ઊડાઊડ ધૂળ, મૂળ છેટેરો શ્વાસ - એક શિવ!
તીખે તોખાર ચડી જીન - વણ ધસમસતો, વાયરાઓ વીંધીને જીવ!

સંતાકુકડી
રમે વાદળાં જાણે
શિશુઓ ભોળાં

વરસ વીત્યું
કોરાં રહી ગયાં પાનાં
રૂએ ડાયરી

પતંગિયાની
એક ફૂંકથી કળી
ગઈ રંગાઈ

વાત કરું તો
હસતાં લોક; રડે
રહું જો મૂંગો

## તમે....અમે □ વજુભાઈ ટાંક

તમે રે પરભાતી તડકા કુમળા,
અમે તો લે'રખિયું માઝમ રાતની ... હોજી!
તમે રે ભીતરની ભીની વારતા,
અમે તો ગોઠડિયું નરવી ભાતની ... હોજી!
તમે રે હેલારો ગાંડા પૂરનો,
અમે તો સરવાણી આછાં નીરની ... હોજી!
તમે રે સમદરનાં ભૂરાં શંખલા
અમે તો વેકૂરડી લીલા તીરની ... હોજી!
તમે રે ઝબકારો તાતા તેજનો,
અમે તો અજવાળાં આઠે પો'રનાં ... હોજી!
તમે રે અણસારો આઘા દેશનો,
અમે તો ભણકારા આણી કોરના ... હોજી!
તમે રે નજરાણું દોલા દેવનું,
અમે તો સોગાદો મોંઘા પાડની ... હોજી!
તમે રે રઢિયાળું દેરું આજનું,
અમે તો પરકમ્મા આદિ કાળની ... હોજી!

રાત-રાણીના
મીઠા અજંપા ભમે
આગિયા વને

આવો કહેવા
એક જણ, આવજો
... કહેવા અનેક

## એક સ્વગતોક્તિ ☐ કમલ વોરા

સીમેન્ટ-કોન્ક્રિટના હાથોને સ્પર્શીને
અને રેડિયોમાંથી પ્રસારિત થતી
જાહેરખબર જેવી વાતો સાંભળીને
થાક કેમ નથી લાગતો હવે મને?
શ્વાસની જેમ
મારામાં આવ-જા કરે છે પુનર્જન્મો
પણ રોજ સવારે
પૂર્વ દિશાની કૂખે સૂરજ જન્મે ત્યારે
લોહીલુહાણ થઈ જતા આકાશ જેવું
કાંઈ જ નથી મારામાં.
તડકાની ચાંચ અંધારું ચરી જાય અને
વૃક્ષનાં પાંદડાંઓને
ચરી જતી પાનખરમાં ડૂબેલું
વાસંતી ડૂસકું મારા હૃદયની રેતાળ ભૂમિમાં
કશું પણ ઉગાવી શકતું નથી.
વંચાઈ ગયેલાં પુસ્તકો જેવાં ગત વર્ષોને
હું ક્યારેક અડકું છું
તો એમાંથી ઊડતી ધૂળથી
મારી ખાલીખમ્મ આંખો ફરકતી નથી.
ક્યાં ખોવાયાં એ ગીતો મારાં
જેની છાતીમાં
હું ધ્રુસ્કે ધ્રુસ્કે રડી પડું.

## એક કાવ્ય ☐ ભાનુપ્રસાદ પંડ્યા

દીવાલમૈયા!
હવે મને આજ્ઞા આપો,
જુઓ, તરુવરો
આશિમુદ્રા ઢાળીને ઊભાં છે.
પાંખે પાંખે સંભળાય છે
સમીરનો પગરવ.
દેશાવરથી ફૂલોનો ખેપિયો
આવી ગયો છે અહીં સુધી
મ્હેકતો મ્હેકતો!
કંઈ યાદ નથી –
કેટલો સમય રહ્યું હોઈશ
હું તમારી વચ્ચે,
પણ હવે લાગે છે કે
મારી આસપાસ ખાવાનું ભરી દઈ
કોઈ પૂગી ગયું હતું અહીં.
કેવું ભીનું ભીનું સુખ!
કેવી ભીડી દેતી સલામત સુંવાળપ!
હું તો તમારા અંધારાનું ઊછરેલ
ભમરીના બચ્ચાથી એ શેં ભુલાય?
પણ જુઓ, હવે
આ પાંખો થરકવા માંડી છે
ફરકવા લાગ્યું છે ગુંજન આઠે જામ!
પવને એના પછીતવિહોણા પ્રદેશમાં
ભમવાની પરવાનગી આપી દીધી છે –
દીવાલ મૈયા, આજ્ઞા આપો,
પ્રણામ!

# અનુભૂતિ...... ...

પાંદડી તે પી પીને કેટલું રે પીશે
કે મૂળિયાંને પડવાનો શોષ?
આભ જેવા આભને હૈયામાં હોય કદી
જળના વરસ્યાનો અફસોસ?

એક પછી એક મોજાં આવે ને જાય
એને કાંઠે બેસીને કોણ ગણતું?
વાદળના ડાકૂલાનું ગીત અહીં લ્હેરખીમાં
રેશમનો સૂર રહે વગતું;
ઉઘાડી આંખે આ જાગતા ઉજાગરાને
આઘાં પરોઢ આઠ કોશ!

નીંદરતી આંખમહીં ઊભરી ને ઊભરાતું
જાગે છે સપનાંનું ટોળું,
કિરણોની એક એક કાંકરીઓ નાખીને
જંપ્યું તળાવ નહીં ડહોળું:
આખા આકાશને ઓઢીને ઠરવાનો
જળને છે ઝીણો સંતોષ!

— જગદીશ જોષી



ભાનુપ્રસાદ પંડ્યા

ચલો આપણે □ સુરેશ દલાલ

હું મારું અંધારું લઈને ચાલું
ચાલું દૂર દૂર
ને પાસે આવી પૂછું
મારો પ્રકાશ ક્યાં છે?
રે, આ વહી ગયેલા દિવસો;
તારી વેણીમાંનાં ફૂલ થઈને ખરી ગયેલી રાતો;
એક એક એ વાતોમાં જે આનુસારનું ગીત મહેકતું
ગુંજનની એ કુંજગલીમાં
ચીમળાઈ ગયું અજવાળું
હું મારું ચીમળાઈ ગયેલું અજવાળું લઈ ચાલું
ને
તું પણ તારું અંધારું લઈ મારી સામે આવે.
આરસના એ કુકામહીં ઊછરેલું શૈશવ
સસલાંની જેવું એ ભોળું સરી ગયું.
શકુન્તલાનું હરણ નહીં: યૌવન વીંધાયું
ઓળખની, રે કાળમાછલી ગળી ગઈ ક્યાં વીંટી?
આ અંધકારમાં
એકમેકનું અંધારું લઈ મળી ગયા, –
એ ઠીક થયું.
તો ચલો આપણે
અંધારામાં ડૂબી ગયેલા
સૂરજને આકાશે પાછો મૂકી દઈએ.
ચલો આપણે
ખરી ગયેલા ફૂલને જઈને કહીએ
કે એક વાર
બસ એક વાર –
એ રાતરાણીની મ્હેક લઈને ટહૂકે.
ચલો આપણે
દુર્વાસાનો શાપ સમેટી
અંધકારને વીંટી દઈએ.

'તારીખનું ઘર']

## મૃત્યુ નામના શહેરમાં □ શ્યામ સાધુ

મૃત્યુ નામના શહેરમાં
જન્મેલો હું
જિજીવિષાઓની શેરીઓમાં
આયુષ્યની જીવાદોરી ટૂંકાવ્યા કરું છું
સુખ–દુ:ખ
રાગ–દ્વેષ
આશા–નિરાશા–અભિલાષા લઈ લઈને
ધારણાઓનાં બારણે ઊભો રહું છું
રોજેરોજ
ક્ષણેક્ષણ
પણ
સોપો પડી ગયો છે સમયની બજારોમાં
તૂટી ગયા છે પુલ સમયનાં વિચારોના
વળી
મૃત્યુ નામના શહેર મહીં મારી
જન્મતિથિ મેં યાદ રાખી એ જ ગુનામાં
કમળપૂજા કરવી રહી મારે
મૃત્યુ નામના શહેરમાં જન્મીને
મૃત્યુ નામના શહેરમાં મરવાની.

[નિરીક્ષક–૧૬૫]

□ વિનોદ જોશી

ચકલીની ચાંચમાંથી
સૂરજ નીકળ્યો
કેળનાં પાંદડાં ધ્રૂજ્યાં
અને
કરેણનાં ફૂલોને સ્પર્શ્યું
રૂમની અંદરનો
વીજળી-બલ્બ 'ડીમ' થઈ ગયો.
કૂણાં ઘાસમાં
સૂર્ય આળોટયો
ક્ષિતિજને આરે આવી પડયો
હળવે...કથી
મોં ફાડી
ક્ષિતિજ
સૂર્યને ગળી ગઈ,
બે દિશાઓએથી
સામસામાં વાયુઓ આવીને ભટકાયાં
ને
વિશ્વ અદશ્ય થઈ ગયું.

### એક અનુભવ શ્રદ્ધાનો □ પ્રબોધ જોષી

બહુ મોડો આવ્યો. ન'તું જ કંઈ ખાધું દિવસનું.
ઉઘાડ્યાં દ્વારો મેં, પણ બધિર અંધાર ફરતો.

ઉઘાડી બારી તો નભ પણ હતું શાંત પ્રસર્યું
રગોમાં મારી એ દિવસભરનો થાક વિસરી
મથું સૂવા ત્યાં તો કશું જ કંઈ શું યે થઈ ગયું

ચડી આવ્યો આખ્ખો દિવસ સ્મરણે, ને હૃદયમાં

મને મારો આજે પગરવ સુણીને નજીકથી
થયું : હું આવું છું નજીક મુજની આજ ફરીથી.

### તડકો □ અરવિંદ મુનશી

સવારના પહોરમાં
તડકો
જાણે કે માલિક હોય એમ
ઘરમાં પ્રવેશે છે.

બાટલીના ફ્લાવરવાઝમાં
પંખાની હવા તળે
લો
વસંતની હવાના સ્પર્શને યાદ કરતાં
ઝૂલવાનો પ્રયત્ન કરે છે.

કેલેન્ડર પાસે જઈને
થોડોક વિસામો લેવાની ઈચ્છા રાખતો તડકો
તારીખને સ્પર્શે
ફમકમી ઊઠે છે
અને
ઘડિયાળને જોઈને
બહાર નીકળી પડે છે
ક્લાર્કની જેમ

એના હોવા ન હોવાનો
કશો ફરક પડતો નથી
ઘરમાં...

### એક ક્ષણ પછી □ અરવિંદ ભટ્ટ

મારી આંગળીના ટેરવા નીચે
દબાયેલા માંકડનું મૃત્યુ
એક ક્ષણ પછી થવાનું છે
– તેની
ને મારા પાપની
નોંધ રાખવા
ધર્મરાજાનાં કલમ અને ચોપડો
તૈયાર હશે?

ને હવે
આ દીવાલ પર રહી ગયેલો
લાલ ડાઘ
હું કેટલો સમય જોઈ શકીશ?

## કવિતા □ એન્તુનિન બાર્તુશેક □ અનુ૦: અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

કહો મને –
મને ખેંચીને તળિયે લઈ જતાં
નિદ્રાનાં અર્ધપારદર્શક પાણીથી
જેની રેતી તર થયેલી છે
એવા આ કિનારા પરના
આજના પ્રભાતની સાથે
ગઈ રાતનું શું સામ્ય છે.
જ્યાંથી કૂદી શકાય
અને શ્વસી શકાય
એવી સપાટી શોધતી
શબ્દોની માછલીઓ
પોતે ઊડવાને શક્તિમાન છે
એવો ભ્રમ
ક્ષણાર્ધ માટે સેવીને
મારી પાસેથી
મંથરતી તરતી સરી જાય છે.
ત્વચાની સપાટી નીચે છે અંધકાર
યુગો ત્યાં કટાતા પડ્યા છે.
ઉપર, તેજનાં કોમળ
રજતવરણાં ભીંગડાં –
અર્ધકુમારી, સુંદર,
ને અર્ધમાછલી મૂક.

## હાઈકુ □ આનંદ મહેતા

તડકો પણ
ગરમીથી હાંફે છે
ભરબપ્પોરે.

## તોરણ રહ્યાંસહ્યાં □ ગની દહીંવાળા

ખૂટી જશે જો સ્નેહનાં સગપણ રહ્યાંસહ્યાં
તો થઈ જશું વિદાય અમે પણ રહ્યાંસહ્યાં.
આવ્યાં હતાં એ યાદનાં પંખી ઊડી ગયાં
છે ધૂળમાં સ્મરણની, હવે ચણ રહ્યાંસહ્યાં
છૂટી રહ્યો છે માંડવો બળતી બપોરનો
લીલાં-સૂકાં છીએ અમે તોરણ રહ્યાંસહ્યાં
સંપૂર્ણ રીતે પંથમાં વેરાયેલા છીએ.
જાણે ઉતાર્યાં કોઈએ ભારણ રહ્યાંસહ્યાં
આ જિંદગીનું ક્ષેત્ર! આ છલનાનું સામ્રાજ્ય!
છે ઝાંઝવાં વિશેષ, અને રણ રહ્યાંસહ્યાં
લાગે છે: શેષ ભાગ્યમાં નીંદર રહી જશે
સ્વપ્નો સરી રહ્યાં છે ક્ષણિક્ષણ રહ્યાંસહ્યાં
વળગી ઊડીને આંખે પ્રતિકૂળ પવનની ધૂળ
રહેવા દો પાંપણોમાં 'ગની', કણ રહ્યાંસહ્યાં

## સ્મરણ □ મુકુન્દરાય પારાશર્ય

બાઈ, મુંને સાંભર્યા ઘનશ્યામ,
હુંકારે બેઠી થઈ ગઈ ગાવડી.
જાણે પંપાળી હળુ હાથ
એવી રે ભાવે ભીની આંખડી.
બાઈ મુંને૦

ચઈતર વૈશાખ કોઈ ના રહ્યા રે
નભમાં ગોરંભ્યો આષાઢ
બપૈયે ઘરવ ગાયો મેહનો
માણે ધરતી એ માઢ
અંદર બહારે એક જ આંખડી.
બાઈ મુંને૦

સાંભર્યા ના ત્યાં તો મારું મંજરીએ
પુલક્યું તુલસીનું તંન.
સુવાસે પૂજેલા એના પાયથી
મારું અંકાયું જીવંન.
હવામાં ખખડે હરિની ચાંખડી.
બાઈ, મુંને૦

સાંભર્યા ના ત્યાં તો પંડે આવિયા રે
સંમુખ ભરીને આકાશ.
રુંવાડે રુંવાડે ભીની કરી રહ્યા
દઈને નિજ પદમાં વાસ
વાગોળું સ્મરણાંને મૂંગી ગાવડી.

## જેણે સૂર્ય જોયો નથી □ પુરુષોત્તમ રેગે

[ મરાઠી કવિતા ]

સૂર્ય જ્યારે ડુંગરના માથા પરથી
પોતાનું પહેલું કિરણ
તેના કેશમાં પરોવવા માગે છે
ત્યારે તેના મખમલી અંગો
શતધા ખુલ્લાં જ હોય છે

તેને હજી ખબર નથી
ભરતી ઓસર્યા પછીની
બપોરની રેતીની ઠંડીગાર ઉષ્મા
તેણે કેટલી ક્યાંથી ઓઢી છે.
વહેલી સવારે.

□

## આમ અમે □ પ્રવીણ પંચાલ

સવારના
ઝાકળભીના
સમયફૂલને
પીળા, તપ્ત સૂર્યથી બચાવવા
મારી આંખોમાં છુપાવી શકતો નથી,
અને રાત્રિની ઠંડીમાં
થીજતાં
મને બપોરનો પોલાદી હાથ રક્ષી શકતો નથી.
આમ અમે
એક નદીના બે કિનારા જેવા
સામસામા દાંતિયા કરતા
વચ્ચેથી વહી જતા સાંપ્રતને
પકડવા બાથોડિયાં ભર્યાં કરીએ છીએ.

## શ્રીમદ્ ભગવદ્ ગીતા

# અધ્યાય ૪: જ્ઞાનકર્મસંન્યાસ યોગ

### અનુ.: મનસુખલાલ ઝવેરી

શ્રી ભગવાન બોલ્યા :

આદિત્યને, કહ્યો'તો આ અવ્યય-કર્મયોગ મેં;
આદિત્યે મનુને ભાખ્યો; તેણે ઈક્ષ્વાકુને કહ્યો. ૧

પરંપરાથી પામી આ યોગને જાણતા હતા
રાજર્ષિઓ : ઘણે કાળે એ અહીં નાશ પામિયો. ૨

તને આજે કહ્યો છે મેં તે જ યોગ પુરાતન;
રહસ્ય, કેમકે, આ છે મોટામાં મોટું, ને તું છે
મારો ભક્ત અને સખા. ૩

અર્જુન બોલ્યો :

આપનો હમણાં જન્મ; જન્મ આદિત્યનો ઘણા
પ્રાચીન કાળમાં : તો હું શી વિધે જાણું કે કહ્યો
આપે આ આદિમાં હતો? ૪

શ્રી ભગવાન બોલ્યા :

ઘણા થઈ ગયા જન્મો મારા ને તાહરાય તે;
એ બધાને હું જાણું છું; અને તું નથી જાણતો. ૫

ઈશ હું સર્વ ભૂતોનો, અને જન્મોથી મુક્ત હું,
ને નથી મુજ આત્મામાં ફેરફાર કદી થતો,
તે છતાં, મારી પોતાની પ્રકૃતિ પર માહરો
અધિકાર ચલાવીને,
મારી પોતાની માયાથી ધારું છું પાર્થ! જન્મ હું. ૬

જ્યારે જ્યારેય થયે છે ગ્લાનિ ધર્મની, ભારત!
૭ અધર્મનું વધે જોર, ત્યારે સર્જુ છું હું મને.

રક્ષાર્થે સજ્જનો કેરી, નાશને કાજ દુષ્ટના,
૮ ધર્મને સ્થાપવાને હું ધારું જન્મ યુગે યુગે.

જન્મ ને કર્મ છે મારાં દિવ્ય, એ જેહ માનવી
યથાર્થ રૂપથી જાણે, તેહ દેહ તજ્યા પછી
૯ પામતો ન પુનર્જન્મ, કિન્તુ એ પામતો મને.

જેના ચાલ્યા ગયા રાગ, ભય, ક્રોધ: થયેલ જે
મારામય; રહે મારે આશ્રયે; શુદ્ધ જે થયા
જ્ઞાનરૂપી તપે, તેવા ઘણા મારા સ્વરૂપને
૧૦ પામ્યા છે પાર્થ!

જેઓ જેવી રીતે આવે મારી પાસે, હું તે રીને
તેમને ફળું છું, પાર્થ! ગમે તે માર્ગ લે છતાં
૧૧ મનુષ્યો આવી પહોંચે છે, અન્તે તો, પથ માહરે.

ઝંખતાં ફળ કર્મોનાં મનુષ્યો પૂજતા અહીં
દેવોને; કેમકે શીઘ્ર મળે છે ફળ કર્મનાં
૧૨ મનુષ્યલોકને વિશે.

ગુણો ને કર્મના ભેદો પ્રમાણે ચાર વર્ણની
વ્યવસ્થા સર્જી છે મેં: હું તેનો કર્તા છું તે છતાં
૧૩ તું મને અવિનાશીને અકર્તા જાણ, અર્જુન!

મને ના લાગતો પાશ કર્મોનો; કે મને સ્પૃહા
કર્મોનાં ફળ કાજે ના: એમ જે જાણતો મને,
૧૪ તે મનુષ્ય નથી પાર્થ! બંધાતો નિજ કર્મથી.

જાણીને આમ, પૂર્વેના પણ પાર્થ! મુમુક્ષુએ
કર્યાં કર્મ હતાં; તેથી કર તું પણ કર્મ તે,
૧૫ પૂર્વજોએ કર્યાં જેહ હતાં પ્રાચીન કાળમાં.

વિદ્વાનો પણ મૂંઝાતા કર્મ શું ને અકર્મ શું
તેના નિર્ણયમાં; તેથી કર્મ શું તે તને કહું,
જાણી જે, મુક્ત તું થાશે તેના અશુભ બંધથી. ૧૬

જાણવું જોઈએ શું છે કર્મ તે ને અકર્મ તે,
ને ખોટું કર્મ તેયે; છે તત્ત્વ અકળ કર્મનું. ૧૭

અકર્મને જુએ કર્મે, જુઓ કર્મ અકર્મમાં,
બુદ્ધિમાન્ તે મનુષ્યોમાં, કર્મયોગી અને બધાં
કર્મોનો કરનાર તે. ૧૮

આરંભો સર્વ છે જેના કામનાઓ વ હેતુથી
મુક્ત ને કર્મ જેનાં છે ભસ્મ જ્ઞાનાગ્નિથી થયાં,
તેને જ્ઞાની કહે બુધો. ૧૯

કર્મના ફલની છોડી આસક્તિ, સર્વદા રહી
સંતુષ્ટ, નહિ આધારે કોઈના રહી, માનવી
મચે કર્મ વિશે તોયે કશું એ કરતો નથી. ૨૦

ફલાશા જે ન રાખે ને રાખે જે ચિત્તને અને
જાતને વશ, છોડયો છે જેણે સર્વ પરિગ્રહ,
દેહમાત્રે કરે કર્મ, તેને ના પાપ લાગતું. ૨૧

અનાયાસે મળે જે કૈં તેથી સંતુષ્ટ જે રહે,
સુખદુ:ખાદિ દ્વન્દ્વોથી મુક્ત ને મુક્ત દ્વેષથી,
જેને છે સરખાં સિદ્ધિ-અસિદ્ધિ, કર્મ તે કરે
છતાંયે નથી બંધાતો એનાથકી, ધનંજય ! ૨૨

આસક્તિ ગઈ છે જેની, મુક્ત જે, ચિત્ત જેનું છે
જ્ઞાનમાં સ્થિર, કર્મો જે કરે યથાર્થ, તેહનાં
લય સૌ કર્મ પામતાં. ૨૩

અર્પણ બ્રહ્મ છે, બ્રહ્મ હવિ છે, બ્રહ્મ હોમાતું
બ્રહ્મ-અગ્નિ વિશે, કર્મમાત્ર છે બ્રહ્મ, નિશ્ચય
૨૪ એવો જેને થયો, પામે બ્રહ્મને તેહ પૂરુષ.

કેટલાક કરે યોગી યજ્ઞ ઉદ્દેશી દેવને;
તો બીજા યોગીઓ યજ્ઞ વડે હોમે છે યજ્ઞને
૨૫ પોતાને બ્રહ્મ-અગ્નિમાં.

સંયમાગ્નિ વિશે હોમે બીજા શ્રોત્રાદિ ઇન્દ્રિયો;
૨૬ શબ્દાદિ વિષયો બીજા હોમે છે ઇન્દ્રિયાગ્નિમાં.

કેટલાક વળી યોગી, પ્રદીપ્ત જ્ઞાનથી થયા
આત્મનિગ્રહ રૂપી એ યોગના અગ્નિની મહીં
૨૭ હોમે સૌ પ્રાણકર્મોને અને ઇન્દ્રિયકર્મને.

ધનથી કોઈ, તો કોઈ તપથી, કોઈ યોગની
પ્રક્રિયાથી કરે યજ્ઞ: તો ઉગ્ર વ્રતધારી કો
૨૮ યતિઓ કરતા યજ્ઞ શાસ્ત્રાભ્યાસ વ જ્ઞાનથી.

તો બીજા વળી યોગીઓ પ્રાણયામપરાયણ
રહીને, ગતિ રોકીને પ્રાણની ને અપાનની,
૨૯ અપાને હોમતા પ્રાણ, પ્રાણે હોમે અપાનને.

ને બીજા અંકુશે રાખી આહાર, પ્રાણ હોમતા
પ્રાણોમાં; આ બધા યજ્ઞવેત્તા છે, પાપ જેમનાં
૩૦ પામ્યાં છે નાશ યજ્ઞથી.

યજ્ઞશેષ રહેલું જે આરોગે અમૃતાન્ન તે
પામે સનાતન બ્રહ્મ; કરે ના યજ્ઞ તેમને
૩૧ ફળે આ લોક યે ના તો, કયાંથી લોક બીજો ફળે?

બ્રહ્મના મુખમાં આમ યજ્ઞો વિવિધ થાય છે;
કર્મમાંથી જ જન્મે છે સર્વ તે: જ્ઞાન પામશે
જ્યારે આ, મુક્ત તું થાશે ત્યારે સૌ કર્મબન્ધથી. ૩૨

જ્ઞાનયજ્ઞ ચડે યજ્ઞસામગ્રીમય યજ્ઞથી;
કર્મમાત્રતણી પાર્થ! સમાપ્તિ જ્ઞાનમાં થતી. ૩૩

એને તું જાણી લે જ્ઞાની કનેથી, પાર્થ! તેમને
પ્રણિપાત કરી, પ્રશ્નો પૂછી, ચરણ સેવીને;
તને શીખવશે જ્ઞાન, એ જ્ઞાની તત્ત્વદર્શીઓ; ૩૪
જે પામ્યા પછી તું પાછો આમ મૂંઝાઈ ના જશે,
ને જે જ્ઞાન વડે જોશે તું ભૂતપ્રાણિમાત્રને
તારા પોતા વિશે પાર્થ! ને અંતે મુજની મહીં. ૩૫

હશે તું પાપીઓ માંહે પાપી જો સહુથી વડો,
તોયે જ્ઞાનની નૌકાથી સર્વ પાપ જશે તરી. ૩૬

કરે ઇન્ધનને ભસ્મ બળતો અગ્નિ જે વિધે,
જ્ઞાનાગ્નિ તે વિધે ભસ્મ કરે છે સર્વ કર્મને. ૩૭

છે જ ના કશુંયે આહીં જ્ઞાનના સમ પાવન;
કર્મયોગ કર્યો જેણે સિદ્ધ તે, કાળના બળે,
આપોઆપ જ પામે છે જ્ઞાનને નિજની મહીં. ૩૮

શ્રદ્ધાળુ, લગનીવાળો જ્ઞાનકેરી, જિતેન્દ્રિય
પામે છે જ્ઞાન; ને પામી જ્ઞાન એ શીઘ્ર પામતો
ઉત્તમોત્તમ શાન્તિને. ૩૯

પણ જેને નથી જ્ઞાન, નથી શ્રદ્ધા, વિનાશ તે
પામે છે સંશયાત્મા; ને શંકાના જીવ કાજ એ
નથી આ લોક; ને છે ના પરલોક; નથી સુખ. ૪૦

કર્મયોગ વડે જેણે તજ્યાં બંધન કર્મનાં,
જ્ઞાનથી સંશયો જેના થયા છિન્ન, ધનંજય!
૪૧ બાંધી ના શકતાં કર્મ એવા એ આત્મનિષ્ઠને.

તેથી, અજ્ઞાનથી જન્મ્યા ને તારા હૃદયે રહ્યા
કાપી સંશયને નાખી જ્ઞાનની તલવારથી,
૪૨ કર્મયોગ વિશે થા તું સ્થિર; ઊઠ, પરંતપ!



## અમે – તમે □ ભગવતીકુમાર શર્મા

અમે તમારે છજે ધૂંધળી સાંજ બની ફેલાયા;
અમે કબૂતર પાંખ તળે આકાશ સમા સંતાયા.

અમે તમારા ઘરને મારગ જતી સાંકડી કેડી;
તમે જુઓ જ્યાં વાટ ડોલિયે; અમે અટૂલી મેડી.

અમે ટોડલે થરથરતા દીવાની કથ્થઈ છાયા
અમે તમારે છજે ધૂંધળી સાંજ બની ફેલાયા.

અમે ગારની ભીંત; ઓકળી તમે તરત લીંપેલી;
તમે હિલોળી આંગળીઓ જ્યાં ચિતરામણ ફણગેલી.

અમે હિંડોળો સ્તબ્ધ, ઠેસ થઈ તમે સતત લહેરાયાં;
અમે તમારે છજે ધૂંધળી સાંજ બની ફેલાયા.

તરસ બની તરડાવું અમારે અવાવરુ પણિયારે;
તમે કળાયલ મોર બનીને ઝળહળ થાવ બુઝારે.

તમે કંકુના થાપા; ઊંબર બની અમે ઠરડાયા;
અમે તમારે છજે ધૂંધળી સાંજ બની ફેલાયા.

## ગતિ, સંબંધ, પ્રેમ : કેલિડોસ્કૉપિક દૃશ્ય ☐ હરીન્દ્ર દવે

ફ્લડલાઈટની છોળ ઉડાડી
આગળ ને પાછળ સરી જતી મોટરો સામે જોઈ
લીલાં વૃક્ષો એકમેકને પૂછે છે –
આ બધાં આમ આગળપાછળ,
કયાં ને કેમ જાય છે?

આપણે તો નીચે મૂળમાં ઊતરીએ છીએ,
ઉપર આકાશમાં ગતિ કરીએ છીએ -
આપણે કોઈ ભૂલ તો કરતાં નથી ને?

★

વર્ષોથી તાપવાની આદત પડી ગઈ છે,
એટલે શિયાળાની રાતે
યાદ આવે છે સગડી
અને અનુભવાય છે એની ઉષ્મા.

ચાદરને થોડી ખેંચી તંગ કરો,
મફલરને કાન પર સજ્જડ વીંટી દો,
ઠરતા જતા હાથ પર પહેરી લો ગરમ મોજાં.

આદતનો જોરે જ
સગડી પાસે બેસી ગયા છીએ –
પણ તેના અંગારા પર વળેલી રાખ
હવે ફૂંફોસતા નહીં.
કદાચ હવે હાથ ન પણ દાઝે.

હોલવાયેલા દીવાને ફૂંક મારી રહેલા, સ્વજન!
હવે એ દઝાડી શકે એમ નથી,

ઉજાળી શકે એમ નથી.
એ તો છે બળેલું રૂ
હથેળીમાં લઈ બારી બહાર હાથ લંબાવી
છેલ્લી ફૂંક મારો :
દીવી ચોખ્ખી થશે
અને બળેલું પોતાનું ઠેકાણું શોધી લેશે.

મને તો યાદ છે
તમે સૌએ મારા મૂળમાં કરેલ જળસિંચન,
મને કદી ફૂલ આવ્યાં હતાં?
ક્યારેય કદી આવ્યાં હતાં ફળ?
વસંત આવી હતી ખરી?

કોઈ સાંભરણ નથી.

નથી આ પાનખરની હવા
કે નથી સુકાયું તમારી ઝારીમાંનું જળ–
પણ શાખાઓમાંથી ઝરી ગયેલાં
પાંદડાંઓએ જ તમારા રસ્તે
રચ્યો છે અંતરાય :

ફૂલ થઈ ડાળી પર ન રહી શકયા,
તો હવે વજનવિહોણા થઈ
હવાના હાથમાં સુરભિ બની રહેવા
યત્ન કરી જોઈએ.

સમયે
પાનખરમાં ખાખરાના વૃક્ષ પર
મૂકેલો
કાચા સૂતરનો ધાગો
મને
આ નવી વસંતના
આગમન સાથે જ મળી આવ્યો :
હવે કેમે કર્યું
વસંતે વૃક્ષે વૃક્ષે ઓઢાડેલા
ચીરના વૈભવમાં
મારું મન ઠરતું જ નથી!
મૂળમાં સિંચાયેલા જળને
ડાળી સુધી પહોંચાડી શકું એમ નથી
ત્યારે કોણ કરે છે જળસિંચન?

સૂર્યના તાપમાં
પાંદડાં પીળાં બની ખરી જાય
એ પહેલાં
કોણ એને ચૂંટી રહ્યું છે ક્ષણે ક્ષણે?
મને જિવાડવાના પ્રયત્નોના ભરમ વચ્ચેનું
આ મૃત્યુ અસહ્ય છે.

રાનમાં સુકાતા વૃક્ષની માફક
મને કેમ કોઈ મરવા દેતું નથી?



ભૂલી જાઓ
કે આ વૃક્ષો પાણીમાં ઊગ્યાં છે;
ભૂલી જાઓ
કે શેવાળની આ ગાઢી જાજમ
નીચે પાણી છે;
પગથિયાં પરથી જાજમ પર પગ મૂકો
અને તમે પાણીમાં ગરક થઈ જાઓ
ત્યારે યાદ કરજો
કે તમે પ્રેમ કર્યો હતો.
જે પોતાને પ્રેમ નથી કરતો
એને કોઈ જ પ્રેમ કરતું નથી–
કારણ કે
એને ધિક્કારવાનું શકય નથી!

સંબંધ રાનના છોડ જેવો છે
એક ફૂટે છે, પછી બીજો, પછી બીજો.
દરેક તમારી ધરતીમાંથી મ્હોરે છે
તમારા રક્તથી પોષાય છે
છતાં જુદા છે.
જે હવાને સેતુ માને
એ કદાચ આ સૌને એક કરી શકે,
પણ તેઓ હવાને જ જુએ
અને છોડને મૂળમાંથી ઉખેડી નાખે
ત્યારે શું થાય?
સંબંધ તો રાનના છોડ જેવા છે,
એક વાર મૂળમાંથી ઉખેડો તો
ફરી વાર ફૂટી નીકળતાં વાર ન પણ લાગે.



પંખી માળો બાંધે છે —માણસ ઘર.
પ્રાણીઓ નહોરથી વેર લે છે —
માણસ રચે છે કારાગાર.
પશુપંખીને ઘાસ, પર્ણો અને લોહી ગમે છે,
માણસને ગમે છે લોહી ને પથ્થર.
પથ્થરના ઘરમાં રહીને એ પ્રેમ પણ કરે છે:
પ્રેમ એટલે શરીર,
પ્રેમ એટલે સ્વપ્ન,
પ્રેમ એટલે ધુમાડો,
પ્રેમ એટલે આગ...
કોણ કેટલી આગ લગાડી શકે છે એની
સ્પર્ધા ચાલે છે,
કોની મુઠ્ઠીમાં વધારે ધુમાડો આવ્યો
એની ચર્ચા શમતી નથી.
કોની નીંદરમાં વધુ સ્વપ્નો ઝબક્યાં
એ સૌ ઉલટથી કહ્યા કરે છે.
સૌ ચૂપ રહે છે માત્ર શરીરની વાત આગળ,
શરીર એ ઘર છે એટલે,
શરીર એ પથ્થર છે એટલે.

ગઝલ □ હરકિશન જોષી

સંબંધો હવે કેમ નડતા નથી!
હવે કેમ ચહેરાઓ જડતા નથી!

સમાઈ ગયો સૂર્ય શું આંખમાં.
અને તેથી દશ્યો ઊઘડતાં નથી?

નજર સામે ખાલી થયું ઘર છતાં;
દીવાલોના પગ કાં ઊપડતા નથી?

મલિનતા તો સ્પર્શે છે વર્ષાના જલને
કદી રણનાં મૃગજળ બગડતાં નથી;

તમે પણ સુકાઈ શકો તો બને;
કદી વાંસ લીલા વગડતા નથી!



ગઝલ □ મહેશ જોશી

નજરમાં સૂર્ય કોઈ વાર ઊગે,
અભિલાષા ક્ષિતિજની પાર ઊગે.

ઝરે પ્રવાહી મૌનની ભીતર,
કશુંક શબ્દને આધાર ઊગે.

તટો ધસે છે અંતરાલ મહીં,
અનર્થ કો પારાવાર ઊગે.

કશુંક અર્થ જેવું છે કદી,
બરફ તૂટે ને આરપાર ઊગે.

અજાણ રક્તિમા રેલાઈ ગઈ
અજાણ પુષ્પ લગાતાર ઊગે.

## રૂપક ☐ વસંત દાવતર ☐ અનુ. : દીપક મહેતા

કાવ્યનિર્મિતિમાં રૂપકસિદ્ધિ એ એક પ્રક્રિયા છે. આ પ્રક્રિયા વડે કાવ્યાનુભૂતિમાંનું એક સૌન્દર્યઘટક સિદ્ધ થતું હોય છે. કાવ્યાનુભવની અંતર્ગત રહેલી બે વસ્તુઓ વચ્ચેનો સંબંધ આ પ્રક્રિયા વડે વ્યકત કરવામાં આવ્યો હોય છે. આ સંબંધમાંથી વસ્તુ-વસ્તુ વચ્ચેનું કવિકલ્પિત ભાવરૂપ પ્રકટ થાય છે.

રૂપકસિદ્ધિની આ પ્રક્રિયાને સંસ્કૃત કાવ્યશાસ્ત્ર તેમ જ પાશ્ચાત્ય સાહિત્યવિચાર—એ બન્ને પરંપરાઓ સ્વીકારી છે અને વિશદ્તાથી સમજાવી છે. આ બન્નેની વિભાવના તેમ જ વિચારણામાં કેટલાંક સમાંતર અંગો છે ખરાં. જેમ કે રૂપક એ એક અલંકાર છે, અને તેનો આધાર સાદશ્ય-સંબંધ પર રહેલો છે. આવી સમાનતાને લીધે, એ બન્ને પરંપરાએ માનેલી રૂપકની વિભાવના એક જ છે એમ માનવાની પ્રવૃત્તિ થવી શક્ય છે. પણ એવો ગોટાળો કરવો પાલવે તેમ નથી કારણ આ બે પરંપરામાંની રૂપકની વિભાવનામાં પ્રાથમિક સમાનતા જણાતી હોવા છતાં તેની વ્યાપ્તિ અને તેનું સ્વરૂપ સમાન કે એકરૂપ નથી.

સંસ્કૃત - પરંપરામાં, તેમ જ તેને અનુસરનારી ભારતીય ભાષા-પરંપરામાં સાદશ્ય-સંબંધને આધારે એક વસ્તુનો બીજી વસ્તુ પર હેતુપૂર્વક આરોપ કરવામાં આવ્યો હોય છે. આ આરોપમાં ઉપમાન (જેનો આરોપ કરવામાં આવ્યો હોય તે વસ્તુ) અને ઉપમેય (જેની ઉપર આરોપ કરવામાં આવ્યો હોય તે વસ્તુ) એ બેની વચ્ચે વિશિષ્ટ ગુણ-સંદર્ભ પૂરતો પૂર્ણ અભેદ કલ્પવામાં આવ્યો હોય છે. 'રૂપકમાં ઉપમાન અને ઉપમેય વચ્ચે પૂર્ણ અભેદ હોય છે એમ પારંપરિક પદ્ધતિએ કહેવાને બદલે, વિશિષ્ટ ગુણસંદર્ભ પૂરતો અભેદ હોય છે એમ હું કહું છું કારણ ઉપમાનની મર્યાદા રૂપકને પણ લાગુ પડે છે, ઉપમાનનો ઉપમેય પર આરોપ થતાં તેમની વચ્ચે પૂર્ણ અભેદ કલ્પવામાં આવે છે તે વિશિષ્ટ ગુણસંદર્ભ પૂરતો જ હોય છે, જેમ કે,

**"જાગને જાદવા! રાહ જુએ રમા,**
**પ્રકટ મુખચન્દ્રમા, સકળ લોકે"**
**—કૃષ્ણ કેશવ**

—આ કાવ્યપંકિતમાં 'મુખચન્દ્રમા' એ શબ્દોમાં 'મુખ' અને 'ચન્દ્રમા'ની વચ્ચે અભેદ કલ્પવામાં આવ્યો હોય તોય અભેદકલ્પનામાં મુખ પર ચન્દ્રની ક્ષય પામતી અવસ્થાનું આરોપણ નથી, કે અદ્ધર લટકવાની સ્થિતિનું પણ આરોપણ નથી. મુખ અને ચન્દ્ર એ બેની વચ્ચેનો અભેદ કાંતિસાદશ્ય પૂરતો જ મર્યાદિત છે. આ અભેદ વસ્તુ-

નિષ્ઠ એટલે કે એ અભેદ એ બન્નેની નૈસર્ગિક અવસ્થાનો કે વૈશિષ્ટ્યનો નિર્દેશક નથી. એ અભેદ અનુમાનિત, કલ્પિત કે આરોપિત છે; સહેતુક માની લીધેલો છે, (સંસ્કૃતની પરિભાષામાં કહેવું હોય તો એ અભેદ 'આહાર્ય' છે.) આ અભેદની કલ્પનામાં વૈચિત્ર્ય રહેલું છે. વૈચિત્ર્ય એટલે ચમત્કૃતિ (સંસ્કૃત આલંકારિકોની દૃષ્ટિએ "વૈચિત્ર્ય'નો આટલો જ મર્યાદિત અને સ્થૂળ અર્થ થાય છે. આધુનિક સમીક્ષાની દૃષ્ટિએ 'વૈચિત્ર્ય ' એટલે વિવિધ સંવાદી કે વિસંવાદી અંગોનો આકૃતિબંધ, રચનાવ્યૂહ કે ગોફ. રૂપક કે અલંકારમાં રહેલા 'વૈચિત્ર્ય'માં આ અર્થ અભિપ્રેત નથી. 'વૈચિત્ર્ય'ની આ બે વિભાવનાઓમાં ગોટાળો ન થાય એટલા ખાતર આ સ્પષ્ટીકરણ કર્યું છે), મુખ અને ચન્દ્ર એમની વચ્ચેના અભેદમાં ચમત્કૃતિ રહેલી છે કારણ આ સાદૃશ્ય અકલ્પિત છે, કૃષ્ણના મુખના અવલોકનથી મળતી પરિતૃપ્તિ અને પ્રત્યક્ષ સૃષ્ટિમાં કોઈ વસ્તુનાં દર્શનથી અનુભવાતો સંતાપ એ બેની વચ્ચે અકલ્પિત સામ્ય અહીં કલ્પવામાં આવ્યું છે, આ સામ્ય-કલ્પનામાં વૈચિત્ર્ય સમાયેલું છે, છેવટે તો આ વૈચિત્ર્ય 'કૃષ્ણ'ના મુખાવલોકનમાંથી કવિકલ્પિત ભાવસ્થિતિની શોભા વધારનારું છે, એટલે જ એ 'રસાપેક્ષી' છે, એનો અર્થ એ કે સંસ્કૃતપરંપરાની વિભાવના રૂપકમાંનું વસ્તુ-વસ્તુ વચ્ચેનું અભેદ યાને વૈચિત્ર્ય સ્વતંત્રપણે ચમત્કૃતિપૂર્ણ હોય એટલું જ બસ નથી, પણ એ બન્ને વિશિષ્ટતા વર્ણ્યભાવસ્થિતિની શોભા વધારે એવી હોવી જોઈએ. રૂપક, એ એક અલંકાર છે એ વિભાવનાની સાથે બંધબેસતી કે સુસંવાદી એવી આ અપેક્ષા છે. રૂપકના નિરંગ, સાંગ અને પરંપરિત જેવા પ્રકારોમાં કે તેના ઉપપ્રકારોમાંથી કોઈ પણ ઉદાહરણ લઈએ તો પણ ઉપમાન-ઉપમેયના સંબંધનું આ ચોકઠું બંધબેસતું થઈ જાય છે.

પાશ્ચાત્ય વિભાવના પ્રમાણે પણ પરંપરાગત રીતે રૂપકને અલંકાર ભલે માનવામાં આવ્યો હોય, પણ તેની વ્યાપ્તિ આટલી મર્યાદિત નથી બલકે એ વિભાવના જ ભિન્ન છે. એરિસ્ટોટલે રૂપકની વિચારણા કરી છે તે પ્રથમ તો ગદ્ય ભાવાવિષ્કાર પદ્ધતિના સંદર્ભમાં. આ સંદર્ભમાં તેણે સુસ્પષ્ટતા, ચારુતા અને વ્યવચ્છેદકતાને રૂપકની વિશિષ્ટતા તરીકે ઓળખાવ્યાં છે કારણ વક્તાના શબ્દોની શ્રોતાઓ પર થતી અસર એ તેનું લક્ષ્ય છે, પાશ્ચાત્ય પરંપરા પ્રમાણે રૂપક એ એક સ્વયંપૂર્ણ સૌન્દર્યઘટક છે એ અહીં જ સ્પષ્ટ થાય છે. કાવ્યમાંનું રૂપકનું વૈશિષ્ટ્ય સ્પષ્ટ કરતાં એરિસ્ટોટલે કહ્યું છે: "અંતઃસ્ફુરણાથી કે આત્મસ્ફુર્તિ વડે વિદૃશ્ય વસ્તુઓમાં સાદૃશ્યનું પ્રત્યયન ઉત્તમ રૂપકમાં અનુસ્યૂત હોય છે (a good metaphor implies on intuitive perception of the similarity in dissimilars) પાશ્ચાત્ય-પરંપરા પ્રમાણેનું રૂપક સંસ્કૃત-પરંપરામાંના રૂપક કરતાં કેટલું જુદું છે તે અહીં જ સ્પષ્ટ થાય છે. રૂપક વડે કશાક નવીન

તત્ત્વની અ-પૂર્વ જાણકારી મળે છે અને જીવંતપણાનો ખ્યાલ આવે છે, (from metaphor we can best get hold of something fresh...liveliness is especially conveyed by metaphor.) આ સ્પષ્ટીકરણ વડે રૂપકનાં અંગો એરિસ્ટોટલે સ્પષ્ટ કર્યાં છે. રૂપક એ કવિની ભાવસ્થિતિની શોભા વધારનાર એક અલંકાર-માત્ર નથી, પણ તે એક સ્વયંપૂર્ણ સૌન્દર્યઘટક છે, એ વાત આ ચર્ચા પરથી સ્પષ્ટ થાય છે. વળી વખત જતાં પાશ્ચાત્ય પરંપરામાં રૂપકનાં સ્વરૂપ, કાર્ય અને પ્રક્રિયામાં તુલના, વિરોધ, સામ્યનિર્દેશ, સાદશ્ય, સંલગ્નતા (juxta-position), આપરભાવ (identity), તાણ, સંઘર્ષ, એકરૂપતા જેવા વસ્તુ-વસ્તુ વચ્ચેના વિવિધ સંબંધદર્શનોનો સમાવેશ કરવામાં આવ્યો છે. આ સંબંધોમાંથી કવિતામાં વિરોધાભાસ, વ્યંગોક્તિ અને અનેકાર્થ શક્યતા જેવી વિશિષ્ટતાઓનું નિર્માણ થાય છે. આ સંદર્ભમાં કવિનાં ભાવરૂપોમાંના આંતરિક સંબંધો ઉત્કટ આવિષ્કાર કરનારી એક પ્રક્રિયા તરીકે, રૂપક નજરે પડે છે. અહીં કેવળ અભેદનો આરોપ નથી. બે વસ્તુઓને એકત્ર કરવા પાછળ નિરનિરાળાં પ્રયોજન રહેલાં છે, આ પ્રયોજન પ્રમાણે કાર્ય થાય છે અને આ પ્રયોજન-કાર્યના સંબંધમાંથી આ એકત્રીકરણનું કાવ્યાત્મક સ્વરૂપ નક્કી થાય છે. તેવી જ રીતે, આ સંબંધદર્શનમાં જે પ્રત્યયન હોય છે તે કવિની અનુભૂતિમાંના અજ્ઞાતનું, પૂર્વજ્ઞાત નહીં એવા ભાવસંબંધનું, નવા ભાવાનુભૂત અનુબંધનું હોય છે. ઉપમાન અને ઉપમેય એ બન્નેના ક્યાક વૈશિષ્ટ્યનું પ્રત્યયન સ્વતંત્રપણે, સમાંતરપણે રૂપકમાં થાય છે અને તે આ પ્રક્રિયાના બોધક એકાદ શબ્દ કે વાક્યપ્રયોગવડે વ્યક્ત થાય છે.

આનો અર્થ, અલબત્ત, એવો નથી કે સંસ્કૃત-પરંપરા પ્રમાણેના રૂપકનું કાવ્યબંધમાં કશું કાર્ય જ હોતું નથી. કાર્ય જરૂર હોય છે, પણ તે મર્યાદિત ક્ષેત્રનું હોય છે. આ સંકેત પ્રમાણે નિર્માણ થયેલા રૂપકના કાવ્યાત્મક સૌન્દર્યનો બોધ થવા માટે બીજા કેટલાક સંદર્ભોની સહાય લેવી પડે છે. ઉદાહરણ તરીકે; 'કવિની ઇચ્છા' એ કાવ્યમાં 'બાલકવિ'એ નિર્માણ કરેલું 'કાવ્યપંખી' એ રૂપક જોઈએ. અહીં 'કાવ્ય' પર પંખીના ગુણવિશેષનો આરોપ કરવામાં આવ્યો છે, એ બેની વચ્ચે અભેદ કલ્પવામાં આવ્યો છે, આ અભેદ વસ્તુનિષ્ઠ નથી, પણ હેતુપૂર્વક આરોપિત કરવામાં આવ્યો છે, અને એ ચમત્કૃતિપૂર્ણ પણ છે. પણ માત્ર આટલું જ કહ્યાથી આ રૂપકની સંપૂર્ણ કાવ્યમાંની રમ્યતા સ્પષ્ટ કરી શકાય તેમ નથી, કે કાવ્યબંધમાં આ રૂપકનું સ્વરૂપ કે સ્થાન શું છે તેનો પણ ખુલાસો મળી શકે તેમ નથી. એ માટે તો 'જીવવું' અને 'મરવું' એ બે પરસ્પર વિરોધી ક્રિયાઓનું–

'મરવાનાં સ્વપ્નોયે મીઠાં, જીવવાનાં સ્વપ્નોયે મીઠાં
આ રીતે આભાસ બધાયે, અમૃતકોશ ભલે થઈ જાયે.'

–એ સંતુલન અને અમૃતકોશમાંથી આભાસનું આ એકીકરણ પહેલાં તો જાણવું જોઈએ, એ પછી જ–

'કાવ્યપંખી આ મર્યું, કહે લોક જોઈને સઘળાં,
કંઈક નવાઈ એવી છે કે, નહીં મૃત્યુનું ચિહ્‌ન જ એકે'

એ વિરોધાભાસમાંનું સંવાદીપણું અનુભવક્ષમ બને છે, એ પછી 'કાવ્યપંખી'ની અવસ્થા અને તેનું કાર્ય એ અંગેનું કવિનું–

સ્વર્ગે ખીલ્યાં ફૂલો, સૂર્યફૂલો નક્ષત્રફૂલો
નંદનવન સુંદર છે ઊંચે તે દેખ્યું એની આંખે
મધુગીતો ગંધર્વોનાં, નૃત્યકલા અપ્સરાતણી
દેવોનાં 'રાજ્યો' જોઈ, મોહી પડયું ને ઊડી ગયું.
અક્ષય ત્યાં તો તરી રહ્યું, તરલ મને ડોલે ઝોલે.

–એ હકીકત લક્ષમાં લઈએ તો પછી

કાવ્ય પંખીડું સ્વૈરપણે, ચુંબન ગીતો હજીય ગાતું
નથી ખરે આ જગમાં મૃત્યુ, કાવ્યપંખી છે એનો સંકેત

એ પંક્તિમાંની તેમ જ એકંદરે કવિના મનોભાવમાંની કાવ્યપંખી એ રૂપકની કલ્પના સ્પષ્ટ થાય છે. કવિના મનોવ્યાપારમાં એક બાજુ કાવ્યની સ્વર્ગસન્મુખના, પાર્થિવમાંથી અપાર્થિવ તરફ જનારું ઉડ્ડયન, એ ઉડ્ડયનમાંનાં ગતિ અને લીલા; તેમાંનાં ઉષ્મા અને માર્દવ વગેરેનો અનુભવ સાકાર થાય છે તો સાથોસાથ બીજી બાજુ પંખીનું લઘુ રૂપ (એનો કાવ્યાત્મકતાના માર્દવ સાથે તથા ભાવની ઉષ્મા સાથે મળતો સંબંધ), અંતરિક્ષમાંનો સંચાર (અને તેનો કાવ્યાત્મકતાનાં ગતિ-લીલા સાથે મળતો સંબંધ) એ બધાનો અનુભવ પણ સાકાર થાય છે. મનઃકોષમાં તેનું એકત્ર સંતુલન થાય છે. ઉપરનાં બે અંગો વડે થનારા અનુભવોનો પરસ્પર સંબંધ આ સંતુલન વડે જોડવામાં આવ્યો છે. અને એ રીતે 'કાવ્યપંખી' એ રૂપક સિદ્ધ થયું છે. બે અનુભવોની આ એકજીવતા (fusion) એ ઉપમાન-ઉપમેય વચ્ચેનો વિશિષ્ટ ગુણપૂરતો અભેદ નથી, પણ આ એકજીવતામાં તેમના અપરભાવનું ભાન પણ આ રૂપકસિદ્ધિમાં રહેલું છે, પ્રત્યાયનની આ પરસ્પર સંબંધી ક્રિયા-પ્રક્રિયામાં 'કાવ્યપંખી' એ રૂપકમાંનો કાવ્યાર્થ પ્રગટ થાય છે.

આ સંતુલન પ્રક્રિયામાં બીજી એક વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે. કાવ્યાત્મકતાની કવિની વિભાવના 'પંખી' એ જ પ્રતીકનું રૂપ ધારણ કરે છે. આ પ્રત્યયનમાં 'પંખી'નો 'મુખ્યાર્થ' ટાળવો પડતો નથી. સંસ્કૃત-પરંપરામાં રૂપકનો આધાર સારોપા-ગૌણી લક્ષણા પર હોવાને લીધે ઉપમેયનો 'મુખ્યાર્થ બાધ' ન થાય ત્યાં સુધી રૂપકનો અર્થ સંભવતો જ નથી. જ્યારે 'બાલકવિ'ના આ ભાવકલ્પનમાં એવું કશું કરવું પડતું નથી, બલકે તેવો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી. ઉત્કૃષ્ટ રૂપક કઈ રીતે પ્રતીકના સીમાડા સુધી પહોંચી જાય છે તેનું પણ આ પંક્તિઓમાં એક ઉદાહરણ જોઈ શકાય તેમ છે.

'બાલકવિ'ની વિભાવનાનું આ સ્વરૂપ જોતાં તેમાંનાં 'સૂર્યફૂલો', 'નક્ષત્રફૂલો' એ રૂપકોનું વૈશિષ્ટ્ય પણ લક્ષમાં લેવા જેવું છે: સૂર્ય અને નક્ષત્રો અને તેમની પર ફૂલનો આરોપ, એમની વચ્ચેનો અભેદ નોંધવા જેવો છે. 'વૈચિત્ર્ય'ની પરિભાષાથી આ રૂપકનો ખુલાસો મેળવી શકાય તેમ છે: આ રૂપકમાં સંસ્કૃત કાવ્યશાસ્ત્રને અભિપ્રેત એવી ચમત્કૃતિ (અનપેક્ષિત અને અજ્ઞાત એવી અર્થસ્ફોટાત્મક ઘટના) છે, પણ આ સ્ફોટ ઉપમાન-ઉપમેયના સાદૃશ્યભાવનાં આરોપમાંથી થયો નથી. બલકે એવો સાદૃશ્ય-ભાવ અહીં દેખાતો જ નથી. ઉપમાન-ઉપમેય વચ્ચે સમાન ગુણધર્મ, સમાન વૈશિષ્ટ્ય શોધવાનો પ્રયાસ અહીં નિષ્ફળ ઠરે છે. એમની વચ્ચેના આ સંબંધની કવિના મન-માંની પ્રક્રિયા ઉપલા ચોકઠાંમાં બેસે તેમ જ નથી. એ સ્વતંત્ર છે. એક બાજુ, સૂર્ય અને નક્ષત્રો અને બીજી બાજુ ફૂલો પોતપોતાના ગુણધર્મો સાથે આ પ્રક્રિયામાં નિકટ લવાયાં છે અને એ નિકટ અવસ્થામાંથી તેમનું એકજીવત્વ સિદ્ધ કરવામાં આવ્યું છે. તેમાંથી જ નવો અર્થસ્ફોટ થાય છે. અને તે જ રમ્ય બન્યો છે. સૂર્ય + ફૂલ, નક્ષત્ર + ફૂલ એવી આ સંલગ્નતા (juxta-position) છે. આવી રૂપકાવસ્થા સંસ્કૃત-પરંપરામાં, અકલ્પનીય છે. પણ કાવ્યબંધનાં નવા નવા સ્ફુલિંગ આવા અર્થસ્ફોટમાંથી નિર્માણ કરવા એ તો કવિનો ધર્મ છે અને તેની સમજૂતી રૂપકની વ્યાપક વિભાવના વડે જ આપી શકાય તેમ છે, મર્ઢેકરની 'સૂતાં ભોળાં શિશુઓ' એ કાવ્યમાં પણ આવું જ એક રૂપક જોવા મળે છે:

"ચૈત્ર ચડે છે આભમાં,
શોધખાં નક્ષત્ર-પગલે."

અહીં 'નક્ષત્ર-પગલાં' એ રૂપક નક્ષત્ર + પગલાં એ સંલગ્નતા-પ્રક્રિયા વડે જ સિદ્ધ થયેલું છે, નક્ષત્રોનું દૂરત્વ, આકાશગામિત્વ, માણસોની એ માટેની ઝંખના, તેમનો ઝળહળાટ અને પગલાંની પાર્થિવતા અને ગતિ એ બેની સંલગ્ન ક્રિયામાંથી 'નક્ષત્ર-પગલાં' એ નવું અસ્તિત્વ નિર્માણ થાય છે અને તે એક નવો જ અનુભવ કરાવી જાય છે, અહીં એકનું

બીજા પર આરોપણ નથી થયું, પણ બન્નેના સહઅસ્તિત્વમાંથી, સહજીવનમાંથી રૂપક સિદ્ધ થયું છે.

રૂપકની આધુનિક વિભાવનાનો બીજો એક વિશેષ શરદચન્દ્ર મુક્તિબોધની 'જીવનો પ્રચંડ આવેગ' એ કવિતાની–

"આક્રંદતી માનવતા તમ્ ભીંતની પાછળ
ઈશ્વરના સર્જનનો આ દુર્દૈવી વણસાટ"

પંક્તિઓમાંના 'તમભીંત' એ રૂપકમાં જોવા મળે છે. અહીં 'તમ' અને 'ભીંત' એ ઉપમેય-ઉપમાન વચ્ચેના સંબંધમાં પારંપરિક રૂપકવિભાવનાની વિશિષ્ટતા તો દેખીતી જ છે, પણ એ વિશિષ્ટતાની સાથોસાથ જ આ સંબંધ-કલ્પનામાં કે સંયોજનામાં પ્રતીક નિર્મિતિનાં ઘટકો રહેલાં છે. આ વિશિષ્ટતા આ સંયોજના વડે નિર્માણ થતી તુલના, સંઘર્ષણા અને તાણના પ્રત્યયન વડે અનુભવક્ષમ બને છે. 'તમ'નું 'ભીંત' સાથે પૂર્ણ તાદાત્મ્ય સધાતાં એ ભાવાવસ્થામાંની સંઘર્ષણા અને તાણનું પ્રત્યયન થાય છે, ઉપમેય અને ઉપમાન વચ્ચેની પરસ્પરવેધી આંતરિક - ક્રિયા (inter-action) અહીં આ પ્રત્યયનને જન્મ આપે છે, 'તમભીંત' એ શબ્દમાંના નાદ-આવર્તન અને તેમાંના નાદ-આઘાતનું પણ સંઘર્ષણ અને તાણ—એ ઘટકોના આવિષ્કારમાં સ્થાન રહેલું છે. રૂપકમાંની વિભાવનામાં સંઘર્ષણ અને તાણ એ ઘટકો આ આવિષ્કાર - વૈશિષ્ટ્ય વડે સિદ્ધ થયેલ છે.

રૂપકની વિભાવનામાં તાદાત્મ્ય, અભેદ, એકજીવ એવા રૂપવિશેષ સમાવિષ્ટ હોવાનું ગમે તેટલું કહીએ, છતાં ઉપમેય - ઉપમાનની આ પ્રક્રિયામાંનાં દ્વૈતને નકારી શકાય એમ નથી. આ દ્વૈત જ્યારે સંપૂર્ણપણે મળી જાય ત્યારે તે આવિષ્કાર પછી રૂપક રહેતો નથી. આ દ્વૈત, ભલે વધતા-ઓછા પ્રમાણમાં પણ જ્યાં સુધી હોય, ત્યાં સુધી જ રૂપકની નિર્મિતિ શક્ય બને છે, રૂપકમાં કવિ જ્ઞાત અને અનુભવ—એ એની વચ્ચે કશો સંબંધ પ્રસ્થાપિત કરતો હોય છે, આ સંદર્ભ પ્રસ્થાપન માત્ર તર્કાનુગામી નથી હોતું. રૂપક એ એક કાવ્યશક્તિ છે. જીવનમાંના અનુભવ અને જ્ઞાન વચ્ચેના સંબંધની પ્રસ્થાપના દ્વારા કાવ્યનાં વિરોધાભાસ, અર્થવિસ્તાર, વ્યંગોક્તિ જેવાં અંગો પણ સાહસિક રીતે જ રૂપક વડે પરિપોષિત થતાં હોય છે, રૂપક એ એક ભાષા-આવિષ્કાર છે એ પણ ખરું પણ જ્યારે આ આવિષ્કાર તર્ક અને વ્યાકરણને પ્રાધાન્ય આપીને સિદ્ધ થતો હોય ત્યારે ભાવસંબંધની પ્રસ્થાપનાની દૃષ્ટિએ નીરસ કે ગદ્યપ્રાય રૂપકોનું નિર્માણ થાય છે, જેમકે 'પુરુષસિંહ', 'માનવબગ' વગેરે. આનું મુખ્ય કારણ એ જણાય છે કે ઉપમાન

-ઉપમેયનો સાદશ્ય સંબંધ જ ફક્ત અહીં વ્યક્ત થાય છે, એમની વચ્ચે આંતરિક ક્રિયા-પ્રક્રિયાનું ક્ષેપન થતું નથી, કારણ બન્ને વચ્ચેનો સાદશ્ય સંબંધ પરસ્પર આપ-લે માટે મોઢામોઢ ઊભો રહેતો જ નથી. એવા સામના સિવાય આંતરિક ક્રિયા-પ્રક્રિયાનું ક્ષેપન અને તેમાંથી નવા આવિષ્કાર ઘટકોની સિદ્ધિ શક્ય જ બનતી નથી. આ સામનામાંના કાર્યનું સ્વરૂપ ઉપમાન-ઉપમેયનો પરસ્પર સંવાદ કે પરસ્પર વિરોધ હોય છે. પણ એ સંવાદમાં એકબીજાને હરાવવાનું કે વિલીન કરવાનું બનતું નથી. અને વિરોધમાં એક-બીજાનો વિનાશ કરવાનું બળ હોતું નથી. આ સંવાદ-વિરોધમાંથી જન્મતા રૂપકમાં પરસ્પરનાં આંતરિક વૈશિષ્ટ્યો એમ ને એમ રહે છે: 'તમભીંત' એ રૂપકમાં અંધારું અને ભીંત એ બન્નેની વિશિષ્ટતા વ્યક્ત થયેલી છે અને પરસ્પરના સંબંધની અભિવ્યક્તિને માટે તે પોષક બની રહી છે, અંધારાની પ્રસરણશીલતા અને ભીંતની નક્કર સ્થિરતા એ બેની વચ્ચે વિરોધ રહેલો છે. આ વિરોધ પણ વ્યક્ત થયેલો છે, પણ આ વિરોધના આવિ-ષ્કારે કાવ્યાનુભવની, વિભાવનાનું વિચ્છેદન કર્યું નથી. ઊલટાનું તેનું સંવર્ધન કર્યું છે. આ પરથી રૂપકમાંનું સંબંધપ્રસ્થાપન કેટલું સંમિશ્ર, છતાંય વિશિષ્ટ અને ચોકસાઈભર્યું હોય છે તેની કલ્પના આવે છે.

રૂપકપ્રક્રિયા એક વિશિષ્ટ સંબંધક્ષેત્રમાં કાર્યક્ષમ રહેશે ત્યારે તે કાવ્યાભિવ્યક્તિનાં વિવિધ ઘટકોને પણ પોતાનામાં સમાવી લેશે. પ્રતીક, કલ્પન, નાદાવર્તન, નાદાઘાત વગે-રેની કક્ષામાં રૂપક કઈ રીતે પ્રવેશ કરે છે તે ઉપરનાં ઉદાહરણોએ આપણને બતાવી આપ્યું છે. પણ તેના સુસંવાદી, ઉત્કટ અને તરલ ઉદાહરણરૂપે નીચેની પંક્તિઓમાંના 'ચાંદની ધોળી' 'ફીણઘુઘરા', 'સાંજસાજન' શબ્દો જુઓ:

**ચોળી ચાંદની ધોળી,**
**કાળી નોમની સાડી,**
**ફીણ-ઘુઘરાની જોડી મારે પહેરવી રે,**
**સાંજસાજન આ મારે કાંઠે જોઈ રહે છે વાટ.** (બા. ભ. બોરકર)

સજીવતા, સ્પષ્ટીકરણ. અને અપાર્થિવ સ્વપ્નમાધુર્ય એ રૂપકના ગુણવિશેષ સુસંવાદી-પણે વ્યક્ત થયેલા જણાય છે અને રૂપક વિવિધ કાવ્યાંગોમાં પ્રસારણ પામી શકે એટલું તરલ કેવી રીતે બને છે એનો પણ ખ્યાલ આ પંક્તિઓ વાંચતાં આવે છે. આવાં વર્ણનો પારંપરિક કાવ્યમાં જોવા નહીં જ મળે એવું વિધાન કઈ રીતે કરી શકાય? પણ એ વર્ણ-નનું સ્પષ્ટીકરણ અને અર્થઉદ્‌ઘાટન કરતી વખતે રૂપકનો પારંપરિક સંકેત ઉપયોગી થશે નહીં. □

પંખી □ મંગળ રાઠોડ

મેં એક પિંજર તો ખરીદ કરી રાખી મૂક્યું છે
ઘણાં વર્ષોથી
પણ –
કોઈક સુંદર પક્ષી પસંદ કરીને,
તેને પાળવાનું સાહસ હું હજી સુધી નથી કરી શક્યો.
હિંમત કરીને ક્યારેક પાળી પણ લઈશ કોઈક સીયામીઝ બિલાડી.
તેમ છતાં વારંવાર મન ડંખતું રહેશે.
રાત્રે જ્યારે ઉંદર બનીને ફૂલદાની –
પોતાની ૯/ ગુલાબી પાંખડીઓને કોતરતી હશે.
નિશ્ચિત છે તે. જાણું છું.
તો પણ ભય મને એ વાતનો
કે પાળી લીધા પછી હું તને –
મુકત કરી દેવાની ઉદારતા નહિ કેળવી શકું.
અચાનક –
ખરી પડે છે દેવદૂતની પાંખો.
તેનો ફફડાટ મારી પાંસળીઓમાં પડઘાય...
ભયભીત બની હું બની જાઉં છું વાઘ
ત્રાડ પાડીશ તો –
ખરી પડીશ, આસામમાં ફાટી નીકળેલા પ્લેગમાં
ટપોટપ કાચા ફળ સાથે હું પણ!
એકાએક આ કોણ બની ગયું –
મારે બદલે પારધી?
સપાટ મેદાન વચ્ચે ઊભો છું,
ને જોઉં છું તો -
ફૂટી જાય છે ઊડતા પિંજરનો ફુગ્ગો અદ્ધર
ઘાસના કાનમાં કહું છું –
ને પડઘાય છે આકાશ...
કે હું ઊડી શકતો નથી!
કે, તું ઊડી શકતો નથી!!

### પ્રિય.... □ પ્રાણજીવન મહેતા

પ્રિય, આ નસોમાં હવે લોહી નથી વહેતું..
મારા લોહીનો પર્યાય તું છે હવે.

સમયને બે દાંત વચ્ચે ચગળ્યા કરું છું હમણાં
સૂર્યોદયનો સમય તો પંચાંગનાં પીળા પાનામાં
પુરાયેલો પડયો રહ્યો છે.
કેટલાંય નક્ષત્રો જન્મે છે મારા અંતરીક્ષમાં; પ્રિય......

ચકડોળમાં બેઠેલા માણસની આંખોમાં વર્તુળાતા
વિશ્વનું ચિત્ર દોરતો બેઠો છું ખુલ્લા આકાશ નીચે.

પ્રિય...... મારી હથેળીમાં સમાવી શકું એટલી
પ્રતીક્ષા આપ મને તું;
કે પ્રિય, તારા કંઠમાં
ક્ષણ ક્ષણ થઈ ચોમેર વરસતા અવકાશનો અવાજ
રણકતો રાખ.
હું ઝાકળના દેશનો માણસ છું;

કદાચ તારા કંઠનો રણકાર સાંભળી
દોરાઈ આવું તારા ગામ ભણી
પ્રિય......



### એક ચિત્ર □ વિપિન પરીખ

જાણે એકાએક
છાપરાં પર ટપક ટપક પડતાં ફોરાં થંભી ગયાં
સાત પૂછડીવાળા ઉંદરે નિશાળે જવાનું માંડી વાળ્યું
નાનો નાનો થતો જીન ધુમાડાની સેર થઈ
ફરી પાછો ફાનસમાં સમાઈ ગયો.
રુમઝુમ રુમઝુમ કરતી રાજકુંવરી
ઊતરી ગઈ વાવને તળિયે.
હળવે રહીને ફૂલની પાંખ પહેરીને પરીઓ ઊડી ગઈ.
હવે
તારલાઓ માત્ર જોયા કરે છે બારીએથી -
વાર્તા સાંભળતાં સાંભળતાં
માની સોડમાં જંપી ગયેલા બાળકને!

## સૌભાગ્ય □ ગૌરીપ્રસાદ ઝાલા

પર-પ્રેર્યો આજે અકવિ પણ હું સર્જન તણી
કરું ચેષ્ટા, દેવી, તવ ચરણ-ધ્યાને રત થઈ.
સ્ફુરે વર્ણો મીઠા, અમૃતલહરીએ નયનની
લહેરાતા તારા ચરણ-કમળોથી નીગળતા
મરન્દે ફોરન્તા સુરધનુતણા શીકર સમા!
લવું હું એ વર્ણો, તવ અમી-રસે નિર્ભર ગણી;
કૃપા પામી તારી, જનનિ, મુજને ધન્ય જ ગણું!

કદાચિત્ ભ્રાન્તિ એ જનનિ, નવ હું પાત્ર તવ એ
કૃપા-દૃષ્ટિ કેરો: તવ અમી-રસે વા નવ લસે
લવું હું જે વર્ણો; ફળ ચરણના સંનિધિ તણું
ભલે એ હો તારા: મુજ ઉરતણા માત્ર પડઘા
ભલે; અંગૂઠાને જ્યમ શિશુ ચુમી તૃપ્ત બનતો
હું યે તારે ધ્યાને કંઈક લવતો આજે, જનની,
ઠગાઉં તારાથી—પરમ મુજ કાં ભાગ્ય ન ગણું?
કવિતા ૫૭–૫૮–૫૯]

□

□ પુરુરાજ જોષી

ઉદાસીનનું ધુમ્મસ ખસે છે જ ક્યાં?
પથ્થરનાં ફૂલો હસે છે જ ક્યાં?

ડામરની સડકો ને ચોરસ મકાનો
શહેરોમાં માણસ વસે છે જ ક્યાં?

અમે ધૂપસળી થઈને સળગી રહ્યાં
મંદિરની મૂરત શ્વસે છે જ ક્યાં?

નહીં તો ન જીવતો રહ્યો હોઉં હું
સ્મૃતિઓના સર્પો ડસે છે જ ક્યાં?

□

## ગઝલ □ અરવિંદ ભટ્ટ

આપણું મળવું ન મળવું એક છે
જળ તણું બળવું ન બળવું એક છે

નીડ જેવી છાતીના પિંજર વિશે
શ્વાસનું પળવું ન પળવું એક છે

છે હકીકતની બટકણી ડાળખી
સ્વપ્નનું ફળવું ન ફળવું એક છે

આપણા આવાસ-શા ખંડેર પર
કાગનું હળવું ન હળવું એક છે.

રણ વસે છે આંખમાં અજવાસનું
સૂર્યનું ઢળવું ન ઢળવું એક છે.

# પાસપાસે તોય

પાસપાસે તોય કેટલાં જોજન દૂરનો આપણો વાસ!
જેમ કે ગગન સાવ અડોઅડ તોય છેટાંનો ભાસ.

રાત દિનો સથવાર તે સામે મળવાનું તો
કોઈ દાડો સુખ મળતું નથી,
આવકારાનું વન અડાબીડ બારણું ખોલી
ફળિયામાં સળવળતું નથી;
આંસુને ય દઈ દીધો છે ભવનો કારાવાસ...
પાસપાસે તોય કેટલાં જોજન દૂરનો આપણો વાસ!

ઝાડથી ખરે પાંદડું એમાંય
કેટલાં કિરણ આથમ્યાનું સંભારણું હશે!
આપણી વચ્ચે 'આવજો'ની કોઈ ભીંત હશે,
કે યાદ જેવું કોઈ બારણું હશે?

પડખે સૂતાં હોય ને લાગે શમણાંનો સહવાસ!
જેમ કે ગગન સાવ અડોઅડ તોય છેટાંનો ભાસ.

માધવ રામાનુજ

* * *

પ્રિય ભાઈશ્રી સુરેશભાઈ,

તમે તો મને અઘરું લેસન આપ્યું. અઘરું ખાસ તો એમ કે 'કવિતા'ના ૨૬મા અંકમાંથી ત્રણચાર હૃદયંગમ કાવ્યો સહેજે પસંદ કરી શકાય. તેમાંથી વિવેક કરવાનું 'લેસન' અઘરું જ. પણ મેં તોડ કાઢ્યો—માનવજીવનની કોઈ આધુનિક પરિસ્થિતિનું વ્યાપક સંવેદન કાવ્યમાં ઠીક આલેખાયું હોય, જાગતિક સંદર્ભવાળું સંવેદન કાવ્ય બન્યું હોય, તો તે પસંદ કરું. આ દૃષ્ટિએ મને શ્રી ભાનુપ્રસાદ પંડ્યાનું 'સભ્યતા' આ અંકમાં ઉત્તમ લાગે છે. માનવની યંત્રવિદ્યાએ, તંત્રવિદ્યાએ માનવને જ છેતર્યો છે. એ માયામાં લુબ્ધ થઈ, વા તેને લાચારીથી વશ થઈ, માનવે પોતાની ચેતનાનું સ્વાભાવિક વતન ગુમાવ્યું છે. કાવ્યની છેલ્લી બે પંક્તિઓ વેધક બની કાવ્યનું રહસ્ય, તેનો ભાવાત્મક ચમત્કાર સ્ફૂટ કરે છે:

"આ થોડાંક પંખીઓ પણ
વનવાસે આવ્યાં હશે આ નગરમાં"

આ નગરમાં ભૂલેચૂકે પંખીઓ હશે તો તેમનો સ્વાભાવિક વાસ છોડી અહીં કાળે પાણીએ આવ્યાં હશે. માણસ પણ અહીં નગરમાં વસ્તુતઃ જંગલવાસી છે. નિઃસર્ગનાં સ્ફુરણો અને પ્રવર્તનોને નાગરિક રહેણી, કરણી અને કરામતે ખોયાં છે, વિકૃત કર્યાં છે, વા ભ્રષ્ટ કર્યાં છે.

આધુનિક જીવનને નીરખતા કવિની આ વ્યથા છે. કસબની દૃષ્ટિએ જોઈએ તો 'વનવાસ'ના અણધાર્યા શબ્દપ્રયોગથી, અને 'નગર' અને 'અજગર' શબ્દોના અક્ષર-સામ્ય તથા સાન્નિધ્યથી, કાવ્યનો વિષાદ્‌ભાવ ચમત્કાર બને છે.

કુશળ હશો.

[signature]

---

'કવિતા' નિર્ણાયકનો આભાર માને છે અને કવિને અભિનંદન આપે છે.

## વસંતપ્રારંભે ☐ નીલ ☐ અનુ.: હરિવલ્લભ ભાયાણી

બેત્રણ કોકિલટહુકા
આમ્રમંજરી ચારપાંચ
ને ભ્રમરે ગુંજત પાંચસાત કિંશુકનાં ફૂલ –
ક્યાંક ક્યાંક મદવિકલ માનિની રીસગળેલે હૈયે હાલકડોલ,

☐

## રૂસણું ☐ મુકુન્દરાય પારાશર્ય

આવ્યા આંગણ સંમુખે, પણ હતું એવું લીધું રૂસણું
કે ખોલ્યાં નહિ પોપચાં, અવગણી મેં મોં મચોડી દીધું.
તો યે ઊંઘ વિષે મળી સ્વપ્નમાં એવી મને રીઝવી
(કે) એકાંતે વિરહાર્તિમાં અખિરિ! મેં ભેટી લીધા શ્રીહરિ.

☐

## મ. મ. દેશપાંડે

## આ રસ્તાઓ સુંદર

[મરાઠી કવિતા]

આ રસ્તાઓ સુંદર
ક્યાંય પણ જતાં;
અને પક્ષી સુંદર
કાંઈ પણ ગાતાં.

તું નકામો જુએ છે
ફેલાવાનો અંત;
કેવું રમ્ય લાગે
નળિયામાં દિગંત!

આ પક્ષી સુંદર
ગીત નિરર્થક ગાય;
નિરર્થકના સૌન્દર્યથી
જીવ મારો ખેંચાય.

## માનજો કે.... ☐ નિરંજન યાજ્ઞિક

ઓસરિયું લાગે અણોસરી,
તો માનજો કે બાધા રન્નાદે'ને પૂગી ન'તી,
ફળિયામાં ખાલીપો લાગે;
તો માનજો કે પગલીની હાર હજી ઊગી ન'તી!

માનજો કે ઓરડામાં વાવ્યા ઉજાગરા
શમણાંની જેમ ગયા ઊડી,
માનજો કે પાલવમાં ભાતીગળ ડાઘાની
રંગોળી કો'ક ન'તી રૂડી;
આંગળીએ કો'ક ન'તું મોર્યું.
ને માનજો કે કલરવની કૂંપળએ ઊગી ન'તી!
આવતી તે કાલ હજી થાશે રળિયાત
નો'ય વીતેલી વાત્યુંના મૂલ,
કાલ્ય ફરી સૂરજની ભેળું રે ફૂટશે
હોવાનું ઝીણેરું ફૂલ;
ઉજ્જડ વેરાન બધે લાગે
તો માનજો કે બોખી મો'લાત કો'ક ઊગી ન'તી!

સમય (ત્રણ કાવ્યો) □ રમેશ જાની

એકાએક
સૂરજને આંબીને
આંગણામાં ઠેકંઠેકા કરતું
સમયનું સપ્તરંગી પંખી
બની ગયું છે હવે
તપ્ત શ્વેત–
અર્જુનના બાણ સમું!
ગતિના તેજવર્તુળમાં
એ ધસમસી રહ્યું છે,
સાવ સ્થિર
નિસ્પંદ.

અવકાશની પેલી પાર
સ્થળકાળના સીમાડાને આંખવા
ઝઝૂમી રહેલી
કોઈ નિઃસહાય માછલીની
ભોળી ચકરાતી આંખનો
વેધ કરીને
એને
કઈ યાજ્ઞસેનીની
કોડીલી વરમાળને
કંઠે ઝુલાવવાની હશે?
□

આંધળીભીંત ઝાડીએથી
સહસા ખરી પડેલા રંગો
ઘડીક કલ્લોલી ઊઠયા.

બન્ને કાંઠે
રાતભર ચીખતાં
પેલાં અણસુણ્યાં આક્રન્દ
કંપતી પાંદડીઓની
સલજ્જ રક્તિમામાં
ઓચિંતાં કોળી ઊઠયાં.

ત્યાં તો,
તપતા સૂરજના
વહેંતીઆ માર્ગને વળાંકે
કોઈક છાયાના પદરવે
બેશુમાર ભીડ મચાવી દીધી.

અને પછી તો
વહેતી સરિતાના
ભીના વેળુતીરે
કોઈનાં ભારસલ્લાં પગલાંની પંક્તિએ
જોતજોતામાં
કિલ્લોલતા રંગોને
ઠેઠ પાતાલમાં
ધરબી દીધા......

વેદનાની મૂંગી કણસમાં
અડાબીડ અંધકાર
સોળે કળાએ
વળી પાછો મ્હોરી ઊઠયો!
□

આંખની પાછળ ફૂટે કિરણ
આગળ ઊગે રેણ,
કણમાં થીજ્યાં વેહે ઝરણ
વાયરા વીંખે વેણ! – આંખની પાછળ૦

ઊડતા ખેસની અદીઠ આંચે
જુગના પલક-ખેલ,
ડુંગરે ડૂબે મ્હેરામણો ને
મ્હાડમાં રેલંછેલ! – આંખની પાછળ૦

ત્રાકની અણી ઘમ્મર ઘૂમે
આજમાં ગૂંથે કાલ
આદમાં વણે અંતને વળી
પાલવડે અંતરાલ! – આંખની પાછળ૦



**બેફામ ઝાંઝવા ◻ કનુ મહેતા 'વ્યોમ'**

રણવગડામાં દરિયા રે બેફામ ઝાંઝવા!
કેમ કરીને તરવાં રે બેફામ ઝાંઝવા!

ઘામ ધખેલા તડકા ઊભા ફાટ્યા રે બેફામ ઝાંઝવા!
અંગારાનાં તીર ધધખતાં ફૂટ્યાં રે બેફામ ઝાંઝવા!

તગતગતી રેતીના ઠામેઠામ અરે બેફામ ઝાંઝવા!
અકળાતી લાગણીઓ શોધે ગામ અરે બેફામ ઝાંઝવા!

હૈયાની ભીતરમાં લીલું નામ અરે બેફામ ઝાંઝવા!
આંખો આગળ બળબળતો અંજામ અરે બેફામ ઝાંઝવા!

રોમ રોમથી પ્યાસ થઈને ફૂટે રે બેફામ ઝાંઝવા!
આકુળવ્યાકુળ દિલ થઈને તૂટે રે બેફામ ઝાંઝવા!

સામે કાંઠે ફરફરતી લિલાશ અરે બેફામ ઝાંઝવા!
આ કાંઠા પર વલખાં મારે આશ અરે બેફામ ઝાંઝવા!

## પ્રતિ-રૂપો □ સ્ટીફન ડોબિન્સ □ અનુવાદ: સુમન શાહ

[અમેરિકન કવિતા]

આજે નથી કશાં આકાશ. પંખીઓના પડઘા
ઢૂંઢે છે એમનો રાહ ઉત્તર ભણી. તેઓએ બધું જ ઘણી યે વાર
ઘૂંટયું હશે. તમે તો અહીં છો
ને બીજે પણ છો, ભયની જેમ ઊછરી આવતો તમારો ચહેરો.
મારા હાથ રાખું છું ઊંચા તે પ્રપાતને માટે - અમસ્તા નહિ.
નાની નાની લડૅઓનો છે આ દેશ.

તમારે તો છે તમારી ઑફિસ ને પશુપાલનઘર, તમારી વિદેશી કાર
અને પરિવાર. તો યે તમે હજી નથી કશી આવશ્યકતા. જોઉં છું હું
લડાઈ વખતના એક ફોટોગ્રાફમાં તમારો ચહેરો, સૈનિકોથી વીંટળાયેલો,
તેઓનાં સ્મિતથી પરખાતો. પછી –
તમારું ઢીમ ઢળી ગયું હશે ગણતરી માટે, અને તમે મળશો સંસારને,
ત્યારે પ્રગટશે પેલી આછા અચરજની નજર.

વિસ્તૃત મોટી સંખ્યા છે લોહીના રંગોની, આવશ્યકતાનું માથું
ત્યાં હોવું જોઈએ તમારું પણ નામ. પસંદ કરો ચાહે તે દિશા –
લઈ તો જશે બસ હૃદયભણી. કહીએ છીએ અમે એને હીરો.
જમીન પર મૂકીને, એની આસપાસ ખડકીએ છીએ અમે પથરા,
લાકડાંથી ઢબુરીએ છીએ એને અમે. બે કારવાળા કુટુમ્બને તે વળી શી ખોટ?
અમે પુષ્પો લાવીએ છીએ. ભૂલમાં લોકો એને અન્ત્યેષ્ટિ કહેવાના.

પસાર થાય છે દિવસો, જાળવવાના સાચવીને અગ્નિઓ, સાચવવાની
તેમની શિખાઓ - તમારી આંખોને જોવા મથતી ટચૂકડી આંગળીઓ જેવી.
તમે સ્તો એને ખેંચી કાઢી છે તમારામાંથી. બધા જ પદાર્થો
પથરાઓથી ઢબુરાઈ જવાનું ઝંખે છે, મારી હથેળીઓ પર વરસે છે વરસાદ.
ઘેટાંઓની સાથે ગડથોલાતાં ખીણોમાં હોમાતાં પંખીઓનો
સંભળાય છે એકધારો ધબૂકાર. અવગતિની કલા સ્મરીએ છીએ અમે.

એક વેગીલું અને પથરાતું જતું, લડાઈના સમયનું હોય તેવું છવાયેલું,
મારી આંગળીઓ વચ્ચેથી સરકે છે વાદળું
મારું શસ્ત્ર છે બસ આ એક હાડકું. મારું એ કદાચ નયે હોય. દરેક છોરો
છે એનો પાણીદાર ને બરાબ્બરનું તાક્યું છે એને. મેદાન અને
ચીડવૃક્ષની શાખાઓ ચેતવણી સૂચવે છે. ગ્રીષ્મની અફવાઓ સંભળાય છે.
જરી યે ન જિરવાય એવી, હવે, ઋતુઓ પણ છે.



હવે ☐ સુરેશ દલાલ

પ્રેમને નામે પુછાયેલા પ્રશ્નો સુંવાળા નથી હોતા
ઉનાળાના સૂર્ય જેવા એ ક્રૂર અને શિયાળાની રાત જેવા એ કાળા હોય છે.
સમયના આકાશમાં અલોપ થયેલા શબ્દો કાબરચીતરા થઈને બહાર આવે છે.
અને એટલા માટે જ
દસ વરસ પહેલાં લખાયેલાં
પ્રેમ-પત્રો વાંચવાનું આપણે ટાળીએ છીએ.

ડાળ પર ટહૌકો મૂકીને પંખી ઊડી જાય છે.
પછી વૃક્ષ, પાંદડાં, પાંદડાં પરની ધૂળ,
પહેલો વરસાદ, ઊઘડતો તડકો...
આ બધાંનો આપણે માટે કોઈ અર્થ હોતો નથી.
અને પંખી વિનાના આપણે
અનર્થ થઈને જીવીએ છીએ.

શેમાટે જીવીએ છીએ?–
એવો કૈકનો એક પ્રશ્ન રહી રહીને ભોંકાય છે.
અને નિરુત્તર મૌનથી ધુમ્મસ ઘૂંટાય છે.

ધુમ્મસમાં તરે છે
ડાળ, પાંદડાં, પાંદડાં પરની ધૂળ......
હવે
વરસાદ પડતો નથી અને તડકો ઊઘડતો નથી.

## સૂમસામ રાત ☐ વિપિન પરીખ

સૂમસામ રાત
દુશ્મનોના ઓળા લંબાતા જાય છે.
વાટાઘાટોની રમત
પૂરી થઈ ગઈ છે ક્યારની.
હવે પાછા હઠવું પણ શક્ય નથી.
લે-વેચના દિવસો પછી
નફાતોટાની ગણતરીનો
આ સમય નથી.
મારામાં રહેલ વૈશ્યને આંખ લાલ કરી
મેં ચૂપ કર્યો છે.
સારથિ, સજ્જ થાઓ,
મારા આયુધ મારા હાથમાં આપો!
સૂઈ ગયેલાં કાલિંગના ક્ષેત્ર પરથી
આ કોનાં હીબકાં સંભળાય છે?
કોના હવસથી હવા ભારે થઈને
ઊભી છે લાચાર?
વારે ઘડીએ ક્ષિતિજ ઉપર દેખાતા
અશોકના શિલાલેખ પર
લગાડી દો અંધકારનો કાળો લેપ.
મને સંભળાય છે
રણગાડીઓના ખડખડાટ
મશીનગનોથી વીંધાતી રાત,
વિમાનોની હાર
એક પછી એક કવાયત કરી
ઉત્તેજિત કરે છે આકાશને,
મારું રક્ત મારા હાથમાં નથી.
હું સિદ્ધાર્થ, બુદ્ધ, ગાંધી, હિટલર,
ચર્ચિલ, સ્ટેલિન ...... આ બધાથી
આ બધાની વચ્ચે
વહેરાઈ રહ્યો છું સારથિ!
તું ક્યાં છે?

## હું તને યાદ હોઈશ? ☐ જગદીશ ત્રિવેદી

કોણ જાણે –
હું તને યાદ રહી ગયો હોઈશ કે નહીં?
મને તો બરાબર યાદ રહી ગયો છે તું.
પેલી એક ઘનઘોર તોફાની રાત્રે
અનંત આભમાંયે
તારાનું પોપચું પલકતાં પણ ડરતું હતું –
કેવળ તમરાંનો ત્રમકાર
રાતને ઘૂંટી ઘૂંટીને
ભીષણ કરતો હતો –
ક્યાંક જવા નીસરેલા મને
અંધારાએ એવો તો વીંટયો હતો –
ત્યારે તું –
કોણ જાણે ક્યાંથીયે ક્યાં ચડી આવીને
ઝબકી ગયો હતો –
વીજઝબૂકે
તું
એવું તો કશુંક હસી ગયો હતો –
એ તારો હસતો ચહેરો
મારી આંખોનાં અંધારાંમાં
હજી તગતગે છે –
હું તને યાદ રહી ગયો હોઈશ કે નહીં?
અને યાદ છે કે તને?
એક બળતા બપોરે
ક્યાંનો ક્યાંય પ્હોંચવા
નીકળી પડયો હતો હું –
જઈ પડાયું હતું જોજનો લાંબા રણમાં –
બળબળતા અંગારા જેવા રેતીના કણ –
અને

આકાશ પણ સૂપડાં ભરી ભરીને વરસતું હતું અગ્નિ.
હું સળગવાની ક્ષણોમાં જ હતો
ત્યાં
અગ્નિ વરસતા અનંત આભમાં
એક વાદળી વરસી ગઈ હતી -
ત્યારે જલઝૂલણે ઝૂલતો ઝૂલતો
તું એવું તો કશુંક હસી ગયો હતો -
મારી આંખોના અગ્નિમાં
હજી તું ઝૂલ્યા કરે છે જલઝૂલણે-
હું તને યાદ રહી ગયો હોઈશ કે નહીં?

અને પેલી -
સરી ગયેલી સૌ સાંજના જેવી જ
એક સાંજ હતી.
કોઈ ઘેરી અમૂંઝણ
કંઠને રૂંધતી હતી -
અને સાંજ તો એની મંથર ગતિએ સરકયે જતી હતી -
મારી અમૂંઝણ ડૂમો બનતી જતી હતી -

આખી રાત
એક નીરવ એકાંત ઉપવનની કુંજમાં મેં ગાળી હતી -
ઉષાનું પોપચું ઊઘડે એ પ્હેલાં તો
એક છોડની ડાળી પર
તાજા પ્રગટેલા પુષ્પની પાંદડીઓની વચ્ચે
શુંયે હસીને તું ફેલાઈ ગયો હતો પુષ્પમાં -
મારી આંખોની પાંદડીઓની વચ્ચે
હજી તને પ્રગટતો
અને આંખોમાં ઊતરી મારામાં ફેલાઈ જતો જોઉં છું.

હું તને યાદ રહી ગયો હોઈશ કે નહીં?
મને બરાબર યાદ રહી ગયો છે તું.

હથેલીમાં આ ધબકે કોનું હૈયું?
વર્ષ ૫: અંક ૩: ફેબ્રુઆરી, ૧૯૭૨
સળંગ અંક: ૨૭
મુખપૃષ્ઠ: સજાવટ: દિનેશ દલાલ

# કવિતા

| | |
|---|---|
| મેરાયન મુર | મુકુન્દરાય પારાશર્ય |
| વિપિન પરીખ | પુરુષોત્તમ રેગે |
| સુન્દરમ્ | પ્રવીણ પાંચાલ |
| અસિત પાલ | મનસુખલાલ ઝવેરી |
| ચન્દ્રકાન્ત મહેતા | ભગવતીકુમાર શર્મા |
| રમેશ પારેખ | હરીન્દ્ર દવે |
| કમલ વોરા | હરકિશન જોષી |
| જવાહર બક્ષી | મહેશ જોશી |
| વીરેન મહેતા | વસંત દાવતર |
| મુરલી ઠાકુર | દીપક મહેતા |
| મનહર ચરાડવા | મંગળ રાઠોડ |
| વજુભાઈ ટાંક | પ્રાણજીવન મહેતા |
| | ગૌરીપ્રસાદ ઝાલા |
| ભાનુપ્રસાદ પંડયા | પુરુરાજ જોષી |
| જગદીશ જોષી | માધવ રામાનુજ |
| સુરેશ દલાલ | નીલ |
| શ્યામ સાધુ | હરિવલ્લભ ભાયાણી |
| વિનોદ જોશી | મ. મ. દેશપાંડે |
| અરવિંદ મુનશી | નિરંજન યાજ્ઞિક |
| પ્રબોધ જોષી | રમેશ જાની |
| અરવિંદ ભટ્ટ | કનુ મહેતા |
| એન્તુનિન બાર્તુશેક | સ્ટીફન ડોબિન્સ |
| અનિરુદ્ધ બ્રહ્મભટ | સુમન શાહ |
| આનંદ મહેતા | જગદીશ ત્રિવેદી |
| ગની દહીંવાળા | જયંત પાઠક |

**સૂચનાઓ:** વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

**લવાજમ:** દેશમાં રૂપિયા છ, પરદેશમાં નવ, ત્રૈવાર્ષિક ૧૬, છૂટક નકલનો રૂપિયો એક.
**પત્રવ્યવહારનું સરનામું:** જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક: ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧.

## ક્યાં છે ? □ જયન્ત પાઠક

જાંબુડાના ઝાડ ઉપર લટકતો
લીલો લીલો મારો સૂરજ ક્યાં છે?

ક્યાં છે મારા ખેતરખૂણાના કૂવામાં
કબૂતરાંની પાંખો ઉપર સૂતેલો
ભોળો ભોળો અંધકાર?

પ્રભાત પંખીનાં પગલાંની લિપિમાં
આળખેલો
ડુંગર ફરતો, ચકરાવો એ ચીલો ક્યાં છે?

ક્યાં છે મારી પથ્થર વચ્ચે
પાણી લઈને વહેતી
શમણા જેવી નદી?

વનપરીના નાનકડા ખોબા જેવી
લહેરોની આંગળીઓ વચ્ચે
પવન રમાડતી
પેલી મારી તલાવડી ક્યાં છે?

ક્યાં છે મારું ટેકરીઓનું ગામ,
ગામનું ઘર, ઘરની કોઢ, કોઢમાં
અંધારાની કાળી ગાયને દહોતી મારી બા?
ક્યાં છે ......

## ખરેલા પીંછાની પંખીને વિનવણી □ ભાનુપ્રસાદ પંડ્યા

ગતિવર !
તમે ઊડી ગયા
અને હું પાંદડાની જેમ
ક્યારે ખરી પડ્યું ......
એ કાંઈ સાંભરતું નથી.
તમારી ઉડાનના છેલ્લા ઠેલાનો
રોમાંચ હજીય રૂંવે રૂંવે ત્રમત્રમે છે!
તમ સાથે ઊડતું ત્યારે
ક્યારે ય ન્હોતા જોયા એવા,
જેનાથી તમે દૂર દૂર સરતા
એ લોહપિંજરના સળિયા જેવા
રસ્તાઓ મારી આસપાસ ઘૂમે છે.
(ક્યાંય નહિ લઈ જનારા એ રસ્તાઓ !...)
ગગનના ખેલંદા, આ તો સ્થિતિનો મુલક,
ક્યાંથી અહીં પથહીણા પ્રદેશની પુલક?
મધુમાસે સુગંધના આકાર જેવી
ડાળખીઓ તમારા ઝૂલ્યાનો હું થરકાટ,
કિરણોમાં ઝલમલતો મલકાટ,
કલરવનો ઝીણો ઝીણો તાલ,
ચાંચે ચાંચે પસવારી તમે
કેવું રોમેરોમે આંક્યું હતું વ્હાલ?
કોઈ વંટોળનો વ્યાલ મને ગ્રસી જાય
તે પહેલાં, સમીરના સાથી! આવો,
ખર્યાની કોઈને ખબર ન પડે તેમ
પાંખે બેસારી લો મને...
અને ચોમેરનું સહયાત્રી બનાવો!

□ મકરન્દ દવે

આ ઝાકઝમાળ ભરી નગરીના સૂના ભમ્મરિયા ઘાટે
જે ચીજ તમારે માટે છે, એ ચીજ રહી મારે માટે.

રંગીન બજારેથી આવી આ ડોલી જે કિનખાબ તણી
ને બે'ક વળીમાં બંધાઈ સ્વારી સસ્તા અસબાબ તણી
જે ખૂબ અહીં ખોલી તે ગઠડી, હાય, હતી શું ખ્વાબ તણી?
    ક્યાં ઊડી પૂતળી પવનતણી થઈ રાખ પવનને સૂસવાટે
    જે ચીજ તમારે માટે છે, એ ચીજ રહી મારે માટે.

ને એમ છતાં ભડકે બળતા આ ઘાટે માથું કેમ ઢળે?
આ છેલ્લી હાર સ્વીકારીને બસ પગલાં પાછાં કેમ વળે?
ઓ પાગલ કોઈ સાદ કરો! સામેથી સાદ કદાચ મળે
    પણ કોણ જવાબ રહે માગી, જે મેળવવા માથા સાટે
    જે ચીજ તમારે માટે છે, તે ચીજ રહી મારે માટે.

મારાં પગલાં પાછાં આવ્યાં છે, જેને આજ વળાવીને
એ કેમ કહું શી વાત કરે છે મારી આગળ આવીને
ને ભમ્મરિયા સૂના ઘાટે પણ જૂની મૌજ મચાવીને
    ફૂલ અદીઠાં આપે છે ને પ્રાણ ભરે છે પમરાટે
    જે ચીજ તમારે માટે છે, એ ચીજ રહી મારે માટે.

## પાગલખાનું □ વિપિન પરીખ

અહીં
હિટલર પોતાની બંધ મુઠ્ઠીથી
હજી પણ હચમચાવે છે વિશ્વની સત્તાઓ.

કોઈ સીઝર પાછું ફરીને જુએ છે
ચિત્કારી ઊઠે છે: "બ્રુટસ, તું?"
ને ચોધાર આંસુએ તૂટી પડે છે ફરી ફરી.

સોનાના શિખર ઉપરથી ગબડી પડેલો કુબેર
હજી પણ વ્હેંચ્યા કરે છે દાન છુટ્ટે હાથે.

કોઈ રોમિયો હવામાં શોધ્યા કરે છે રૂપેરી લટ,
ને પુકાર્યા કરે છે "જુલિયટ, જુલિયટ, તું ક્યાં છે જુલિયટ?"

પિંગળાને અમરફળ આપી પસ્તાયેલો ભર્તૃહરિ
ધિક્કારે છે હજી પણ મદનને ખડખડાટ હસી હસી.

અહીં
અનંગનું બાણ ભાંગી ગયું છે.
અને તીર તૂટી ગયું છે.
અને સહુની આસપાસ
ફૂટપાથ પર બેઠેલા જ્યોતિષીની ચકલી
ચીં...ચીં...ચીં...ચીં...
કર્યા કરે છે...

## વિદાય, સખે! □ મૂળ પ્રાકૃત કવિતા □ અનુ.: હરિવલ્લભ ભાયાણી

ધીરેધીરે ગળતી જતી પૂનમનિશા –
ધીરેધીરે ઓસરી જતા સાગરતરંગે
ચંદ્રકેરું તરલતર પ્રતિબિંબ કંપે
(ઉદધિનું હૈયું અજંપે?)

## બળદ □ પ્રિયકાન્ત મણિયાર

અત્યારે એક એકામાં બાંધેલો સૂતો છું
ગુડઝ ટ્રેનમાં લઈ જવાના સામાનને બાંધે એમ ...
એકવાર આખા ય રસ્તે
મારી માતી ન્હોતી કાય
મારો ડુંગરિયો દેહ આજે આડો પડી ગયો છે.
ડોકું આડાની બહાર લબડી રહ્યું છે.
જાણે એમાંથી આંસુની જેમ હમણાં આંખ ટપકી પડશે.
હવે એટલો ય સંચાર થાય તો તો કેવું સારું;
એક આંખ—મેં ખેડેલો નિત્ય તે રસ્તો આ જ?
એમ વિમાસે છે
એક આંખ નિષ્પલક આકાશને જુએ છે.
એ આંખ તો મૃત્યુ પામેલા આકાશનો એક અંશ
થઈ ગઈ
મારી આટલીક અમથી આંખ મૃત્યુ પામતાં આખું
આકાશ મૃત્યુ પામ્યું
(રેકર્ડમાં વાગે છે મૃત્યુ મરી ગયું રે લોલ!)
હવે રસ્તો પણ ધીમે ધીમે શ્વાસ છોડી રહ્યો છે
જે કાંધ પર એકાનું લાકડું—નિત્ય વજન કાષ્ટ
રહેતું ત્યાં માખીઓ
ભાગ્યે જ ફફણતી–બણબણતી.
હવે બધી માખીઓ ત્યાં જ બેસે છે
આપણે મરી ગયા પછી આપણા ઉપર માખીઓ
બેસે ત્યારે કેવું સતપત સતપત થાય ...
હે ભગવાન – માખીઓને મોત હજો.
હું તો બધો બોજો—વહી જતો
રોજ થોડો થોડો
ભાર વહી શકતો
મૃત્યુમાં કેટલું લોહ હશે તે મારાથી



વહી શકાતું નથી
મારું અણિયાળું શિંગડું
કોઈ વાર એવું ડોલાઈ જાતું
કે સુકોમળ સમીરમાં રક્તની છાંટ ફૂટતી
શિંગડાં તો એનાં એ જ પરંતુ
ઊતરી ગયેલા પગ જેવા
તસુય જે રસ્તો કાપી ના શકે
મારા પૂંછડા માંય એક વૃક્ષ હતું
એની ડાળીઓ જેમ ડોલાવવી હોય તેમ હું
ડોલાવતો--એ તો મૂળમાંથી કોઈ કાપી ગયું

કેટલા યુગોથી હું ષંઢ
પણ બોજો વહવામાં બલવાન!
મારી ઇચ્છાની ઇન્દ્રિય તો આદિથી કપાઈ ગઈ
છતાં હું કેવું તરફડી તરફડી રસ્તો કાપતો હતો
આ મૃત્યુએ કઈ પરોણી મને ઘોંચી કે મારું
કંઈ ચાલ્યું જ નહીં

જુઓ પેલા સુકાઈ ગયેલા ખડમાં
કે જેમાં સૂરજ સાત કરોડવાર આનંદથી
આળોટયો છે
તે ખડના ખડકલાંમાં
પૂળેપૂળો ઊંચકતા—તેને ખાવાની મારી
જીભ જડી આવશે
હજી તો મારું ઘણું ઘાસ ધરતી પર બાકી છે.

હું ગાડું તાણતો હતો
મને મૃત્યુ તાણી ગયું
પૈડાં વિનાના ગાડામાં
ઢસરડીને
હજી તો હમણાં જ નાળ જડેલી

નકામી ગઈ
બીજો બળદ મને ખાલ ઉતરડાવાના તથા
ખાડામાં નાંખવાના સ્થળે લઈ જઈ રહ્યો છે
તે મને લઈ જઈ રહ્યો છે?
કે એને ય લઈ જઈ રહ્યો છે?
ત્રીજો વળી તેને
મૂગા મૂગા ચક્રો ...
પૈડાંના ચાકડા ઉપર
અમારો આવો ઘાટ
ઊતર્યો ... ...



ગીત □ મનહર ચરાડવા

છેટેરો શ્વાસ – એક તારો મુકામ આમ તો ય આમ લાગે કે દૂર છે!
આંખ્યુંના કાંઠે તું વારવાર આવે–નું
અજવાળું રોમ લગી થાતું,
આંગળીએ નાંગરેલી હોડી હરખાય એવું
ટેરવાંમાં કંઈક છલી જાતું!

ફળિયાનું મુખ પણ ગાતું ગુલમો'ર અને ઓસરી ઈ પગલાંનું પૂર છે!
છેટેરો શ્વાસ – એક તારો મુકામ આમ તો ય આમ લાગે કે દૂર છે!

સૂતાં સૂતાં ય રાત જેવું ના કહી, અહીં
સૂરજનું ઓરડામાં રહેવું,
અમથું અમથું રે પછી સોણાનું આવવું - માં
દરિયાઈ છોળ સમું વ્હેવું!
બારણિયે કૂંણાછમ હસમસ ઉજાસતણા બાહુમાં ગ્હેક-મ્હેક ઉર છે!
છેટેરો શ્વાસ–એક તારો મુકામ આમ તો ય આમ લાગે કે દૂર છે!

## બે તડકાકૃતિઓ ☐ ઉશનસ્

**એક તડકિત ટેકરીનું સૉનેટ—એક રસસંભ્રમ—**

તડક તડક્યો તડ્કા-તંબૂ, તણાવ તસોતસ;
તસતસતી કે મારી જાળી સુધી ઝૂકી ટેકરી
પચઝરપતી ધોળી ધોળી કવોષ્ણ હૂંફાળી;
બચબચવવા માથું ટીચું ઉતાવળું ગાભરું
સખત સળિયે આંખો મીંચી હું વાછરું, ટેકરી
–તણી ઢૂંઢી રહું ઊંચી પોચી તણી તનુ દીંટડી
તનિક મુખ જો આવે, આખી ચૂસી લઉં ચશ્ચશી
જરીક કર બે મારે આવે ફૂંકું, ફૂગડા જ શી
ફૂલવી ફૂલવી ગાલો ફૂંકી બજાવું હું શંખ શો
ધવલ ધ્વનિનું શંભુ જેવું વિતાન વણી તન;
ચળક પુલકો: રૂંવેરૂંવે તગે તડકા-કણો,
ચળક ચળકે નીલી ઝાંયે ગીલીગીલી પાંપણો,
જરી અડતી જ્યાં છેડાની ઊડાઊડ ઝાપટ
*અખિલ રૂપ લૌ લૌ શ્લેષે અધીર હું લંપટ.*

☐

તનિક તડકી ઝીણી ઝીણી તિરાડથી, કે પછી
પૂરવ ભણીની બારી-જાળી થકી, અથવા પછી
છપર-છતને ફાડી સિક્કા રૂપેરી વિખેરતી
મુજ ગરીબની ભાગ્યશ્રીના ઉઘાડ શી વેરતી વેરતી,
અહીંત્યહીં બધે ગારે લીંપી તિમિર-કુટી-તલે,
તરત મનનાં પાતાળોમાં સૂતાં જળ કલ્કલે,
તરત મનની વાવે કોઈ બીડયાં કમળો ખીલે,
તરત થતું કે હુંયે મૂળે કશો તડકો જ;-ને
અસલ ઘર મારુંય કોઈ ક્યહીં તડકા-પુરે;
અગર નહીં તો, આવું ક્યાંથી? હયાતી જ ફૂલ શી
તડતડી ઊઠે તડ્કે કોઈ દ્યુતિસ્ફુટ કેસરે!
અગર, નહીં તો ક્યાંથી આવું! જરી તડકે અડી
નજર-ડૂંખ કે ફૂલો ફૂલો! ફૂલે લચી પાંપણો!
અતલ ગહને ફૂટી રાતી ટીશે દ્યુતિ-કંપનો!

## પણ હવે આ રાત □ દિનેશ દલાલ

રાત સૂતી'તી
ને હું...

આજે સવારે
અચાનક,
કેટલાંયે સમયે
મારું હૃદય
ઘડીક માટે ધબકી ઊઠ્યું.
(દગાબાજ?! લાચાર ...)
જે આંખોએ
મને એકવાર ભરી ભરી ફરી ફરી
પીધો'તો
તે આંખો
ખાલી ખાલી નજર ફેંકી
ખિલખિલ કરતા
બાળકની સાથે
પાછળ ને પાછળ સરી ગઈ
અને વળી વળી હું...
ત્યાં તો
"ચાલો સા'બ
'હુતાત્મા ચોક'
આપકા સ્ટોપ આ ગયા."
અને
હું સ્વસ્થ થઈ ...

પણ હવે
આ રાત
મારી પથારી ખાલી કરે
તો
હું લંબાવું...

ખ્વાહીશ ☐ મેઘનાદ ભટ્ટ

રેતીને સહારે સરી જતા સમયને મારે પકડવો નથી
સમય તો મારાં વર્ષોની જેમ
કાચની નળીમાંથી સરી જાય છે.
સમયની સંગે સરી જતી રેતીમાં ખોવાયેલું –
– સદાય અલભ્ય લાગતું –
મને મારાથી વિકેન્દ્રિત કરતું એકાંત,
– એ જ મારું મનભાવન મોતી,
હું જન્મ્યો ત્યારે કુકડો બોલ્યો ન્હોતો –
– સવાર થવાની હતી ત્યારે!
મારા જન્મ સમયે, મધરાતે રહેલાં શ્વાનમિત્રો
કદાચ મારા ગતજન્મના મૃત્યુનો વિચાર કરતા હતા
(મારા એકાંતનું મૃત્યુ = મારા ગત જન્મનું મૃત્યુ).
મારા પુનઃજન્મને વધાવતી નીરવ શાંતિથી
અને અમાસના અગણિત તારાઓની નેત્રપલ્લવીથી
કદાચ તેઓ પણ ડરી ગયાં હતાં.
એથી જ કદાચ ત્યાર પછી ક્યારેય
મને એ શાંતિ, એ નીરવતા મળ્યાં નથી.
એમ તો
અવાજની આકૃતિ મને અતિવ છે પ્રિય
પણ અવાજના પ્રસવ પહેલાંની શાંતિ
મને એથીય અદકેરી છે પ્રિય.
એથી હવે માત્ર એક જ ખ્વાહીશ છે મારી.
મારા જન્મસમયનું એકાંત, એકલતા, અજ્ઞાન
મને સરી જતાં સમયની ક્ષણે ક્ષણે મળ્યાં કરે.



જવાહર બક્ષી

# આજના માણસની ગઝલ

ટોળાંની શૂન્યતા છું જવા દો કશું નથી
મારા જીવનનો મર્મ છું, હું છું ને હું નથી

હું તો નગરનો ઢોલ છું દાંડી પીટો અને
ખાલીપણું બીજ તો કોઇ કામનું નથી

શૂળી ઉપર જીવું છું 'ને લંબાતો હાથ છું
મારામાં 'ને ઈશુમાં બીજું કૈં નવું નથી

નામર્દ શહેનશાહનું ફરમાન થઇ જઇશ
હું ઢોલ છું, પીટો – મને કૈં પણ થતું નથી

સાંત્વનના પોલા થીગડાંમાં સૂરજ ગયા છે રાગ
બીડીના ઠૂંઠિયામાં કોઇ બોલતું નથી

1971 જવાહર બક્ષી

ફેરારા □ આંદ્રે રેઅલર □ સિતાંશુ યશશ્ચન્દ્ર

## ૧. લગ્નોત્સવ

અધૂરું, ચૈત્ર માસના ખેતર જેવું,
આકરા તડકે પોપાયલું,
આ નગર.
ફંગોળાઈ દેવાયું આકાશ આડે
એની શૂન્યતાને સંતોષવા ખાતર.

આવનારા લગ્નોત્સવની રાહ જુએ
ઈશ્વરના બાહુમાં જંપેલો બાગ.
ઊંઘભર્યું એક પુરાણપશુ
ઊંચકે પોતાનું માથું સૂરજ ભણી

સીધા ધસે શેકાઈ ગયેલી તાડ-ડાળ સમા રસ્તા.

## ૨. દેવો

શબ્દના પેટાળમાં કોળિયો થઈ ગયું છે એક
શહેર.
અરણ્યની ધાર પર કોઈકે
એક તાપણું પેટાવ્યું છે.

છેલ્લા દેવતાઓ મરણ પામે છે કેટલી
કાચી વયે, દેશવટે દેવાયલાનાં તેજ
બુઝાય છે વહેલાં જ, સૌંદર્ય
પાષાણમાં ઓસરી ચાલ્યાં.

એક બાહુ લંબાય છે ક્ષિતિજ તરફ
સાગ જેવો.
આયુષ્યના બહુ દૂરના એક સર્ગમાં
પ્રગટેલા રસ્તા
ભેગા મળે પાછા.

## ૩. ગીતો

લિન્ડન વૃક્ષ રોપે છે પોતાનાં ગીત આપણા હોઠ પર.
ઝરો એક વીંટળાય છે આપણાં વક્ષસ્થળ ફરતો.
તારાઓ વડે વીંધાયલા આપણાં નિતંબ પર થંભે છે એક ખરતું જાસ્મિન.
એક ગોવાળ પોતાની મુરલીને શેરીમાંથી ખોદી કાઢે છે.

–જીરવી શક્યો હોત તું વધારે વાર એનું મૌન––વ્યથા
જે લાંબી જીવનથી યે?
ક્ષિતિજની વળાંક લેતી રેખા વળી જાય
ભળી જાય પોતાના રહસ્યભર્યા આરંભમાં.

## ૪. ઝરો

રેતીમાં તેં ક્યારેક મીંચેલી આંખની રેખાઓ આંકી છે?
ભેળવી દીધાં છે તારા કરતલનાં સ્વપ્ન એક સનાતન અસ્તિત્વમાં?
તત્ક્ષણ આલેખી લે એમને તારી આંગળીઓની છાયામાં, વિસ્મૃતિના
આદિમ સ્થાનમાં.

તારા હાથના ઝરામાંથી જન્મ પામતો
જોવો છે મારે મારો દેશ.

## ૫. તાસોનો કેદી

તળિયા પાસે કેટલાંક પગથિયાં તૂટલાં છે.

"સમયના કૂવા પર મારા હાથ,
પ્રણયે જેમની ઊડ નમાવી દીધી છે તેવાં પંખી.
ઇચ્છાઓ––મરણ જેમનો તાજ.
સમયના કૂવામાં ઊતરે છે શોકનાં જળે ભરેલી ડોલ."

"મારી જેલકોટડીના ભીંતળિયે ફસડાઈ પડેલું એક નગર–એના કાયદા
મારા હાથમાં ગુલાબ જેવા કરમાયલા.
એનું મરણ પ્રવેશી ચૂક્યું છે
મારા પોપચાં તળે."

## ૬. હથેળીઓની શાતા

ચીચિયાટા ચીરી નાખે છે મારી આંગળીઓની ટોચને,
શાતાને મારી હથેળીઓ
સ્વોલો પંખી ફફડાવે છે એની પાંખોને મારા લમણામાં.

અમસ્તાની આશા જન્મી છે પાછી.
પૃથ્વીના દંડ પાસે હું જકડું છું આમર્ત્ય વિખવાદ.

## ૭. વીજરેખાનો માર્ગ

ઊંઘમાં જ ચાલી નીકળી છે પો નદી.
ખડકોથી ચેતનો રહે છે નાવિક, આ
ઉશ્રૃંખલ ઋતુમાં.
થંભાવે છે પોતાની નાવ.
ઓસરતાં પાણીની નાડી પર
ચંદ્ર પોતાનાં ટેરવાં મૂકે છે.
તારકોના પડઘા, મોકળો વરસાદ, વીજરેખાની
કેડી પર



**શિશુનું ગીત □ આર. એસ. થોમસ □ અનુ.: રાધેશ્યામ શર્મા**

આમારી સૃષ્ટિમાં અમે જીવીએ
નાનકડી એવી આ સૃષ્ટિમાં
હાથેપગે ભાંખોડિયાં ભરીને ય.
તમે તેમાં ઝૂકીને ના પેસી શકો.
મોટાં સૌ ટાળે છે.
તમે વિશ્લેષણ કરતાં ચક્ષુએ
ખાખાંખોળા કરો કે તપાસી વળો
છાનેમાને સઘળી વાતો સાંભળી લો
સ્તબ્ધ વિસ્ફારિત ચહેરે ભલે
તમે એ કેન્દ્રને શોધી નહિ શકો
જ્યાં રહી અમે નાચીએ
જ્યાં રહી અમે રમીએ
જ્યાં જિંદગી હજુ સુપ્ત છે
બંધ કુસુમ હેઠળ, નીડના બખોલમાંના ઈંડાની
સુંવાળી છીપ હેઠળ
જે તમારા દૂરસુદૂરના સ્વર્ગની
ઝાંખી પડેલી ભૂરાશની મજાક ઉડાવે છે.

## લોકલજ્જા □ મૂળ જાપાની મુક્તક □ હરિવલ્લભ ભાયાણી

ધોળે દિવસે તો –
કૈંક – હા, બળ્યું કૈંક પણ સમજી શકું,
કિંતુ અરે ઓ સ્વપ્નમાંયે મુજ તણા
તું લોકની દૃષ્ટિ થકી અમળાય! –
શેં જીરવી શકું?

□

## અમે □ ચંદ્રકાન્ત દત્તાણી

થોરના આ રોપ જેમ રોપાયાં છીએ
સાવ સુક્કાંભઠ્ઠ સૂસવતાં રણમાં ......

ભૂરાં એકાન્તના ભમ્મર પડછાયાનાં મોજાંઓ ઊઠીઊઠી તૂટતાં,
વાયરાએ ચીતરેલા ઓકળિયા ચાસથી ફણગા એકલતાના ફૂટતા,
દિવસ ને રાતના ખરખરતા પિછાંના વરસાદો કેમે ના ખૂટતા
પગલાં તો આમતેમ આથડી શકે રે
અમે ખોડાયાં સુક્કાં કળણમાં ......
થોરના આ રોપ જેમ રોપાયાં છીએ
સાવ સુક્કાંભઠ્ઠ સૂસવતાં રણમાં ......

રોજ રોજ રાખોડી ભ્રમણાની વણઝારો પીડાની પોઠ ભરી આવે,
ઊંડો ઉજ્જડતાનાં બળબળતાં ઝાંઝવાનાં તરણાંને આંખોઆંખ ચાવે,
આવડાં આ તપ તોય કાળઝાળ સૂરજના ત્રાંટોળા કેવું કેવું તાવે!
રેતીના ઢેર ઉપર ઢેર જાય ધૂંધવતા
ઢોરીધાકોર સાંભરણમાં ......
થોરના આ રોપ જેમ રોપાયાં છીએ અમે
સુક્કાંભઠ્ઠ સૂસવતાં રણમાં ......

## બે કાવ્યો ☐ સુન્દરમ્

### સિત્તેરે

[કવિ પૂજાલાલને]

એકડો માંડયો ત્યારે શી શી વીતેલ હા હતી,
પ્હોંચતાં દશમાં તો હા દાયકા વીતી શું ગયા!
કિંતુ જ્યાં દશ ને એક આવડ્યું, સીડી શું મળી,
કડેડાટ ચડયા પાદ, વીસ ને ત્રીસ બોલતા,
ચાલીસે ચમક્યા કેવી મજા છે ભણવા તણી,
પચાસે પૂર્ણ રાચ્યા ને સાઠે તો સિદ્ધ શા થયા.
અને સિત્તેર આવતાં – ગણવું પૂર્ણ શું થયું!
હશે શાશ્વતનો લેવો મધૂરો ઘૂંટ, મા હવે
દેતી અમૃતનો પ્યાલો, પીતા ર્‌હો નિત્ય અમૃત

☐

### પ્રિય ઉમાશંકરને

[૨૧ જુલાઈ, ૭૧]

'પકડી પકડી લાવો' કોલાહલ થઈ રહ્યો:
'પ્રેમને' ત્યહીંથી સામો શબ્દ કો આવિયો હસી:
'મને?' ને કામ તો મારું - હું તમને પકડીશ હા.

## ગઝલ ☐ અશરફ ડબાવાલા

ભીંતોની આસપાસ કોઈ રણ મળે નહિ,
મારી ગતિને ક્યાંય ચરણ પણ મળે નહિ.

તૂટી પડેલ સ્વપ્ન સમય થઈ સરી ગયું,
શોધું છું ક્યારનો ને મને ક્ષણ મળે નહિ.

દષ્ટિના તરંગો તો ક્ષિતિજે શમી ગયા,
દશ્યો ડૂબી રહ્યાં ને કારણ મળે નહિ.

હું કાચઘરમાં રહીને પ્રતિબિંબ થઈ ગયો.
કાયાની આસપાસ આવરણ મળે નહિ.

## ચાર કાવ્યો □ પન્ના નાયક

આજે ખુશ છું.
કેમ એ તો નથી સમજાતું
પણ આ ખુશીનો
સ્નેપશોટ લઈ
મઢાવી
સૂવાના ઓરડામાં ટાંગી શકાય?

□

ચોળાયેલાં, મેલાં,
ઘડી વગરનાં કપડાં –
મારા Bourgeois મનમાં
ખડકાયેલા વિચારો.

એમને છૂટાં કરી
સફાઈથી ધોઈ
ઇસ્ત્રી કરી
ગડી વાળી
વ્યવસ્થિત ગોઠવી દઉં છું ખાનામાં
પ્રસંગોપાત્ત પહેરવાનાં
છે એ જગત સામેનાં મારાં આયુધ?

□

આશંકા
બરફની શીતલતાથી દાઝેલાને
રુઝાવશે સૂર્યની ઉષ્મા?

□

આજે ભર ભર શિયાળાના
પીળા રણમાં
ઝંખું છું
ગુલમહોરની ઝુમતી જ્વાળાનો સ્પર્શ
પછી,
હું ખુદ વસતપંચમી.

## એક દૃશ્ય □ પ્રબોધ જોશી

દૂર દૂર આથમતો સૂરજ
દીવાટાણે પાછી વળતી ગાયોનું ધણ ચારતો...
મંદિરોના ઘંટનાદના શ્વાસ હવે ઘૂંટાતા.
પનિહારીનું મૌન રહે છલકાઈ કૂવાને કંઠે
આછા આછા પડછાયાને ગળતો સૂરજ ...
કોઈ મુસાફર નહીં ચોતરે

વડલો એકલવાયો ડોલે

વગડો દૂરદૂરથી બૂમો પાડે.
વાળુટાણે પાછા વળતા કો'ક ખેડૂની એક બૂમને
સીમ બધે પડઘાવે.
મચી રહે કલશોર, ખોરડું આળસ મરડે
દીવાના ઝાંખા અજવાસે
માજી જાણે વૃદ્ધ આંખ પર સજી નેજવું
સીમ લગી ફરી આવે.

## પાછા આપો □ વિપિન પરીખ

આ ડામરના રસ્તાને ઊખેડી મૂકો
અને પાથરી દો મારા ગામની માટી
આ પથ ઉપર.
સળગાવી દો આ લાલ રાક્ષસી બસોને
ને
રણઝણતી ટોકરીઓને ધીમે ધીમે
અહીંથી પસાર થવા દો.
આભનું ગળું રુંધતાં
આ તોતિંગ જેવા જુઠ્ઠાં મકાનોને ગબડાવી દો ફૂંક મારીને.
અને
મારા ખોરડાને ફરી ઊભું કરો.
ઠેલી દો આ મેલા સમુદ્રને જોજનો દૂર
અને વહાવી દો અહીં
મારા ગામની નદીના કલકલતા સૂર.

અને એને કાંઠે મારાં વૃક્ષો
મને
પાછા આપો.

## કાલ અને આજ □ જગદીશ ત્રિવેદી

ધોમ ધખતો તડકો ગઈ કાલનો
આજે વરસે છે વરસાદ થઈને!
ધોધમાર વરસતો વરસાદ ગઈ કાલનો
આજે લહેરાય છે હરિયાળી થઈને!
વંટોળિયામાં ઊડતી સ્મશાનની ધૂળ ગઈ કાલની
આજે ઝૂલે છે ખેતરમાં ધાન્યકણસલું થઈને!

# શ્રીમદ્ ભગવદ્ગીતા

## અધ્યાય ૫: કર્મસંન્યાસયોગ

### અનુ.: મનસુખલાલ ઝવેરી

અર્જુન બોલ્યો :

કર્મોનો આપ સંન્યાસ ને વળી યોગ, બેયને
વખાણો છો : કહો જી, તો મને નિશ્ચિત રૂપથી,
ચડિયાતો કયો છે આ બેમાંથી એક માર્ગ તે. ૧

શ્રી ભગવાન બોલ્યા :

કર્મસંન્યાસ ને કર્મયોગ, એ બેય મોક્ષને
આપે છે; તોય બન્નેમાં
કર્મસંન્યાસથી પાર્થ! કર્મયોગ જતો ચડી. ૨

જે કશાને ન ધિક્કારે ને કશી ન સ્પૃહા ધરે,
જાણવો નિત્યસંન્યાસી તેને: અર્જુન, કેમકે
રાગદ્વેષાદિ દ્વંદ્વોથી મુક્ત હોય મનુષ્ય તે
કર્મબન્ધનથી છૂટી સહેલાઈથી જાય છે. ૩

અજ્ઞાનીઓ કહે છે કે સાંખ્ય[૧] ને યોગ[૨] છે જુદા
એકબીજાથી; પંડિતો કહેતા નથી; કેમકે
બેમાંના કોઈનેયે જો મનુષ્ય સારી રીતથી
આચરે તો મળે તેને ફળ બન્નેનું, ભારત! ૪

મોક્ષનું પદ જે પામે જ્ઞાનીઓ, ત્યાં જ પ્હોંચતા
કર્મયોગીય; છે એક સાંખ્ય ને યોગ એમ જે
જુએ તે જ જુએ ખરું. ૫

કિન્તુ, છે દોહ્યલો, યોગ વિના, સંન્યાસ પામવો;
વાર ના લાગતી કર્મયોગીને બ્રહ્મ પામતાં. ૬

[૧] સાંખ્ય = જ્ઞાનયોગ [૨] યોગ = કર્મયોગ

અન્તઃકરણ જેનું છે શુદ્ધ, જેણે કર્યાં વશ
મન ને ઇન્દ્રિયો, જેનો આત્મા સૌ ભૂતમાત્રનો
બની આત્મા ગયો, તેવા કર્મયોગી મનુષ્યને,
૭ કરે કર્મ, છતાં લાગે પાસ ના પાપપુણ્યનો.

જુએ, સુણે, અડે, સૂંઘે, ખાય, જાય, ઊંઘે, શ્વસે,
હાજતે જાય, લે, બોલે, આંખો ખોલે, બીડે, તદા
ઇન્દ્રિયો પોતપોતાના વિષયોમાં પ્રવર્તતી,
સમજી એમ તત્ત્વજ્ઞ યોગીએ, પાર્થ, માનવું:
૮-૯ "હુ કાંઈ કરતો નથી."

સમર્પી બ્રહ્મને, છોડી આસક્તિ, કર્મ જે કરે,
૧૦ લિપ્ત એ થાય ના પાપે, જળથી પદ્મપત્ર શે.

માત્ર કાયાથી, બુદ્ધિથી, મનથી, ઇન્દ્રિયો થકી
કરે છે કર્મયોગીઓ કર્મ, આસક્તિને તજી,
૧૧ આત્મશુદ્ધિતણે કાજે.

કર્મના ફળનો ત્યાગ કરીને યોગી મોક્ષને
પામે છે; યોગથી યુક્ત ન્હોય તે, ફલમાં થઈ
૧૨ આસક્ત, કામનાઓથી પ્રેરાઈ બદ્ધ થાય છે.

મનથી સર્વ કર્મોનો કરી ત્યાગ, જિતેન્દ્રિય
મનુષ્ય, આ નવ દ્વારવાળા દેહરૂપી પુરે
૧૩ આરામથી વસે છે. કૈં કર્યા કે કારવ્યા વિના.
મનુષ્યોનાં ન કર્મોને કે ન કર્તૃત્વ કર્મનું,
પરમાત્મા રચે છે; વા રચતો એ ન એમનાં
૧૪ કર્મ ને ફળનો સંધિ: પ્રકૃતિ જ બધું કરે.

પરમાત્મા નથી લેતો પાપ કે પુણ્ય કોઈનાં;
૧૫ જ્ઞાન ઢંકાયું અજ્ઞાને તેથી મૂંઝાય પ્રાણીઓ.

પોતાનું એહ અજ્ઞાન જ્ઞાનથી જેમનું ટળ્યું,
તેમનું સૂર્યની જેમ જ્ઞાન એ પરબ્રહ્મને
કરી દે છે પ્રકાશિત. ૧૬

પરબ્રહ્મ વિશે લીન વિવેકબુદ્ધિ જેમની,
મન તન્મય, તેનામાં સ્થિર, તેમાં પરાયણ,
ને જેનાં પાપ પામ્યાં છે નાશ જ્ઞાનથી, તે જનો
જતા ત્યાં, જ્યાંથી પાછું ના આવવાનું અહીં થતું. ૧૭

વિદ્યાવિનયસંપન્ન બ્રાહ્મણ, ધેનુ ને ગજ,
શ્વાન, ચાંડાલ, સૌ પ્રત્યે જ્ઞાનીની દષ્ટિ એકજ. ૧૮

સમત્વે ચિત્ત છે જેનું સ્થિર, છે જીતી તેમણે
જીવતેજીવ સૃષ્ટિ આ; બ્રહ્મ છે મુક્ત દોષથી
કર્તા-કારિયતા કેરા; અને છે સમ સર્વથા;
તેથી, અર્જુન! જ્ઞાનીઓ તે છે બ્રહ્મ વિશે સ્થિર. ૧૯

મળ્યે પ્રિય, ન પામે જે હર્ષ; ને ખેદ ના ધરે
પામ્યે અપ્રિય, છે જેની બુદ્ધિ સ્થિર અને શમ્યા
જેના સંશય તે બ્રહ્મજ્ઞાની બ્રહ્મ વિશે સ્થિર. ૨૦

બાહ્ય ભોગો વિશે જેને નથી આસક્તિ, મેળવે
સુખ જે નિજ આત્મામાં, જેણે સંધાન છે કર્યું
આત્માનું બ્રહ્મ સાથે, તે સુખ અક્ષય્ય પામતો. ૨૧

ઇન્દ્રિયસ્પર્શથી ભોગો પાર્થ! જે ભોગવાય તે
દુ:ખનાં જ બધા મૂળ: આદિ ને અન્તવંત તે;
જ્ઞાની તેમાં રમે નહિ. ૨૨

કામક્રોધથી જન્મેલા આવેગોને અહીં જ જે,
દેહને છોડતાં પ્હેલાં, શકતો જીરવી લઈ,
તે યોગી, તે સુખી નર. ૨૩

અન્તરે સુખ છે જેને, જેને છે શાન્તિ અન્તરે,
લાધ્યો અન્તરમાં જેને પ્રકાશ, કર્મયોગી તે
૨૪ બ્રહ્મરૂપ બની, પામે બ્રહ્મનિર્વાણ મોક્ષને.

બ્રહ્મનિર્વાણ પામે છે ઋષિઓ, પાપ જેમનાં
થયાં છે ક્ષીણ, ને જેના સંશયો છિન્ન, જેમણે
ચિત્તને વશ કીધું છે, અને જે પ્રાણિમાત્રના
૨૫ મચ્યા કલ્યાણકાર્યમાં.

કામક્રોધથી જે મુક્ત, ચિત્ત સ્વાધીન જેમનું,
યતિ તે આત્મજ્ઞાનીને બ્રહ્મનિર્વાણ, અર્જુન!
૨૬ છે સર્વત્ર સમીપમાં.

બાહ્ય ઇન્દ્રિયભોગોને બ્હાર રાખી દઈ, કરી
દૃષ્ટિને ભ્રૂકુટિ વચ્ચે સ્થિર, ને નાસિકા વિશે
આવજા કરતા પ્રાણ-અપાન વાયુની ગતિ
સમાન કરીને જેણે ઇન્દ્રિયો, મન, બુદ્ધિને
કર્યાં છે વશ ને જેનાં ઇચ્છા, ક્રોધ અને ભય
ગયાં છે ચાલી તે, પાર્થ! મુનિ મોક્ષપરાયણ
૨૭-૨૮ મુક્ત જ છે સદા.

યજ્ઞ ને તપના ભોક્તા; સ્વર્ગાદિ સર્વ લોકના
મહા ઈશ્વર, ને મિત્ર સર્વ ભૂતતણા મને
૨૯ જાણીને શાન્તિ પામે છે મુનિ તેહ, ધનંજય!

કર્મસંન્યાસયોગ નામે પાંચમો અધ્યાય પૂરો.

## સૂરજ □ જયન્ત પાઠક

કાળા કાળા કેશ સુંવાળા વનમાં
અવળોસવળો ભૂલો પડીને ભટકે સૂરજ;
તળાવડીને તીરે પાંપણપાળે
કરે ડોકિયાં જલમાં
કાજળના લૈ ડાઘ નીકળે પલમાં;
પલમાં ઠરે
ભીની ભીની ગુલાબની પાંખડીઓ પરે
પાંખડી કંપે, થરકે રંગ અજંપે;
સૂરજ સરે ખરે
ટેકરીઓની તગતગતી ટોચો પર તરે;
હૂંફમાં આળોટે ઓગળે
ઓગળી જાય વહેતો
વ્હેતી નદીમાં પડતું મૂકે
જાણે તણાતો ઊંડી ખીણને પથે
એકાન્તોના અણબોટયા કુંવારા
ભીના અંધકારને મથે.

## હું અને સમય □ યોસેફ મેકવાન

અસ્તિત્વના બરડ રંગના અબ્ધિ તળે
જરા જરા સળવળ્યા કરે સમય
લયના વલયમા તરડાય આકૃતિ
ઊઠે ક્ષણોની પરપોટીઓ ...
આંખોના આકાશમાં વાદળનાં પંખીઓ
અવાજ વિના તરતાં તરતાં જાય ...
ઘર સામે
સ્કાયસ્ક્રેપર ચણાય
અવાજોનો સિમેન્ટ ઊડયા કરે ...
જોઉં ? જોઉં કોઈ બૂડયા કરે ...
સિમેન્ટ ઊડયા કરે...
પશ્ચિમે
દિવસનો મ્લાન કાગળ
શાંત
ભડભડ બળે
હું અસ્તિત્વના બરડ રંગના અબ્ધિ તળે...

## જૂનાગઢ: બે ચિત્રણો □ હરીન્દ્ર દવે

[૧]

કહે છે કે રાંક્વાટ હજી
ઉપરકોટની બૌદ્ધ ગુફાઓમાં
સાધુઓ પાસે જડીબુટ્ટીની તલાશમાં ફરે છે:
અડીકડી વાવનાં
એકસોબોંતેર પગથિયાં
હવે પનિહારીઓ ઊતરતી નથી, ચડતી નથી.
હા, કોઈ આધાશીશીનો દરદી આવી
મસ્તક પર લીલનો લેપ કરી જાય છે,
ત્યારે એ પગથિયાંમાં
જે ઊતરી પણ પાછી ક્યારેય ચડી નહીં
એવી પનિહારીઓ અજંપાનો ચિત્કાર કરી ઊઠે છે:
–'દરદથી મુક્તિ મેળવવી છે?
તો અમારી માફક આ એકસોબોંતેર પગથિયાં ઊતરો
અને પછી ક્યારેય ચડો જ નહીં!'

વાવની પનિહારીઓ નસીબદાર છે.
નવઘણ કૂવાનાં બસ્સોપાંસઠ પગથિયાં ઊતરી
ત્યાં જ રહી ગયેલી પનિહારીઓને
રોજ થોડી થોડી વારે પથ્થરો વાગે છે–
પથ્થર ફેંકો, ઘડિયાળ સામે જુઓ,
ચાર સેકંડ પછી 'ડુબક' અવાજ સાંભળો
–આ સહેલાણીઓને કેમ સમજાય કે
ચાલુક્ની આંખના આંસુને
આ તળિયે પહોંચતા એથી વધારે સમય લાગ્યો હતો!

ક્યારેક સોમનાથ પર
બબ્બે માઈલના અંતરેથી જેણે આગ વરસાવી હતી
એ ગીઝનીની તોપોમાં હવે ઉંદરો દર કરે છે.
નવ નવઘણ, સોળ સામંત, એક માંડળિક
અને ખેંગારની ગાદી–
હવે ત્યાં છે વેરાન રાજમહેલ, અપૂજ ઈબાદતગાહ.
સામે શિવાલય છે, શિવલિંગ વિનાનું.
હજી થોડોક જીવ છે રાણકની ચૉરીના ચાર થંભોમાં
ત્યાં આયરાણીઓ આવી કંકુ વેરી જાય છે.

[૨]

મૃત્યુ અહીં સદીઓ થયા વસે છે,
પણ મકબરાથી એને સજાવ્યે હજી
દાયકાઓ જ થયા છે!

મહોબતમકબરાની આખડી લીધી છે
જે કહેતા જ
આખડી પૂરી કરનાર નવાબ હવે નથી
એટલે અઢી દાયકાથી બહુ લોકો માનતાએ આવતા નથી!

મૃત્યુને સંતસ્થાને મૂકતી સત્તા નથી
એટલે શેષ રહે છે મૃત્યુ
કયામતના દિવસની રાહ જોતું
સામે જ માણસે ઊભી કરેલી અદાલતની
ઉપેક્ષા કરતું
શુદ્ધ મૃત્યુ અહીં વસે છે.
હવે કદાચ કોઈ મૃત્યુની આખડી રાખે
તો ફળે પણ ખરી!
વૃક્ષો જીવે છે
મૃત્યુ પર વીંઝણો કરતા.

પથ્થરનાં મકાનો
આરસના મકબરાઓ
આ વચ્ચે છે
વરસોથી વપરાવાને કારણે જેનાં પાનાં
છૂટાં પડી ગયાં છે
એ કુરાનસાહેબની નકલ
કહે છે કે હજી થોડા માણસોના
છિન્નભિન્ન ભીતરને સાંધી આપે છે!

## હું + ૦ – Life ÷ સમય □ જગદીશ જોષી

કળતાં અંગો......
ચોળાયલી પથારી......
Bed-tea......

મોઢા પર પાણીની છાલક પડતાં જ
ખ્યાલ આવ્યો
મારા મોડા ઊગેલા સૂરજનો...
સૂરજના સાતે અશ્વો થાકેલા:
અને,
રાત પડે તે પહેલાં......
......રાત પડે તે પહેલાં......

મોટો બાથરૂમ, green tiles
Shower અને Tubની luxuryને
કઠે છે Timeની દરિદ્રતા.

દિવસે નક્કી કરેલી appointmentsની ગતિથી
ટુવાલ શરીરને ચોળતો રહ્યો.

આજે દોડધામ ગજબની છે:
એકાદ appointment cancel કરવી પડશે.
અને......... હા,
ઈશ્વરની appointment તો ક્યારની cancel કરી ચૂક્યો છું.

મેળ વગરનાં રોજમેળનાં પાનાંઓ:
એને ક્યારે સરખા કરીશ?

જીભ પર આવતા
ચાલુ ગીતને હડસેલીને
ગાયત્રીમંત્રનું હોઠ પર ચિતરામણ કર્યું.

બહાર નીકળ્યો ત્યારે
ઈશ્વર એમના નિશ્ચિત સ્થાને હતા.
ફૂલની પડી, દીવો અને અગરબત્તી–બધું જ તૈયાર હતું.
મારે તો ફૂલ ચડાવવાનાં હતાં.
અને,
દીવો-અગરબત્તી કરવાનાં હતાં.
આખી રાત ફ્રીઝમાં પડેલાં ફૂલોનો
ફિક્કો ચહેરો
અને ફ્રેમમાં ગોઠવેલાં દેવદેવીઓ.

આશીર્વાદની લાલચે પૂજાનું કામ પતાવતા મારા હાથ-
-ને ફોનની ઘંટડીએ પકડ્યો એક પળ.
હશે કોઈનો ફોન......
ત્યાં બેબીની બૂમ: "પપ્પા ! ફોન ..."
"કહી દે, હું કામમાં છું. Wait a minute. પણ, છે કોનો
બૅન્ક મેનેજરનો ?
તો ઊભી રહે: હું જ જાતે જાઉં.
મોટી લોન લેવાની છે........"

! હા જી સાહેબ !
અત્યારે તમારા જ વિચાર કરતો હતો–
telepathy......હા......હા......હા......
હા જી, જરૂર...... ટાઈમમાં ફેરફાર કરી શકાય–
આપને અનુકૂળ, તે મને પણ;
હા જી, જી...હા.
જી, હા...... હા જી, હા જી, રાજી-જી, જી...હા, હા જી.

માણસ accommodative છે.
(ભગવાનનો પાડ માનીએ તેટલો ઓછો !)

ઈશ્વર એમના નિશ્ચિત સ્થાને.

ખુલ્લી પડેલી ફૂલની પડી, સળગાવેલો દીવો ને નહીં સળગાવેલી અગરબત્તી.

"સાહેબ ! જમવા પધારો છો ?"
ના, મા'રાજ, Time ક્યાં છે"
(ને હા, આજે તો Bank સાથે Lunch લેવાનું છે.)
અરે, રમા,
acidity, blood pressure અને diabitisની ગોળીઓ આપ.
અને...... મા'રાજ, ભગવાનને પ્રસાદ ધરવાનો રહી ગયો છે
તે તમે જ ધરી દેજો.

રામ
રમો
રમા...........
હત્તારી,
અત્યારે તે કવિઓની જેમ શબ્દોની રમત કરવાનો
અર્થ છે ખરો?

માનસિક વૈધવ્ય ભોગવતી કુમુદ,
Sensitivityથી રીબાતો સરસ્વતીચંદ્ર :
'સરસ્વતીચંદ્ર'ના ચાર ભાગ જેવો આ સંસાર......
વિચાર......વિચાર......વિચાર......વિચાર......

મારા ત્રીજા, પાંચમા અને સાતમા સ્થાનમાં
જડ ઘાલી બેઠેલા મંગળ–ગુરુ–અને–શુક્ર......

કુંડળીમાંથી બહાર પડવાનો મારો પ્રયત્ન.
Liftની તમા કર્યા વિના
Carની Keyને હાથમાં ખખડાવતો
નીચે ઊતર્યો.

Office પર પહોંચ્યો
ત્યારે
સૂરજના પાંચ ઘોડાના મોઢામાંથી તો ફીણ નીકળતાં હતાં.

મારા આવવાની ખબર પડતાં જ
telephone-operator, steno-typist, accountants, peon
અને dear P.A. —
બધાં જ કામમાં હોવાની હકીકતને Life-like બનાવવા
Surrealistic efforts કરવાં લાગ્યાં.
પણ......
હું એટલું તો પામી ગયો કે
મારા આવતાં પહેલાં પણ, જો કોઈ કામ કરતું હોય તો, તે
મારી officeનું air conditioner અને ઘડિયાળ !

પણ–
બધાંને બધું, કે
કોઈકને કંઈક પણ
કહેવા જેટલો પણ સમય ક્યાં રહ્યો છે?

સમયને fracture થયું છે.
Visitors આવે છે, જાય છે; જાય છે, આવે છે.
ને હું plasterમાં.
હું જાઉં છું, આવું છું, આવું છું, જાઉં છું.
ને સમય plasterમાં.
□

મૃત્યુને પડકાર □ આર્નોલ્ડ ટૉયન્બી □ ગગનવિહારી મહેતા

કાલ સાથે હું શરત ખેલ્યો
હું ત્વરિત વધ્યો; એ થંભ્યો, હું જીત્યો.,
હવે, સુસ્ત અને નિદ્રિલ મૃત્યુ !
તારે ઘા કરવો હોય તો કર !
મેં જે સરજ્યું છે એ તુ ભૂંસી નહિ નાખી શકે.

## બે કાવ્યો □ રાજેન્દ્રસિંહ જાડેજા

પૂર્વની બારીમાંથી
આવતો સૂર્યપ્રકાશ તો
આજેયે રોજના જેવો જ હતો:
પહેલા
કેસરી, પછી
પીળો પીળો થઈ
પછી
પાછા પગલે ચાલતો ચાલતો બારી બહાર–

તમે તડકાને ચાલતો જોયો છે?
હું તો એ જ જોઉં છું
અને છતાં
જ્યારે જ્યારે જોઉં છું ત્યારે ધ્રૂજી ઊઠું છું,
કારણકે
પાછા પગલે
ચાલતો તડકો જાણે
મને ય એની પાછળ પાછળ પાછળ પાછળ
જવા
લલચાવે છે.

મારે જવું નથી, મારે જવું નથી, મારે જવું નથી, મારે...

□

પ્લેટફોર્મના ગેલ્વેનાઈઝ્ડ છાપરામાં ઊંઘવાનો પ્રયત્ન કરતાં હારબંધ–
આપણે સૌએ આંખો બંધ કરીને સૂઈ જવું જોઈએ.
પીપળનાં લાલ લાલ પાન લીલાં લીલાં થઈને પછી પીળાં પીળાં થઈ જાય છે.
મોટરના સ્થિર દેખાતા પૈડાંની સ્ટીલ પ્લેટમાં
રસ્તા પરનાં ઝાડ, ટેલિફોનના થાંભલા અને
આકાશ ગોળ ગોળ ફરે છે:
– કબૂતરોની આસપાસ એન્જિનનો ધુમાડો વીટંળાયો છે.

## તું મને પૂછે છે □ પ્રાણજીવન મહેતા

તું મને પૂછે છે
આ ગળામાં બાંધેલ તાવીજમાં શું ભર્યું છે?
હું કહું છું:
એમાં નર્યો અવકાશ ભર્યો છે.
એ સાંભળી તું ખડખડાટ હસી પડે છે.
તારા એ હાસ્યના ધ્વનિથી
પેલા તાવીજમાં ભર્યો અવકાશ ખળભળી ઊઠે છે.
તરંગો વહેતા થાય છે;
અને તરંગોની પાછળ પાછળ સરકતો જાઉં છું હું
પેલા અવકાશમાં.
તું મને પૂછે છે–

તું મને પૂછે છે
હું શું શોધી રહ્યો છું તારી આંખોમાં?–
હું કહું છું:
પેલો એક અક્ષર
જે વિના મારું નામ અપૂર્ણ રહી જાય છે.

ક્યો અક્ષર?
તું સાશ્ચર્ય મને પૂછે છે ફરી
હું કહું છું ફરી:

નક્ષત્રોની બારાક્ષરી શીખતાં શીખતાં
તારી સામે જોયું અને જે અક્ષર ચૂકી ગયો
તે અક્ષર શોધી રહ્યો છું તારી આંખોમાં.

તું પલક ઢાળી દે છે અને હું
અપૂર્ણ નામવાળો
ખોવાયલા અક્ષરને નક્ષત્રોમાં શોધું છું.
તું મને પૂછે છે–

## હાઇકુ □ મુરલી ઠાકુર

સૂકા રણમાં
શંખ વાયરા ફૂંકે
કોણ સાંભળે?

## ઓ રે, કાચી રે ખજૂરીજીના વીંઝણા

રમેશ પારેખ

ઓ રે, કાચી ખજૂરીજીના વીંઝણા ......
ઓ રે, કાચી રે ખજૂરીજીના વીંઝણા

કોણે રે કોણે રે તારી રોપી હશે વેલ
કોના હાથે રે ઢોળાયા હશે નમણા
કોણે રે લલાટમાં કંડારી દીધાં રણ
તમ કોણથી વેડાયા ડાબા - જમણા?
ક્યાંથી રે છપાણી આ દુવારકાની છાપ?
ને સંગાથ્યા તમે કેમથી વિટમણા?

ઓ રે કાચી રે ખજૂરીજીના વીંઝણા...

સોળ રે કળાએ ઊંચી ડાળ તમે બેસતા
ને નીચે રે આકાશ નાનું ઝૂલતું
અછવાડે – પછવાડે હડસેલા રામ
હવે જૂનું યે કમાડ નથી ખૂલતું
કેવા રે વછોયા તમે કોણથી કે
સંગ આમ કારમે ત્રિભેટે થયા આપણા

ઓ રે કાચી રે ખજૂરીજીના વીંઝણા

## મારે પણ □ શીતલ શાહ

ઊંચે ઉલાળેલો પાંચીકો
હથેળીમાં ઝિલાઈ જવા નીચે ઊતરે
તે પહેલાં જો સમયને
ચૂંટી ખણી લેવાનું અડપલું
પ્રિયા કરતી હોય તો મારે પણ
મોડા આવવાનું કારણ બનીને આવેલા
સમય જોડે દોસ્તી
કરવી પડશે.

## આસ્તિક્ય □ શીતલ શાહ

...અથવા તો હું આકાશ થઈને જન્મીશ.
હું કંઈ કોઈનો ઓથાર લઈને ઊભો નથી.

જન્મ્યો
એટલી વાર છે, સૂર્ય, ચંદ્ર અને
ઈશ્વરને ય હાંકી કાઢીશ;
આ લોકો કદાચ ભૂલી જાય છે
કે એ સૌ મારે આધારે
ઊભા છે.

ત્રણ ગઝલ □ મનોજ ખંડેરિયા

શબ્દનું અસ્તિત્વ પળ જેવું હશે
કે યુગોને છળતું છળ જેવું હશે

આ સ્મરણ ઊંડે સુધી ઊતરી ગયાં
લોહીમાં પણ કે વમળ જેવું હશે

આપણે કાંઠા સમા નિર્મળ હતા.
એમનું વ્હેવું ય જળ જેવું હશે

એ પ્રસંગોનું હવે અસ્તિત્વ તો –
વસ્ત્ર પરની કોઈ સળ જેવું હશે

દોસ્ત, નહીંતર આ ધ્વનિ છે કાચ શો
તારી દૃષ્ટિમાં પડળ જેવું હશે

ચાલ લેશું શુભ્રતાના શ્વાસ ત્યાં
મૌનનું ઘર પણ કમળ જેવું હશે

□

હું સમયથી ભાગી છૂટી જાઉં ક્યાં
પારદર્શક શહેરમાં છુપાઉં ક્યાં

હું ક્ષિતિજની બ્હાર હોઈશ, આવજે
આ જગામાં આ રીતે રોકાઉં ક્યાં

હું સ્વયં અંધાર છું, ના શોધ કર
તારી ફરતો છું, તને દેખાઉં ક્યાં

હું પવનથી પાતળું કે પોત છું
મુઠ્ઠીમાં હોવા છતાં પકડાઉં ક્યાં

આ ધુમાડો ઊડતો ઘોંઘાટનો
શાંત ક્યાં વાતાવરણ છે, ગાઉં ક્યાં

□

શબ્દ તૂટયો એ જ ક્ષણ દોડી ગયું
સૂર્યમાં પાછું કિરણ દોડી ગયું.

એની સાથે મારી ઓળખ પણ ગઈ
ઝાંઝવા સાથે જ રણ દોડી ગયું

આ પડયો છે હાથ ખાલી વન સમો
આંગળીમાંથી હરણ દોડી ગયું

કાંચળી માફક ઉતારીને મને
કોઈ સર્પીલું સ્મરણ દોડી ગયું.

હું હજી ઊભો રહ્યો છું કેન્દ્ર પર
કોઈ લઈ મારા ચરણ દોડી ગયું...

## એક (પ્રામાણિક) વૃદ્ધે કહ્યું– ☐ રાજા મંગળવેઢેકર

[ મરાઠી કવિતા ]

જુવાન દોસ્તો!
શા માટે માગો છો માર્ગદર્શન?
શબ્દકોશનું કદ વધારનારા
અને ભાષાને અકાળે વૃદ્ધ કરનારા
આ શબ્દોથી
સાવધ રહો!

અમારા ધોળા વાળથી ફસાશો નહીં:
તેનો રાખવો જોઈએ એટલો જ મલાજો રાખો
બાકી તમારો રસ્તો તમે જ શોધો.

અમે પુષ્કળ ઉનાળા-ચોમાસા જોયા–
કબૂલ.
પણ, ખરે જ
તેનું શ્રેય ઋતુચક્રોને જ.
ખૂબ રખડયા–
પણ એથી અમને અચૂક માર્ગ
મળ્યો જ એમ કહેવાય?
નો...નો...નો...દોસ્તો;
ભળતી જ ગેરસમજ કરશો નહીં.
ને તમને પરવડશે નહીં.

અમને પૂછશો, તો હવે ગેરસમજ સિવાય
બીજું નંદનવન અમને મળ્યું જ નથી.
અરે, કરમાઈ ગયેલા અમારી પાસે
હોઈ હોઈને શું હોય?
પરાભવ અને નિરાશાની એક પ્રદીર્ઘ ગાથા!

પણ દોસ્તો,
તમે જુવાન છો.
તારુણ્યને પરાભવ અને નિરાશા: આ વસ્તુ
અપરિચિત જ હોય છે.
અરે, પ્રકાશે કદીયે અંધારું જોયું હોય છે, ખરું?

લોક કંઈ પણ કહે
જેને હવે કોઈ માર્ગ રહ્યો નથી
અને જે ગતિહીન બનેલા છે
તેમને માર્ગદર્શન પૂછવાનો તમને
અધિકાર જ નથી!

**ડમરી □ ભગવતીકુમાર શર્મા**

વાયરો નથી ને તો ય સૂસવતી લાગું
એવી ડમરી ચડી છે મારા શ્વાસમાં,
ફોરમની ડાળખી પે માળો ગૂંથી ને
હવે ટહૂકું છું લીલાછમ વાંસમાં ...

બાંધી પતંગિયાંની પાંખે હિંડોળો
ઠેઠ શમણાંની ભાગોળે હીંચતી,
ફળિયામાં રૂમઝૂમતી પગલીના વેંકળાને
ખેતરને શેઢે જઈ સીંચતી.
ઊગવાને વાર એવા સૂરજને વાવું છું
મારી તે આંખના ઉજાસમાં...

પાણી નહોતાં ને તો ય માથું બોળીને
મેં તો નાહી લીધું નદીએ મોંસૂઝણે;
ઓરડે આવીને વાળ કોરા કરું ત્યાં
મને મહેકાવી શ્વાસોના વીંઝણે.
દર્પણ નહોતું ને તો ય ઝિલાતી જાઉં
જેમ ઝિલાતું આભ એક ચાસમાં ...



**ઉદ્યોતન □ મૂળ પ્રાકૃત કવિતા □ અનુ.: હરિવલ્લભ ભાયાણી**

શ્વેત પોયણાં
(માંહીં સ્તબ્ધ ભ્રમર)
શાં દીસે અધ-ઊઘડેલાં! –
જાગી પ્રભાતે વનશ્રી
ખોલે અલવે નેત્ર બીડેલાં

## પોતાની જાતને....! □ વ્લાડિમિર માયકોવ્સ્કી □ જ્યોર્જ રીવે □ રમેશ જાના

[રશિયન કવિતા]
આયખાનું દાપું ચૂકવવાનું છે
અને
ઘણના ઘા સમા
ગ્રીકાય છે પેલા ચાર શબ્દો:
'સીઝરનું સીઝરને ......
ઈશ્વરનું ઈશ્વરને ......!'

પણ,
મારા જેવા આદમી
પોતાની જાતને
દફનાવી પણ ક્યાં શકે?
મને આશરો મળે
એવું સ્થાન ક્યાં છે?

હું જો
પેલા મહાસાગર જેવડો
નાનકડો હોત
તો
મોજાં પર હળવેકથી
સવારી કરીને
ચન્દ્રનું સંવનન કરવા ગયો હોત,
ભરતીની જેમ!
પણ,
મને મારી,
મારા સમી,
પ્રિયતમા ક્યાંથી મળે?
તો તો આ
નાનું અમથું આકાશ
એનો પ્રચંડ દેહ
કેમેય કરીને
સમાવી ન શક્યું હોત!

ઓહ!
ગરીબ થવું –
કોઈ કરોડપતિની જેમ –
કેટલું અસંભવિત છે!
આત્માની આગળ
ધનસંપત્તિની તે શી વિસાત?
એમાં તો
સદાયનો એક અસંતૃપ્ત
ચોર છુપાઈ રહ્યો છે.
આખા ય જગતનું સુવર્ણ
એની સર્વભક્ષી વાસનાને
સંતોષી શકે એમ નથી!

દાન્તે કે પેટ્રાર્કની જેમ
મારી ય જીભ
ઝલાઈ ગઈ હોત તો ......!
મારા આત્માને મેં
માત્ર એક જ પ્રેમિકા માટે
પ્રજ્વલિત કર્યો હોત!
કાવ્યમાં મેં એને
બળીને ખાખ થઈ જવાનો
હુકમ ફરમાવ્યો હોત!
અને જો મારા શબ્દો
અને મારો પ્રણય

વિજયનો બુલંદ દરવાજો
બન્યા હોત
તો
યુગયુગોની અમર પ્રેમિકાઓ
પોતાનાં નામોનિશાંની
એક લકીર પણ પાછળ મૂક્યા વિના
એમાંથી દમામભેર
પસાર થઈ ગઈ હોત!

જો હું
પેલા ઝંઝાવાતી ઘોર ગર્જન જેવો
પ્રશાંત હોત તો
મેં આછો સિત્કાર કરીને
ધરતીની આ જુગજૂની પર્ણકૂટીને
મારા થરથરતા આશ્લેષમાં
ભીડી દીધી હોત!

જો મેં
મારા અવાજની વિસ્તૃત ક્ષિતિજોને
એની પૂર્ણ પ્રકાંડ શક્તિથી
અવકાશમાં પડઘાવી હોત
તો
પેલા ધૂમકેતુઓએ અકળાઈને
પોતાની બળતી-જળતી સંત્રસ્ત હથેલીઓ
જોરથી ઘસીને
વ્યથાના મહેરામણમાં
ઊંધે માથે ઝંપલાવ્યું હોત!

મારી આંખોનાં કિરણોથી
મેં રાત્રીના દેહને
ઊતરડી નાખ્યો હોત,

જો હું
સૂર્ય જેવો જડ હોત તો!
ધરતીના
સુક્કા અંકને
મારે મારા તેજથી
શા માટે પરિપુષ્ટ કરવો જોઈએ?

કોણ જાણે કેવી યે
વેદનાતંકિત તરફડતી રાત્રીએ
પેલા મહાકાય રાક્ષસોએ
પ્રચંડ આવેગથી
ઉત્પન્ન કર્યો હશે
મને?
– આવડા વિરાટ
અને
આટલા બધા ઉપેક્ષિત
એવા
મને!

## બે કાવ્યો □ હરિકૃષ્ણ પાઠક

વાડ-વેલા ઝાંખરામાંથી પંખી ઊડ્યું -
ને વીજળીના તારમાં ફાટેલો પતંગ થઈ ભરાઈ ગયું.
હજી હમણાં જ પાછી વળેલી ગોરજમાં
કોણજાણે ક્યાંથી ભળી ગઈ આ ડીઝલની વાસ;
ને હવે તો બસ ચારે કોર ધૂણી ... ધૂણી ... ધૂણી ...
બોરડીના જાળામાં બચી ગયેલું
છેલ્લું ચણીબોર લેવા હજી તો હાથ લાંબો કરું છું -
ને સામે અથડાય છે
ભેળ-પુરીના ખુમચા ને થોડા ભાવતાલના સિક્કા.
અડાયાં છાણાં વીણવા દોડતી
લીલી ઓઢણીવાળી પેલી છોકરીના પગ નીચે
આવી જાય છે કેળાંની છાલ;
ને ટ્રાફિકના પોલીસની વીસલમાં વિલાઈ જાય છે
એક કૂમળી ચીસ -
ઓળકોળાંબાની ડાળ પરથી
હજી તો હમણાં જ કૂદી પડ્યો છું;
ને જોઉં છુ તો ચારકોર ભીંતો ... ભીંતો ... ભીંતો ....

□

જો ક્યારેક હું સાંભરી જાઉં:
તો પંખીડાંને ચણ પૂરજો,
એકાદ વૃક્ષને પાણી પાજો
ઠાકર-દુવારે દર્શન કરજો
ને ઝાલરનો રણકો મધમીઠો રેલાવી દેજો હવામાં,
છોકરાંઓને ભાગ વહેંચજો,
ગાવડીની ડોક પંપાળજો ને ગલુડિયાં રમાડજો.
એકાદ સુકાતી નદીને તીરે બેસી
ઢળતી સાંજ ને ડૂબતો સૂરજ નિહાળી લેજો ઘડીક...
જો ક્યારેક હુ સાંભરી આવું તો ...

□ વીરેન મહેતા

સમયની સરહદપાર કશું જ નથી
સિવાય કે
તારી યાદ અને કવિતા.
(તને યાદ છે હું કવિતા લખું છું?)
હવે તો
નિર્જન રસ્તો હોય તેમ
લંબાઈને પડી રહી છે બધી જ સંવેદનાઓ.
હું ગોળાયા કરું છું.
પરિસ્થિતિની હથેળીઓમાં બરફના ભુક્કાની જેમ.
(છતાં ઓગળી જતો કેમ નહીં હોઉં?)
ને
સાબુના ફીણમાંથી ઉડાડેલા પરપોટાની જેમ
કવિતા કરે છે તારી યાદ સાથે ક્ષણભર રંગીન વિષ્ટિ.
એટલે મને ડર છે
કે કદાચ
તારી યાદનો અજગર કવિતાને પણ ગળી જશે તો
છાતીના પાંજરામાં પુરાએલો
હું ક્યાં જઈશ?
ક્યાં જઈશ હું?
□

મારા વિદ્યાર્થીઓને □ મનસુખલાલ ઝવેરી

(નિવૃત્ત થતી વેળા)
ચીંથરે ચીર લાખેણાં પૂરીને લાજ રાખતા
કૃષ્ણને આજ જે ન્હાળ્યા તમારા પ્રેમભાવમાં,
ને મને અલ્પને જેણે કર્યો પાત્ર અનલ્પનું,
સુખદુ:ખે સદા તેની સ્મૃતિ હો શરણં મમ॥

## સાથે મળીને એકલા ગાવાનું ગદ્ય અને વાંચવાનું ગીત ☐ સુરેશ દલાલ

એક મોટો ખંડ–
એની ધોળી દીવાલો, ધોળી છત-
ખાલી ખુરસીઓ...
ટીપોય પર સૂનમૂન પડેલું જૂનું Time Magazine
દીવાલ પર ચિત્રો અને કેલેન્ડર
કોઈ ચલાવે તો પણ ન ચાલી શકે
એવા થાકેલા સીલિંગ ફેન–
મોટા સેન્ટર ટેબલ પર
ફૂલ વિનાનું ફ્લાવરવાઝ
અને Direct line વિના પડી રહેલો ફોન
દીવાલ પર થીજી ગયા હોય
એવા
સૂરજના કિરણના પડછાયાઓ
અને આ બધાયની વચ્ચે
ખૂણે પડેલા સોફામાં
બેઠેલો
હું
ક્યારે ઊભો થઈને અહીંથી જઈશ ?

મને પણ ખબર નથી.

અને અહીંથી ગયો તો પણ
આ બધાંની વચ્ચે
વળી પાછો
ક્યાંક તો હું ઊભો હોઈશ
ક્યાંક તો હું બેઠો હોઈશ
ક્યાંક તો હું સૂતો હોઈશ

પણ આ બધામાં
હું હું જ હોઈશ ?
મને કંઈ ખબર નથી!

અહીંથી હું જઈશ
ઈશ્વર પાસે.

એ કદાચ મને ન પણ ઓળખે.

કોઈ awkward પ્રશ્ન પણ પૂછે.
મેં આપેલા હાથનું તેં શું કર્યું ?

જૂઠા પડી ગયેલા આંગળાઓ પ્રશ્નથી
ખરી તો નહીં પડે ને ?

મેં આપેલી વાણીનું તેં શું કર્યું ?

વાચાળતાના ખાલી કૂવામાં
બાઝેલી લીલ પરથી હું લપસી તો નહીં પડું ને ?

મારો હાથ હું એમને આપી નહીં શકું
અને મારા પગ હું સંભાળી નહીં શકું.

પણ હું
પ્રભુ કને જઈશ ખરો ?

બધો આધાર
હવે તો એમની ઉદારતા પર છે.

પણ ઈશ્વર
માણસ જેવો હોય તો ?

તો પછી

અમે પણ એકમેકને છેતરશું અને તરશું અને છેતરશું.
માણસને છેતરવાનો કસબ અમને કોઠે પડી ગયો છે.

અમે કસબીઓ છીએ
અમે હોઠ ખોલીએ છીએ અને હૃદય બંધ રાખીએ છીએ.

અમે આંખ ખોલીએ છીએ અને દૃષ્ટિ બંધ રાખીએ છીએ.
અમે મૈત્રીને ખલાસ કરીને મિત્રો ખરીદીએ છીએ.
અમે આર્ટગેલેરીમાં જઈએ છીએ અને ચિત્રો ખરીદીએ છીએ.
અમે ચિત્રવંશી છીએ
અમે વિચિત્રવંશી છીએ

અમે આનંદને ઓઢી શકીએ છીએ
અને શોકને પહેરી શકીએ છીએ
અમે લગ્નમાંથી ઉઠમણાંમાં
અને ઉઠામણાંમાંથી લગ્નમાં
એક ખંડમાંથી
બીજા ખંડમાં જતા હોઈએ
એવી આસાનીથી જઈ શકીએ છીએ.

અમે વ્યક્તિ નથી, સમાજ છીએ.

અમે વક્તા બોલી લે પછી
રીતસરની તાળીઓ પાડીએ છીએ
અમે અભિનંદન આપીએ છીએ
અને ઉઘરાવીએ છીએ.

હાથમાં કારની ચાવીને રમાડતાં રમાડતાં
વાત કરવાનું અમને વિશેષ ફાવે છે
બુફે ડીનરમાં અમે ક્યારે ય હસતાં હસતાં ગંભીર થતા નથી
પણ ગંભીર રીતે હસતાં અમને આવડે છે.

અમે વ્યક્તિ નથી, સમાજ છીએ
અમે ગઈ કાલ નથી, આજ છીએ.
અમે આજ નથી, કાલ છીએ
અમે માછલી નહીં, જાળ છીએ.

રવિવાર–
અમારું મોટું રમકડું છે.
અમે શનિવારથી એને ચાવી આપીએ છીએ,
અમને 'વીક ઍન્ડ'નો મહિમા છે.

સોમવારે–
અમે ખાલી બાટલી જેવા થઈ જઈએ છીએ.
અમે ભરાઈ જઈએ છીએ
ઊભરાઈ જઈએ છીએ.

અમારી બિઝનેસ એટેચીમાં
ફાઈલોમાં
અમે અમારા આનંદને
ફાઈલ કરી રાખીએ છીએ.

પ્યુનના યુનિફોર્મથી
અમારો ઠાઠ ઓળખાય છે.

ફોનની ઘંટડીઓથી
અમારું મહત્ત્વ સમજાય છે.
કારનું બારણું ખોલીને ઊભા રહેતા
ડ્રાઈવરની સલામમાં
અમારો મિજાજ પરખાય છે.

અમે અમારાથી ઓળખાતા નથી
અમે અમારાથી ભોળવાતા નથી.

અમે વ્યક્તિ નથી, સમાજ છીએ
અમે ગઈ કાલ નથી, આજ છીએ
અમે આજ નથી, કાલ છીએ
અમે જળ નથી, જાળ છીએ.

અમને મૂર્છા આવે-
તો અમને માઈક સૂંઘાડવાનું ભૂલતાં નહીં.
અમે ચશ્મા પહેરીએ છીએ
સ્ટેનોને ડિક્ટેશન આપીએ છીએ
બ્લડપ્રેશર મપાવીએ છીએ
સ્લીપિંગ પિલ્સ લઈએ છીએ
અમે જાગીએ તો ઊંઘાડવાનું ભૂલતાં નહીં
-અમને માઈક સૂંઘાડવાનું ભૂલતા નહીં.
હવે અમને બાળવા માટે લાકડું કે ચંદન નહીં
નાઈલોન જોઈશે.
અમે નાઈલોનનું સ્મશાનગૃહ બંધાવશું
અને પ્લાસ્ટિકની કબરોમાં દટાશું.
અમે નાઈલોનવંશી
અમે પ્લાસ્ટિકવંશી
અમે મરશું ત્યારે અમારા સિવાય
કોઈને શોક નહીં હોય.
પ્લાસ્ટિકનો આદમ ને નાઈલોનની ઈવ.
જીવ, જીવ, ક્યાં છે જીવ?
પ્લાસ્ટિકનો પ્રેમ ને નાઈલોનનો શોક.
આદમ ને ઈવ તારા છાપરે લગન.
આજ તારા વિવાહ ને કાલ લગન ફોક.
આદમ ને ઈવ તારું Liftમાં જીવન.
આજ તારું જીવન ને કાલ તારું મરણ.
Joke... Joke... What a Joke
"So much you joke you quit laughing.
So much we joke we quit laughing."
અમે Jokeવંશી છીએ
અમે Rockવંશી છીએ.
અમે Talkવંશી છીએ.
અમે વંશ વિનાના વંશી
અમે શ્યામ વિનાની બંસી.
['જન્મભૂમિ']

## એક (બે) કાવ્ય □ માધવ રામાનુજ

ચંદ્ર હવે તો
સાવ પડોશી ગામ જેટલો દૂર!
વચ્ચે અન્તરિક્ષમાં
તારા-મારા ખેતર જેવો
નહીં શેઢો
નહીં સીમ–
કેવળ મૌન!
મૌનને વીંધીને
કૈં કેટકેટલાં યાન ઊતર્યાં
ચન્દ્ર-ભૂમિ પર.
સદીઓથી
અવકાશવાસ કરતા ભેરુને આંગણ
પગલાં પાડ્યાં!
સંચિત એકલતાને
પદરવથી જગવી
ને રોપ્યું સ્મિત પૃથ્વીનું!

□

[અહીં આપણા વિશ્વે:
શસ્ત્રો, યુદ્ધ અને આંસુનાં જંગલ
અડાબીડ ઊભાં છે!
કળીઓ ફૂલ બને તે પહેલાં
એને નિઃશ્વાસોની ઝાળ અડે છે!]

સૃષ્ટિના સંબંધોને
વ્યાપી ઊભેલી ક્ષિતિજ મૌનની
સદીઓના સહવાસ પછીયે
એમનેમ ઊભી છે!

## હાઇકુ □ ભાનુમતી સુણાવકર

ભાડાનું ઘર
સૌ ફટકેલા રંગ
નવા પડદા

□

## હાઇકુ □ શંકર ગોસ્વામી

આખી રાતનો
પ્યાસો સૂર્ય, ઊકતા
ઝાકળ પીએ.

## ગીત □ ચન્દ્રા શવળ

પાણીડાં ભરવા ગ્યા'તાં, સહિયર! મને લાગ્યો ત્યાં કાનજીનો નેડો!
ભમ્મરિયે ડૂબેલી નજરોની ગાગરનો હાથમાં રહ્યો ન શણછેડો!
લાગ્યો છે કાનજીનો નેડો.
ભર્યાં ભર્યાં વાદળાંને ફોરમનાં નોતરાં
ભીનેરા વાયરાની ખોટ
ઊંડેરા જળમહીં તરતાં તણાઈ, મારી
ગાગરમાં સૂની સૂની ઓટ!
તરસ્યો છે પલકોનો કાંઠડો ને ઝૂરે છે હૈયાની પાળનો કઠેડો! —લાગ્યો૦
આસપાસ રૂમઝૂમ આવન ને જાવનમાં
છંટાયા મારગના મોર,
કોરી તે આંખડીને શ્રાવણનો આશરો
આયખાની ભીંજાવવી કોર.
વરસ્યા અંતરમહીં ડૂબે વનરાવન ને ઉન્હેરા શ્વાસનો હિલોળો! —લાગ્યો૦
બળની આ ઝંખનાને વેણુનો મ્હાવરો
ઝાંખરે છવાઈ છે વાટ,
પડતાં-આખડતાં યે ખૂટે જો જીવતર
શૂળે સજાવું મારી રાત,
એક એક ઉઝરડે પોયણાં ઉછેરું ને વેદનાના પરિમલનો મેળો! —લાગ્યો૦



## કવિ □ જગદીશ ત્રિવેદી

નહીં ગગન હોય - ના સૂરજ ચંદ્ર ને તારલા,
નહીં જલધિ હોય — ના નદી પહાડ ને કંદરા,
નહીં જ તરુ હોય — ના નીડ વિહંગ ને બાગ ના,
નહીં નગર ગામડું —
જગત જેવું કંઈ ના હશે —
બચી જઈશ એકલો કવિ હું—સ્વપ્નશાખે લચ્યો —
મને મનગમત વિશ્વ અવકાશમાં કોરવા!

## દીપ પ્રગટવા રહેવા દો ને ☐ જગદીશ ત્રિવેદી

સમીસાંજનાં
ઝાંખાં ઝાંખાં અજવાળાં –
ગોધણ વળવાની મધુરી વેળ –
હમણાં દીપ પ્રગટવા રહેવા દો ને
હજી તિમિરની ડમરીને છે વાર.

ખેતરમાંથી મોલ ભરીને ઊપડેલું દેખાતું ગાડું રસ્તા વચ્ચે,
હાંકેડુના ડચકારામાં તાલ પૂરતી
બળદડોકમાં રણઝણતી હજી ઘૂઘરીઓ દેખાતી;
હજી દળાઈ વાટ તળે દેખાય ઊડતી માટી –

હમણાં દીપ પ્રગટવા રહેવા દો ને.

કોઈ નદીને કાંઠે જળમાં ચાંચ ઝબોળી
ઊડવા માંડયા વિહંગ કેરી ચાંચ ટપકતી હજી દેખાતી;
ગગન ઘસાતું ઊડતું
એની પાંખ ઉપરની રંગટીપકી હજી ગણાતી –

હમણાં દીપ પ્રગટવા રહેવા દો ને.

મેં રોપેલી લીમડી નીચે સીમ મહીં લંબાવ્યું –
હમણાં અહીંથી ક્યાંક ગયેલા સૂરજપગલાં અંકાયેલું
મારા ઉપર નભ ઝૂક્યું છે;
સંધ્યા કેરી મ્હેક મ્હેક કંઈ પગલીઓ પણ અહીં દેખાતી–

હમણાં દીપ પ્રગટવા રહેવા દો ને.



યશવંત ત્રિવેદી

## દુનિયા અમારી.

દેખ્યાનો દેશ ભલે લઈ લીધો, નાથ!
પણ કલરવની દુનિયા અમારી!
વાટે રખડ્યાની મોજ છીનવી લીધી
ને તોય પગરવની દુનિયા અમારી!

કલબલતો થાય જ્યાં પ્હેલો તે પ્હોર
બંધ પોપચાંમાં રંગોની ભાત,
લોચનની સરહદથી છરકીને રણઝણતું
રૂપ લઈ રસળે શી રાત!
લ્હેકાએ લ્હેકાએ મ્હોરતા અવાજના
વૈભવની દુનિયા અમારી!

ફૂલોના રંગો રિસાઈ ગયા, જાળવતી
નાતો આ સામટી સુગંધ,
શમા સમાના દઈ સંદેશા લ્હેરખી
અડક્યાનો સાચવે સંબંધ!
ટેરવાંને તાજી કૈં ફૂટી તે નજરુંના
અનુભવની દુનિયા અમારી!

— ભાનુપ્રસાદ પંડ્યા

## કાચની કરચોની જેમ □ યોનકોડ □ અનુ.: સુમન શાહ

કરીશ હું યાયાવર પ્રવાસ
તારે શહેર ફરી કોક દી કદાચ
ચઢીશેય ખરો પગથિયાં સાંકડાં ગેલેરીનાં તારી

મળીશ હું તને ઘરઆંગણે

પણ નહીં પૂછું કે પેલી પર્ણોની ભૂખરી ભાત
જપાનીસ હજીયે તારી બારી
મૃત કીડીઓ એકઠી કરે છે તારા બાથ-ટબની નીચે

કે પડોશીનો શ્વાન સંભારે છે અવાજ મારો

કેમકે પુરાયેલા મુલકી નોકરો માટે
સ્વતન્ત્રતાઓ મસમોટી સંસ્થાયતા વિધ્વંસકોને
જોયા છે મેં બાળકોને હોપસ્કોચમાંથી બનાવતાં વાહનો

છતાં હજીયે ફંફોસું છું હું તારા ફેરફારની નીચે

પરંતુ કરીશ હું યાયાવર પ્રવાસ
ફરી કોક દી બીક બસ છે એટલી કે કલ્પનો ધારદાર
શોધી કાઢશે મને જેમ પગોને શોધી કાઢે છે કરચો કાચની

□ કમલ વોરા

વૃક્ષો એકાએક ઊગતાં અટકી જાય તો
ગીચોગીચ મકાનોમાં વસતા
મારા નગરના લોકોને ખબર પડે ખરી?
સૂર્યકિરણોના હૂંફાળા સ્પર્શ પછી પણ
કોઈક દિવસ પંખીઓ નીડ બહાર નીકળે તો
આર્ટ ગેલેરીઓના કેનવાસમાં
પંખીની ચાંચમાં પાંદડાની જેમ લટકતા આકાશને
મુગ્ધ થઈ નીરખતા
ગમગીન થઈ જાય ખરા?
આકાશનો ગર્ભ કોઈ સવારે સૂર્યને જન્મ આપવો ભૂલી જાય
તો
નિયોનના ઊછળતાં પૂરમાં અંધકારને ઓગાળનાર આપણે
ખળભળી ઊઠીએ ખરા?
મારા નગરમાં જો વૃક્ષો......

ગામના દેવળમાં □ આર. એસ. થૉમસ □ અનુ.: રાધેશ્યામ શર્મા

ઢીંચણે પડી નમેલાને કોઈ શબ્દ ના સાંપડયો
મળ્યું માત્ર પવનનું ગીત.
કાચકબાટમાં જડાયેલા ગંભીરમુખી સંતોના
ઓષ્ઠદ્વયને ગમગીની બક્ષતું; અર્થાત મળી
વણજોયેલી પાંખોની શુષ્ક ગોષ્ઠી
ઊંચા છત-છાપરે મળ્યા દેવદૂતને સ્થાને ચામાચીડિયાં.

નિ:શબ્દથી શું એ હતોત્સાહ થયો?
લાંબો સમય એમનો એમ નમી રહેતાં
તેણે કાંટાના ચળકતા કાળા તાજમાં
પ્રેમને અને
માનવદેહના ફળ સમેત સુવર્ણ શા
શિશિરતરુવરને પેખ્યું.

## બે કાવ્યો □ જગદીશ જોષી

વંધ્યાની નિષ્પંદ ભવ્યતા લઈ સૂતું આકાશ
સૂર્યકિરણની કચ્ચર ધૂવે સાગરમાં ચોપાસ

આતમ કેરું બની જાળિયું
આંખો યે ના ચળકે
નહીં તેજ કે નહીં ભેજની
સરિતા કે'દી ઢળકે

આરસપૂતળાંનાં આકારો ધરી ઊભા છે શ્વાસ:
વંધ્યાની નિષ્પંદ ભવ્યતા લઈ સૂતું આકાશ.

ડુંગરની એકલતા પરખે
નિર્જન કેડી એક!
અધવચ્ચે અટવાઈ ગયો ક્યાં
ટહુકાનો અતિરેક?

મનને ચંચલ ચરણતણાં કાં ગદ્‌ગદ્ નેં અભિલાપ?
વંધ્યાની નિષ્પંદ ભવ્યતા લઈ સૂતું આકાશ!

ઊંધેકાંધ પડ્યા છે તારા
ખાંગા સૂરજ-ચંદ
વાદળ કેરી સોડ લપાઈ
વીજ કરે આક્રંદ

ભર્યા કોડિયે ડૂસકાં ભરતાં દિવેટના આવાસ
વંધ્યાની નિષ્પંદ ભવ્યતા લઈ સૂતું આકાશ

□

કંટાળાના
સ્થિર ઝરણનાં અવાક્ તળિયે
ફરીથી નજર નાખવાનું
મને ન કહેશો.

એક વાર બસ, એક જ વાર-
મેં નજર નાખી'તી .....

અંધારાના જંગલની
વાંકીચૂકી, સળવળતી કેડીઓ
ઝાડઝાંખરામાં અટવાઈ ગઈ હતી.
કુંવારા ડુંગરો ને વસંતના મંગળસૂત્ર વિનાની મંજરીઓ,
નપુંસક રણો ને નિ:સંતાન ખેતરો પર
ચડતી, ઓળંગતી, ખૂંદતી
મારી નજર
ઝરણાનાં તળિયે પહોંચી ...... ને,
ત્યાં જ ચીટકી ગઈ.

ત્યાં
કાળા આરસની મૂર્તિમાંથી
ચકમક-પથ્થરની બે આંખો
તગતગી રહી હતી.

થાકેલી ભમર
અફાટ આયુષ્યની જેમ વિસ્તરતી હતી.
નાકમાંથી
હવા પરપોટા થઈને ફૂટતી હતી.
સપનાં જેવા સૂંવાળા વાળની લટો
શેવાળ થઈને લહેરાતી હતી.
હોઠ પર હજી
હાસ્યના ઉઝરડા હતા.
જીવનભર ગોંધી રાખેલા
બે ડૂસકાં
છાતીમાં સ્તન થઈ ફૂટયાં હતાં ...

આ દૃશ્ય તો
સ્વસ્થતાથી સહન થઈ શક્યું.
સહન ન થઈ શક્યું
તે ...... ......

નાની-નાની, સોનેરી-રૂપેરી, લાલ-પીળી-લીલી
માછલીઓનું ઉપર-નીચે, અડખે-પડખે
અલપઝલપ સળવળવું ......
અને,
તેમનું મૂર્તિના આરસના કાનમાં
કશુંક ગણગણવું !
સ્થિર ઝરણના અવાક્ તળિયે
એક વાર – બસ એક જ વાર –
નજર નાંખી, અને
ત્યાર પછી
આ આંખોમાંથી
નજરે
દેશવટો લઈ લીધો ......

## આ મેવાડમાં ☐ વિપિન પરીખ

રાણાજી,
આ નગરના રસ્તા કેટલા સુંદર અને સુઘડ છે!
પણ બતાવો
ક્યાં છે એના ઉપર કૃષ્ણનાં ચરણનાં ચિહ્ન?

મંદિરમાં શતશત દીવાઓનો પ્રકાશ
અને ઝાલરનો રણકાર–દિવસ અને રાત
છતાં એની વાંસળીનો સૂર
હવાને કેમ વીંધતો નથી–એક પળ પણ?

આ મહેલમાં
દેહને કેટલા મુલાયમ સ્પર્શ
પણ કહોને રાણાજી,
એના મોરપીંછનું ભૂરું આકાશ
અહીં કેમ અવતરતું નથી?
☐

## ગઝલ ☐ રમેશ પારેખ

ફૂંકાય પાંસળીઓમાં પ્રયાણ, હમ્બેલા
ડૂબેલ ખારવા, હંકાર વ્હાણ, હમ્બેલા

વમળ કિનારા પવન ઓટનો અનુભવ છે,
નથી સમુદ્ર વિશે કોઈ જાણ, હમ્બેલા

ડૂબો દરિયામાં કે ડૂબો તમે હથેળીમાં
સમાન બેઉ ધરાવે ઊંડાણ, હમ્બેલા

મરેલી માછલીઓ ફક્ત જળમાં આવે
સમુદ્ર જેવડું જળમાં મસાણ, હમ્બેલા

સ્થિતિના લોઢામાં ભાંગ્યું જહાજ આંખોનું
ભવિષ્ય ધૂઘવે કાળો ડિબાણ, હમ્બેલા

## એક કાવ્ય □ રામચંદ્ર પટેલ

હું મારી બે આંખોને
તોપની અંદર ઠાંસી ઠાંસી ભરેલા
દારૂના લૂખા
પડછાયા નીચે સૂકવી
જોયા કરું છું....
તો
મને દેખાયા કરે છે
– પાવો ફૂંકતો કોક વન્યબાળ
– પીપળડાળ પર બેઠેલું પારેવું
– વાગોળે ચડેલી ગાય
– શંખાવલિનું ફૂલ
—આમ્રમંજરી
– કોકિલા
અને ઈશુ પર ઠોકેલા ખીલા.
ગાંધીના ઢીલા ઘામાંથી ટપકતું લોહી ...
લોહિયાળ કપડે ડૂબતો સૂર્ય.
સૂર્ય પાછળ અંધારું.
અંધારામાં ઝરતાં શુક્તારકના આંસુ.
ખાઉંધરી તોપમાં આવી પડયા કરે,
હલ્યા કરે પારિજાતની ડાળ.
ડાળનું પાંગરતું આયુષ્ય.
આયુષ્યને ભડકેથી મઢો રે પોપટ રાજા રામના.
આશન ઢાળી પોઢો રે કોઈના લોહીમાં.
સીમાડે સીમાડે સ્થાપો રાજ,
પછી
સોયની અણી જેટલી ગીતા
રાઈના દાણા જેવડું બાઈબલ
ઊંચકી જુઓ રે બાજ.
તમે જીવો છો કોના કાજ?

તમારી આંખોમાં તો ઊગ્યું છે વેરાન;
બાહુઓમાં બાવળનાં મેદાન.

બસ
તોપને ઝાલીને જોયા કરો
નાખ્યા કરો બંદૂકમાં કારતૂસ.

હવે
કોઈ પૂછવાવાળું;
મારું હાળું
તમને કોણ કે'વાવાળું?
અંધારું ... અંધારું ...
ફોડો રે તોપ ....,
પૃથ્વીના રોમ રોમ
ઊગી આવશે બિલાડીના ટોપ.
ટોપની માંહ્ય
ડાળ - ફૂલ - મંજરી - પારેવું - ગાય
વળી
પાવો ફૂંકતો વન્યબાળ
હાય,
મને ય લાગી જાય ઝાળ
અને
હું તોપમાં.

ચરણ હે, ચલો ચંચલ!
વર્ષ ૫: અંક ૪: એપ્રિલ, ૧૯૭૨
સળંગ અંક: ૨૮
મુખપૃષ્ઠ: એલ. પોમલ
સજાવટ: દિનેશ દલાલ

# કવિતા

દ્વૈમાસિક

ભાનુપ્રસાદ પંડ્યા
મકરંદ દવે
વિપિન પરીખ
હરિવલ્લભ ભાયાણી
પ્રિયકાન્ત મણિયાર
મનહર ચરાડવા
ઉશનસ્
દિનેશ દલાલ
આલમાહમૂદ
ચન્દ્રકાન્ત મહેતા
મેઘનાદ ભટ્ટ
જવાહર બક્ષી
આન્દ્રે રેઝલર
સિતાંશુ યશશ્ચંદ્ર
આર. એસ. થોમસ
રાધેશ્યામ શર્મા
ચન્દ્રકાન્ત દત્તાણી
સુન્દરમ્
અશરફ ડબાવાલા
પન્ના નાયક
પ્રબોધ જોશી
જગદીશ ત્રિવેદી
મનસુખલાલ ઝવેરી
જયંત પાઠક
યોસેફ મેકવાન
હરીન્દ્ર દવે

જગદીશ જોશી
આર્નોલ્ડ ટોયન્બી
ગગનવિહારી મહેતા
રાજેન્દ્રસિંહ જાડેજા
પ્રાણજીવન મહેતા
મુરલી ઠાકુર
રમેશ પારેખ
શીતલ શાહ
મનોજ ખંડેરિયા
રાજા મંગળ વેઢેકર
ભગવતીકુમાર શર્મા
યશવંત ત્રિવેદી
માયકોવ્સ્કી
રમેશ જાની
હરિકૃષ્ણ પાઠક
વીરેન મહેતા
સુરેશ દલાલ
માધવ રામાનુજ
ભાનુમતી સુણાવકર
શંકર ગોસ્વામી
ચન્દા રાવળ
યોનકોક
સુમન શાહ
કમલ વોરા
રામચંદ્ર પટેલ
સ્ટીફન સ્પેન્ડર

---

'કવિતા-૨૭'ની ઉત્તમ કવિતાનો નિર્ણય હવે પછીના અંકમાં પ્રગટ થશે. —તંત્રી

---

લવાજમ: દેશમાં રૂપિયા છ, પરદેશમાં નવ, ત્રૈવાર્ષિક ૧૬, છૂટક નકલનો રૂપિયો એક
પત્રવ્યવહારનું સરનામું: જન્મભૂમિ ભવન, ઘોગા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોકસ નં. ૬૨, મુંબઈ-૧
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક: ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પ

## કોઈ એક રૂપેરી સૂરની શલાકા ☐ ઉશનસ

[ એક એક્સ્ટસી ]

કોઈ એક રૂપેરી સૂરની શલાકા
ચંપાઈ ગઈ છે આ થીજેલી હવાઓને,
તરડાયેલાં હવાનાં ચોસલાં
ખસીને પીગળતાં પીગળતાં તણાઈ રહ્યાં છે;

આકાશ એકાએક
કોઈ ચ્હેરોચ્હેરો થઈ ગયું છે:
કોઈ જન્મારાનો પરિચિત અપરિચિત ચ્હેરો;

ને આ શું વળી?
આંખ થઈ ગઈ છે આંસુ આંસુ,
આંસુઓમાં તણાઈ વહી રહ્યો છે
કોઈ એક ચ્હેરો;

સમસ્ત ભૂતકાળ સમેટાઈ રેખાઈ ગયો છે
કોઈ એક ચ્હેરામાં!
જેમાં ભૂતકાળના તમામ
પરિચિત ચ્હેરાઓની રેખાઓ ભળી ગઈ છે.
ખબર નથી પડતી કે આ ઘડી
સુખની છે કે દુ:ખની.
કોઈ એક રૂપેરી સૂરની શલાકાએ આજે...

## સંબોધન હરિને □ મુકુન્દ પારાશર્ય

હરિ! તમે સ્વીકારો તો કરું ભવભવ ચાકરી,
મારા ધણીના થઈને હોંસે જિવાય.
આપો તો માગું એટલું.

હરિ! તમે ચારો તો તમારી થાઉં ગાવડી,
હરિ! તમે પંપાળો, રુવાંડાં બેઠાં થાય.—આપો૦

હરિ! તમે બજાવો તો થાઉં લીલી વાંસળી,
મારા તવ શ્વાસે વીંધ પુરાય.—આપો૦

હરિ! તમે પે'રો તો તમારી થાઉં મોજડી,
બ્હારે કાંટા, અંદર શરણે વળગાય.—આપો૦

હરિ! તમે પોઢો તો પાથરું શય્યા પ્રાણની,
હરિ! તમ ઓશીકે મુજ ચીર ચંપાય.—આપો૦

હરિ! તમે દેવા જો માગો તો માગણ જઉં બની,
લેતાં દેનારનું મન સંતોષાય.
આપો તો માગું. એટલું..



## ચાર કાવ્યો □ હરીન્દ્ર દવે

### આ ક્ષણે જ

આગળ ને પાછળ આંખો રાખી
મારા ઊંબરા પર બેઠેલા
મૃત્યુને જોઈ હવે હું છળી મરતો નથી:
એના ક્ષેમકુશળ પૂછું છું
અને એ થાકી ગયું હોય તો અંદર આવી
આરામ કરવા કહું છું.

ક્યારેક એ અંદર આવી
મારી સાથે હાથ મિલાવે છે,
અને પૂછે છે –
ફરી, નિરાંતે ક્યારે મળીશું?

આ આંખ-કાન-નાક-જીભ-ત્વચા
બધાંથી ઘેરાયેલો છું-
તને મળવાનું એકાંત એ સૌ આપે
એની જ પ્રતીક્ષામાં છું.

નિરાંતે મળવું છે -
એકાંત મળે તો આ ક્ષણે જ,
પણ
ક્ષણ એટલે કેટલો સમય?

### મૃત્યુ

એરકંડીશન્ડ ખંડની બહાર
ધોમધખતા તડકાની માફક
મારું મરણ
અત્યારે મારા દેહની બહાર ઊભું છે,

રખેને એ અંદર પ્રવેશી જાય
એ ભયે
બધા જ રસ્તા રોકી બેઠો છું.

પણ એને મળવા ઉત્સુક આંખો
બહાર છલકાઈ જાય તો કેમ રોકું?
એનો અવાજ સાંભળવા
શ્રુતિ સઘળાં બંધનો તોડી
બહાર નીકળી પડે,
તો શું કરું?

અંગો બધીર છે,
જોઈ-સાંભળી શકતો નથી,
ત્યારે મને કોઈ કહેશો,
મૃત્યુ હજી પણ બહાર છે?

## અવકાશ □ રાજેન્દ્ર શાહ

અવકાશ !
  સદાયના સાથી મારા, ક્યાં ગયો ખોવાઈ?
  પગલે પગલે ઢૂંઢું છું તને આ નગરમાં,

કદાચ તેં અહીં પ્રવેશ જ કર્યો નથી.
  મને પણ ખ્યાલ નહીં રહ્યો એનો !
જાણું છું હું, તને ગમે
  આંગણના નીમતરુમાં હીંચવું,
  ખૂલ્લા ચોકમાં ઘમ્મર ઘૂમી
  ઊડતાં વસનમાં લ્હેરિયાં લેવાં,
  ગાયની ઘંટડીના રણકારે
  આઘે આઘે ને ચોમેર વહી જવું,
  ઊઘડતે પ્હોર કૂવાની ગરગડીમાં ગાવું,
  અલસત પીલૂડીની છાયામાં છવાવું,
  ખેતરને કણસલે કણસલે ઝૂકીને
  મ્હાણવી મીઠી મ્હેક,
  ગોરજના મુલાયમ અંચલથી
  મૂંગું મૂંગું ગુલાબીમાં મલકવું,
  જાગામીઠીની કટોરી ભરી પીવો
  મધુમય ઊજળો અંધાર ...

અહીં તો એમાંનું નથી કાંઈ!
પણ તેથી શું?
શું છે તારા પ્રવેશની આડે?
તડીપારનો હુકમ તો મળેલ નથી તને?–
પાધર જ ક્યાં છે અહીં?
ઊંચી મ્હોલાતોએ આછું કર્યું છે ગગન.
સવાસો ગજનો અંગદકૂદકો
લઈને તું આવી તો શકે
ઊંહું..., તારે કાજ
પગ મૂકવા પૂરતી યે ક્યાં છે ધરતી!

અવકાશ!
  તું નહીં,
  ભૂલો તો પડ્યો છું હું ... અહીં
સાથી મારા, પગલે પગલે ઢૂંઢું તને.

□

## ક્યારેય □ હસમુખ રાવળ

સૂરજના તેજમાં ગળી જઈને
પણ
બર્ફીલા ચંદ્ર
ઘણી વખત નમતા પહોરે
હેવ મોરના પડદે કાન દઈ
કોઈની નાજુક હથેળીમાં
કોરાતું મેંદીનું શિલ્પ
જોઈ લે છે

પણ
પોષ માસની ઠરતી રાતે
રજાઈ નીચે કોળાતી
પીઠીની શીળી શીળી જૂઈ
સુંઘવાનું મન
ક્યારે ય
પેલા સૂર્યને
ક્યારે ય નહીં થતું હોય?

## મીરાંનો ઉદ્‌ગાર □ સુરેશ દલાલ

તવ મંદિરનો ઝળહળ દીવો: હું જ ઝરૂખો, બારી!
મને તમારા મોરપિચ્છથી શણગારો, ગિરિધારી!

મને તમારી દિયો મોરલી, હોઠે જરી અડાડું;
મીરાંનો આ શ્વાસ શ્યામની મુરલી મહીં લગાડું;
હું ય તમારા મોરપિચ્છથી ગિરિધારી, ગિરિધારી!
મને તમારા મોરપિચ્છથી શણગારો, ગિરિધારી!

ચૂંદડી, કંકુ, અક્ષત મૂક્યાં શ્યામ તમારે શરણે;
આ મારા ઝાંઝરિયા ઝમકે સાંવરિયા તવ ચરણે.
હું રહું કદંબનું વૃક્ષ: તમે તો જમુના જળની ઝારી;
ગિરિધર નાગરની આ મીરાં અલગારી અલગારી!



## રાધાની છાતી પર ઝૂકીને.... □ કિસન સોસા

રાધાની છાતી પર ઝૂકીને કો'ક વાર રોયા હશે ઘનશ્યામ
હિમાળા ઢાળેથી ઢળ્યું હશે પછી શ્યામળી જમનાનું નામ

રાધાના સ્કંધ પર ઢાળીને શીશ કહાન ટહુક્યા હશે એવું વેણ
ઓઢણીને દાંતમાં દાબીને રાધાએ ઢાળી દીધા હશે નેણ

સૌરભના મધપૂડા બંધાયા હશે પછી વૃંદાવને ફૂલ-ફૂલમાં
કેસૂડા પથ પથ કોળ્યા હશે, હશે ગુલમો'ર ખીલ્યા ગોકુલમાં

રાધાને કાંઠડે બેસીને કહાનજીએ પીધા હશે મીઠા વારૂ?
લીલાછમ ઘૂંટડા ન્યાળીને મોર મોર બોલ્યા હશે: સાધુ, સાધુ?

કહાનજીની છાતીએ ઘોળાયું હશે પછી રાધાનું કેસરિયું નામ
રાધાના રોમ રોમ ફૂટયા હશે, હશે ઢોળાયું બ્રહ્માંડનું ગામ.

## ત્યારે, અત્યારે.... □ પ્રબોધ જોષી

મને નાનપણમાં વાંચેલી એક વાત યાદ આવે છે.
ફાનસનું અજવાળું પરસાળમાં પ્રકાશ પાથરતું હોય,
આગળ જઈ અંધકાર ભેગું ભળતું હોય
અને હું મારાં ઘરડાં દાદીને કથા વાંચી સંભળાવતો હોઉં
પવન અમારી કથાનાં પાંદડાં ઊલટાવતો હોય
અને વૃક્ષતળે
રગતપીતથી નીગળતું એક રાજકુંવરનું શરીર
વૃદ્ધ મુનિની છાયામાં થરથર ધ્રૂજતું હોય...
મને યાદ આવે છે ત્યારે મારામાં જાગેલા કૂણા કૂણા ભાવ.

બિલાડી અમારે ઓટલે આવતી...
ત્યારે એની ભૂરી આંખોમાં હું ભય વાંચ્યા કરતો.
જોડે પડી ગયેલા મકાનની અર્ધતૂટેલી દીવાલ
કૂદી એ ક્યારેક અદૃશ્ય થઈ જતી...
ત્યારે 'કશુંક' એની પાછળ જતું...
એક વાર તો એ ખૂબ નજીક હતી
કોઈ રખડ્યાખડ્યા કૂતરાને નજીક આવતો જોઈ
હું ગભરાઈ ઊઠ્યો'તો.
મારો પગ એના પર પડી ગયો'તો
એના તીણા ન્હોર મારામાં કશુંક ખોતરી ગયા'તા.

પછી
શહેરમાં સર્ચલાઈટોને તાક્યા કરતો...
બાંકડે બેસું તો કબૂતરો યાદ આવતાં.
અધરાતે, મારી બાજુમાં સૂતેલ ઠાકોર જાગતા
મારું તારામઢ્યું આકાશ યાદ આવતું...

અત્યારે,
કશુંક લખવા બેસું ને-
પેલી બૂમ યાદ આવે...
– વિસ્મય છે? –,
થોડીવાર રાહ જોઈને
વિસ્મયને શોધવા
હું ધાબા પર ચડી ગયો'તો.
અને તમને જોઈ,
કશુંક ઊભરાયું'તું ત્યારે –

## ચાર કાવ્યો □ જયંત પાઠક

### ૧. મહૈસુરમાં એક વરસાદી સાંજ

આકાશનું અડાબીડ જંગલ;
અંધકારમાં ડોલતું દેખાય
વીજળીનું વૃક્ષ;
ટપ ટપ ગરવા માંડે
લાલ માટીમાં સુખડની સોડમ.
ટેકરીનો નંદી ન્હાય
લાંબી જીભે નસકોરાં ચાટે;
પહાડોમાં પડઘાતા વીજકડાકા
ટીપુની કબરને
સૂના રાજમહેલોને ઢંઢોળી જાય;
દીવા
અંધારની ઊડતી લટોમાં
ગૂંચવાયેલા આગિયા–
કે મન્દોન્મત્ત હાથીના લમણામાં મોતી?!
પ્રકાશભીના રસ્તા પર પડતી
તમારી એક એક પગલીમાં
અંકાતા આવે
અનેક અજાણી નગરીઓના
અનાગત અભિસાર.

### ૨. મહાબલિપુરમ્ – સમુદ્રતટે

ઘૂઘવતા દરિયા સામે ઊભું છે
પુરાણું મંદિર;
ઉન્મત્ત તરંગો આવી આવીને
પછડાય છે શિલાઓની દીવાલો પર;
ફીણિયાં પાણી પોલાણોમાં ભરાય છે,
પાછાં વહી જાય છે;
પડી ગયેલા મંદિરના કાળા પથ્થરો
શ્વેત ફૂંફરોથી છંટાય છે.

પાણીમાં અર્ધા ડૂબેલા ખડકની
ભીની ધારને વળગીને
એક કરચલો
એની ઊપસેલી આંખો વડે
સ્થિતિ અને ગતિની પાર
ભૂરા આકાશ ભણી
નિર્મમભાવે જોયા કરે છે.

### ૩. ઉનાળામાં જોગનો ધોધ

એ ત્રણેક પાતળી
દુધિયા ધારાઓની પંક્તિઓને
અમે વર્ણનોમાં ગોઠવીને વાંચી ગયા;
વાંચતાં વાંચતાં ઘેનમાં ગરકાવ થઈ ગયા.
ને પછી તો–

ઘૂઘવાટામાં પડતાં પાણીમાં પડ્યા
લીસી શિલાઓ ઉપરથી સરક્યા
ફીણનાં પીછાં બનીને ફરક્યા
મેઘધનુષના રંગો
વિસ્મયની આંખોમાં મરક્યા.
નાનાં નાનાં પંખી સાથે
ખીણના અંધારામાં ઊડ્યા;
ધાર ઉપરનાં એ
એક પગે તપમાં ઊભેલાં વૃક્ષો સાથે
ગહન ધ્યાનમાં બૂડ્યા.
યાનમાં ધોધ લઈને બેઠા
નગરમાં, ધોધ, ધોધની ધાર
ધારનાં ફીણ થઈને, પેઠા.

### ૪. બોડા ડુંગરા

તગતગતા તડકાથી છવાયેલા
આ બોડા બોડા ડુંગરા
સદીઓથી આમ જ બેસી રહ્યા હશે–
હાલાચાલ્યા વગર ?! ......

જરૂર
ઝરણાની જીભ લંબાવીને
ક્યારેક તો તેઓ એમની તરસ ઠારતા હશે
હાથ લંબાવીને
તળેટીના તાલી વનનો પંખો પકડી
હવા ખાતા હશે
ચાંદનીમાં ન્હાતા હશે
ને વરસાદમાં વસ્ત્રો બદલતા હશે –
મને તો લાગે છે કે
અડાબીડ અંધારી રાતે
બધા છાનામાના
એકબીજાને મળવાય જતા હશે
ને એમની વાતોના ગંભીર વહેણમાં
એક પછી એક
તારાઓ ડૂબી જતા હશે.

જયંત પાઠક ⟼

## એક પત્ર-પ્રિયકાન્ત મણિયારને ☐ યશવંત ત્રિવેદી

તમારું ન્યૂ યૉર્ક તો પિયાનો છે, પ્રિયકાન્ત!
ને મારું મુંબઈ તો છે
ભગવાનના એક આંસુનો સરકેલો દ્વીપ!

અહીં ફૂટપાથ પર કૂતરાની જીભ જેમ હાંફયા કરતા
સાતસાત લાખ પ્રશ્નાર્થચિહ્નો...!
(જોતા આવજો પ્રિયકાન્ત,
કે ન્યૂ યૉર્કનાં 'સ્વાતંત્ર્યદેવી'ની છાતીમાં કોઈ ઘા ફૂટી આવ્યો છે?)
અહીં તો હજી યે બહાર ઊભા છે માણસો
ને અંદર સળગી રહી છે ઝૂંપડપટ્ટીઓ!

ઉદાસ ચંદ્રના ડાઘ જેવું
ટી. બી.ની ખાંસીનું ઠસકું
કોઈએ ચીતરી દીધું છે લોકલ ટ્રેનોમાં ટીંગાતા ટોળાની છાતીમાં!

મિલનો ધુમાડો પીને લથડતા મજૂરો,
સાથળમાં પીડાને સંતાડી
કઠેરા પર સૂર્ય સામે હસતી વેશ્યાઓ,
ડુક્કરના મોં પાસેથી ઝૂંટવીને
કચરાપેટીમાંથી દુર્ભાગ્યને વીણી વીણીને ખાતાં –
–હવે પ્રિયકાન્ત, આંખો પર સોસો મણનો ભાર લાગે છે ગિરિપ્રવચનોનો!
ત્યાં ઈશુ મળે તો કહેજો
કહેજો કે –

કંઈ નહીં, જવા દો એ બધાં ઈશુનાં ઘેટાંઓને!
મોડી રાત લગી વિસ્કીની પ્યાલીઓમાં અહીં પણ નારંગી ચીરીઓ તરે છે
કૅબ્રૅરાની બારીઓમાંથી અહીં પણ નગ્નતાને...

વાલકેશ્વર પર રેડીઓની શરાબી 'ગ્રીન આઈ' માં હવે સૂઈ ગયા છે પિયાનોના સૂર -

હું નિરાશ્રુ આખી રાત જાગું છું.
બને તો આંસુ લેતા આવજો, પ્રિયકાન્ત!

## ત્રણ કાવ્યો □ જગદીશ જોષી

### આપણી

વાતને ઝરૂખે એક ઝૂરે છે લાગણી
...આપણી !

એક એક પળ હવે પીગળીને પ્હાડ થાય
આપણી જ વાત હવે આપણી જ વાડ થાય
વાયરાની સંગ તો યે રાતરાણી એકલી
એકલી ઝૂરે છે અભાગણી.

હોઠો આ શબ્દોના પડછાયા પાથરે
શમણાંએ લંબાવ્યું આંખોને સાથરે
આગિયાની પાંખ પરે બેઠો સૂરજ : એની
રગરગમાં રઝળે છે માગણી.

વાતને ઝરૂખે એક ઝૂરે છે લાગણી
આપણી !



### સ્વપ્ન ?

રાતની કાળી રેતીમાં મને સંભળાય છે
સમુદ્રની ઇન્દ્રધનુ-મુદ્રા.
અંધકારનું દૃઢ આલિંગન
મને તારાથી દૂર દૂર લઈ જાય છે
અને હું મારી પાસે
સાવ એકલવાયો થઈ જાઉં છું.
બીજના ચંદ્રની નૌકામાં
હું નીકળી પડું છું
કોઈ અજાણી દિશાએ.
કેળના પાન જેવી
મખમલી હવાને વીંધવા માટે
એક વૃક્ષ
સુખથી વ્યાકુળ થઈ ઊઠ્યું છે.
સૃષ્ટિનો આ શયનખંડ –
ઝાકળના અરીસાઓ –
નિર્વસ્ત્ર હવા અને વૃક્ષ –
અને રાત –
અને સમુદ્રની ઇન્દ્રધનુ-મુદ્રા.

### ડંખ

વીંછીના આંકડાની જેમ મારી વેદનાઓ
ડંખે છે વળી વળી કેમ ?
સીમે આળોટે લીલી વાડીની યાદ, અને
કૂવે ઝળુંબે એક વેલો :

થાળામાં કાંકરા ને ડાળી ને ડાંખળાં
પાણીનો ક્યાંય નહીં રેલો.
ચગદીને ચાલી જતી કોમળ પાનીઓ કેમ
આવે ને જાય હેમખેમ ?

બપ્પોરે આભમાંથી સપનાં સાપોલિયાં
થઈને આ આંખમાં લપાયાં :
સ્મરણોએ શ્વાસ જરી લીધો ન લીધો ત્યાં
નસનસમાં ઝેર થૈ છવાયાં.
રજકના ભૂરા આ નિસાસે કોસતણો
વરસે છે જરી જરી વ્હેમ !

## જે. આલ્ફ્રેડ પ્રુફ્રૉકનું પ્રેમગીત : □ ટી. એસ. એલિયટ □ નિરંજન ભગત

જો હું જાણું કે મારો ઉત્તર
જે પૃથ્વી પર પાછો ફરી શકે એવા માનવીને હું આપું છું,
તો આ શિખા વધુ કંપે નહીં.
પણ આ ગર્તામાંથી કોઈ સદેહે પાછો ફરી શક્યો નથી
—હું જે સાંભળું છુ તે સાચું હોય તો—
એથી અકીર્તિના ભય વિના હું તને ઉત્તર આપું છું.

ભલે આપણે જઈએ ત્યારે, તું અને હું,
સંધ્યાએ જ્યારે આખાયે આભને છાયું
ટેબલ પર કો ઇથરઅસરમાં રોગીની જેમ;
ભલે આપણે જઈએ કેટલીક આછી વસતિની શેરીઓમાંથી,
એક રાતના વાસા માટેની સસ્તી હૉટેલોમાં
અને છીપલાંની રાખડબી ધરતી, વ્હેર પાથરતી રેસ્તોરાંમાં
ક્ષુબ્ધ રાત્રિઓની પ્રલાપતી પીછેહઠમાંથી:
વિકરી હેતુના નિર્વેદમય વિચારની જેમ
પૂંઠે પૂંઠે આવે તે શેરીઓમાંથી
એનું ગન્તવ્ય છે એક પ્રબલ પ્રશ્ન ...
ભલા, પૂછીશ નહીં, 'ક્યો'?
ભલે આપણે જઈએ, અભિસારે, ચલો!

ખંડમાં સન્નારીઓ આવે ને જાય
વાતો માઈકલઍન્જેલોની થાય.

પીળું ધુમ્મસ જે બારીઓના કાચ પર પોતાની પીઠ ઘસે,
પીળું ધૂંવાળું જે બારીઓના કાચ પર પોતાનું મોઢું ઘસે
એણે સંધ્યાના ખૂણેખૂણાને પોતાની જીભ વડે ચાટયો,
એ જલભર્યા ખાબોચિયાં પર થોભ્યું,
એણે ચીમનીઓમાંથી પડતો ધુમાડો પોતાની પીઠ પર પડવા દીધો,
એ અગાસી પાસેથી સરક્યું, ઓચિંતું કૂદ્યું,

અને ઑક્ટોબરની સ્નિગ્ધ સંધ્યા છે એમ જાણીને,
ઘરની ચોમેર એકવાર વીંટળાયું, અને નિદ્રાધીન થયું.

અને સાચ્ચે જ સમય હશે
બારીઓના કાચ પર પોતાની પીઠ ઘસીને
શેરીઓમાંથી સરકતા પીળા ધૂમ્રને માટે;
સમય હશે, સમય હશે
જે ચહેરાઓને મળવાનું છે તેમને મળવા ચહેરો સજાવવા માટે;
સમય હશે સંહાર અને સર્જન માટે,
સમય હશે પ્રશ્નને ઊંચકીને થાળી પર ધરતા હાથનાં
કાર્યો અને દિનો માટે;
સમય હશે તારે માટે, સમય હશે મારે માટે,
સમય હશે હજુ શતશત અનિશ્ચિતતાઓ માટે,
અને શતશત દર્શનો અને પુનર્દર્શનો માટે,
ચ્હા અને ટોસ્ટ લેતાં પ્હેલાં.

ખંડમાં સન્નારીઓ આવે ને જાય
વાતો માઈકલઍન્જેલોની થાય.

અને સાચ્ચે જ સમય હશે
આશ્ચર્ય માટે, "હું સાહસ કરી શકું?", અને "હું સાહસ કરી શકું?"
સમય હશે પાછા ફરવા અને સીડી ઊતરવા,
મારા વાળની વચ્ચોવચ્ચ છે તાલ–
[તેઓ કહેશે: "એના વાળ કેવા આછા થતા જાય છે!"]

પ્રભાતે પહેરવાનો મારો કોટ, ચિબુક લગી અક્કડ ઊંચે
જતો મારો કૉલર,
સમૃદ્ધ અને નમ્ર મારી નેકટાઈ, સાદી પીનથી જે સુબદ્ધ—
[તેઓ કહેશે: "પણ એના હાથ-પગ કેવા પાતળા થતા જાય છે!"]
હું સાહસ કરી શકું
વિશ્વને વિક્ષુબ્ધ કરવાનું?

એક પળમાં સમય હશે
નિશ્ચયો અને પુનર્દર્શનો માટે ને અન્ય પળે એમને પલટવા માટે.

કારણ હું એ સૌને ક્યારનો જાણી ગયો છું, સૌને જાણી ગયો છું—
જાણી ગયો છું સંધ્યાઓને, પ્રભાતોને, પરાહ્ણોને,
મેં કૉફીની ચમચીઓ વડે મારું જીવન માપ્યાં કર્યું છે;
હું વિલંબિત લયમાં મૃત્યુ પામતા અવાજોને જાણું છું
દૂરના કોઈ ખંડમાંથી વહી આવતા સંગીતના અંતરાલે.
પછી હું કેવી રીતે સાહસ કરું?

અને હું એ આંખોને ક્યારનો જાણી ગયો છું. સૌને જાણી રહ્યો છું—
ઔપચારિક શબ્દાવલીમાં જકડતી આંખોને,
અને જ્યારે હું જકડાઉં, પીનથી વીંધાઉં, પહોળો પથરાઉં,
જ્યારે હું વીંધાઉં, ભીંત પર અમળાઉં,
ત્યારે હું કેવી રીતે આરંભ કરું,
મારી દિનચર્યા અને કર્મચર્યાનાં ઠૂંઠાંને થૂંકી નાખવાનો?
અને હું કેવી રીતે સાહસ કરું?

અને હું એ બાહુને ક્યારનો જાણી ગયો છું, સૌને જાણી ગયો છું—
અલંકૃત અને શ્વેત અને ઉઘાડા બાહુને
[પણ દીવાતેજે, ભૂખરા કોમળ કેશ નીચે સ્નિગ્ધ]
કોઈ વસ્ત્રની સુગંધ
આમ મારી વાતમાં શું પાડી રહી ભંગ?
ટેબલ પર લંબાયેલા બાહુ, શાલ આસપાસ વીંટળાયેલા બાહુ.
અને પછી હું સાહસ કરું?
અને હું કેવી રીતે આરંભ કરું?

...

હું કહું, સાંયકાળે સાંકડી શેરીઓમાંથી પસાર થયો છું
બારી બહાર ડોકાતા ખમીસબાંયમાં એકલવાયા મનુષ્યોની
પાઈપમાંથી નીકળતી ધૂમ્રસેર નિહાળી છે?...

હું તો જન્મવો જોઈતો હતો બરછટ ન્હોર-યુગ્મશો,
શાંત સમંદરોના તલ પર ત્વરિત સરકતો!

....

અને મધ્યાહ્ન, સંધ્યા, શાંતિથી નિદ્રાધીન!
તનુ અંગુલિઓથી મસૃણ,
નિદ્રાધીન ... કલાન્ત...અથવા તો રુગ્ણાભાસી,
ભોંય પર વિસ્તીર્ણ, અહીં તારી અને મારી નિકટ.
ચ્હા અને કેઈક અને આઈસ પછી,
આ ક્ષણને સંકટ લગી ધકેલવાનું બળ પ્રાપ્ત કરવું?
પણ જોકે મેં રુદન-અનશન કર્યું, રુદન-પ્રાર્થન કર્યું,
જોકે મારું શિર [જેમાં સ્હેજ તાલ]
થાળીમાં લઈ જવાતું જોયું,
હું કોઈ ભવિષ્યવેત્તા નથી — અને અહીં કોઈ મોટી વાત નથી;
મારી મહાનતાની ક્ષણને કંપતી-બૂઝતી જોઈ,
અને શાશ્વત પાસવાનને મારો કોટ પકડતો, અને હસતો જોયો,
અને ટૂંકમાં, હું ડર્યો.
અને એનો કોઈ અર્થ છે, આ બધા પછી,
પ્યાલા પછી, મુરબ્બા પછી, ચ્હા પછી,
વાસણકૂસણ વચ્ચે, તારીમારી કશીક વાતની વચ્ચે,
એનો કોઈ અર્થ છે,
વાતને દાંત વચ્ચે કચરીને હસી નાખવાનો,
વિશ્વને એક દડામાં દબાવીને
ગબડાવવાનો એક પ્રબલ પ્રશ્ન પ્રતિ,
કહેવાનો: 'હું લૅઝરસ, મૃત્યુલોકથી આવ્યો છું,
તને બધું જ કહેવા આવ્યો છું, તને બધું જ કહીશ."—
જો એ, માથા પાસે ઉશીકું ગોઠવતાં,
કહેવાની હોય: 'આ તો મારા મનમાં હતું જ નહીં.
આ તો નહીં જ.'
અને એનો કોઈ અર્થ, આ બધા પછી,
એનો કોઈ અર્થ છે,

સૂર્યાસ્તો પછી, પ્રાંગણો પછી, સિંચિત શેરીઓ પછી,
નવલકથાઓ પછી, ચ્હાના પ્યાલાઓ પછી, ભોંય પર
ઘસડાતાં સ્કર્ટ્સ પછી —

આ અને બીજાં ઘણાં બધાં પછી? —
મારે મન જે સમજું છું તે કહેવું અશક્ય છે!
પણ જાણે કે કોઈ જાદુઈ ચિરાગ જ્ઞાનતંતુઓને, આકારબદ્ધ,
પરદા પર ફેંકે છે:

એનો કોઈ અર્થ છે
જો એ, ઉશીકું ગોઠવતાં, અથવા શાલને ફંગોળતાં,
બારી ભણી ફરતાં, કહેવાની હોય:
"આ તો નહીં જ,
આ તો મારા મનમાં હતું જ નહીં."
....
ના! હું રાજકુમાર હૅમ્લેટ નથી, થવા માટે જન્મ્યો પણ નથી,
હું અનુચર ઉમરાવ, જે નભી શકે
વિકાસ કરાવવા, એકબે દશ્યો આરંભવા,
કુમારને સલાહ આપવા; નિ:શંક સુલભ સાધન,
માનદાતા, ઉપયોગી થવા રાજી,
કૂટ, સાવધાન, અને સૂક્ષ્મદર્શી;
ભારે ડહાપણભર્યો, પણ સ્હેજ મંદબુદ્ધિ:
ક્યારેક, સાચ્ચે જ, લગભગ હાસ્યાસ્પદ...
લગભગ, ક્યારેક, મૂર્ખ.

હું વૃદ્ધ થતો જાઉં છું...હું વૃદ્ધ થતો જાઉં છું...
પાટલૂનને છેડે પટ્ટીઓ વાળીને પહેરીશ.

મારા વાળમાં પાછળ સેંથો પાડું? પીચ ખાવાનું સાહસ કરું?
સફેદ ફ્લેનલનું પાટલૂન પહેરીશ, અને સમુદ્રતટ પર ફરીશ.
મેં જલપરીઓને ગાતી સાંભળી છે, પરસ્પર.

હું નથી માનતો કે એ મારે માટે ગાય.

મેં એમને જોઈ છે તરંગો પર સ્વાર થતી સમુદ્રપ્રતિ જતી
પાછા પછડાતા તરંગોના શ્વેત કેશ ગૂંથતી
વાયુ જ્યારે શ્વેત અને શ્યામ જલને વહેતો વાય.

આપણે સમુદ્રના ખંડોમાં થોભ્યા
રાતી અને ભૂખરી સમુદ્રદુર્વાથી સુશોભિત જલકન્યાઓની નિકટ
પછી માનુષી અવાજો આપણને જગાડે, અને આપણે ડૂબીએ.
[ કાવ્યાયન ]



## સતત □ ભગવતીકુમાર શર્મા

ગઝલ

'કોઈ નથી'ની ભીડમાં ઠેલાઉં છું સતત;
પથ્થરની શૂન્યતામાં હું ફેલાઉં છું સતત.

તેજીલો અશ્વ થાકથી રસ્તે ઢળી પડ્યો;
ફોરી ગતિના મુખમાં ફિલોટાઉં છું સતત.

ભૂલું પડ્યું જે પંખી સમયની ભુરાશમાં,
એનાં ખરેલ પીંછામાં ચકરાઉં છું સતત.

જન્માન્તરોની બારીઓ ખુલ્લી રહી ગઈ;
'ક્યારેક'ની ઝડીમાં હું ભીંજાઉં છું સતત.

કોને ખબર છે કે ક્યારે હું વરસીશ ધોધમાર?
પ્રાગૈતિહાસકાળથી તોળાઉં છું સતત.

ટહુકો ભલે આ નીડ ત્યજી ઓગળી ગયો;
ટુકડો બનીને નભનો હિલોળાઉં છું સતત.

પીડાયો છું હમેશાં હું મારા અભાવથી;
સાંનિધ્યમાં તમારા હું ફૂલગાઉં છું સતત.

## ગઝલ □ રમેશ પારેખ

જર્દ શબ્દોમાં અહીં ગુલમ્હોર જેમ
ક્યા કવિનો શબ્દ પેઠો ચોર જેમ

આભ સંકોચાઈને પંખી બન્યું
સૂર્ય ફેલાઈ ગયો કલશોર જેમ

પર્ણ નહીં પીડા ય શણગારે મને
વૃક્ષ છું, ઊગ્યો નથી કૈં થોર જેમ

આજ હે વાદળ, તમે વરસ્યા કરો
ઘાસ પણ ગહેકી શકે છે મોર જેમ

ભાનથી ખરડાઈ ગઈ મારી ગઝલ
હાય, કાગળ શાહી વાગ્યાં ન્હોર જેમ

## પ્રવાસેથી પાછા ફરતાં ☐ સુરેશ દલાલ

ટ્રેનની બારીમાંથી જોઉં છું
કાચનું આકાશ

પંખી વિનાના
વૃક્ષોની પરિષદ

આકાશમાં સાંજની તિરાડ પડી ગઈ છે.

અંધકાર ઊતરે એટલી જ વાર છે હવે,

પછી એક વૃક્ષ
બીજા વૃક્ષને ઓળખશે ખરું?

મારા કમ્પાર્ટમેન્ટમાં
અમે ત્રણ Middle aged પ્રવાસીઓ,

ગાડીની ગતિએ વિચાર દોડે છે
કે વિચારની ગતિએ ગાડી?

ભીતરની ભીની વાણી
હોઠને ચૂપ રહેવાની ફરજ પાડે છે.

બપોરની ઊપડી ચૂકેલી ટ્રેનમાં
રાત પણ પ્રવાસ કરશે.

બિસ્તરો
લંબાવાની રાહ જોતો પડ્યો છે
ખૂણે.

સિગરેટ પીવાથી ઉદાસી ઘટતી હોય તો, –
– એ પણ પી લઉં!

ધુમાડાઓ ...
એમાં દેખાતો તારો ચહેરો,
દીકરીનો અવાજ ...

ખૂબ સિગરેટ પીધા પછી
ગળામાં બળતરા થાય છે–
ખૂબ રાહ જોયા પછી
તું કે તારો ફોન ન આવે એવી.

તમારે માટે ગોઠવેલી વસ્તુઓ
બેગમાં ગોઠવાઈને પડી છે.
ને આટલા મોટા કમ્પાર્ટમેન્ટમાં
હું ગોઠવાતો નથી.

ગોઠવાઈ જવું છે કોઈક ભવે:
અંધકાર ઊતરે એટલી જ વાર છે હવે.
☐

## હાઈકુ ☐ મહેન્દ્ર જોષી

ટેરવે ઊગે
પ્રતીક્ષાનો સૂરજ
કારણ વિના!

## પ્રબોધ □ આલમાહમૂદ

અનુ.: ચંદ્રકાન્ત મહેતા

[બાંગ્લાદેશની કવિતા]

જેમ જેમ અકળાતો જાઉં
તેમ તેમ પરસેવો ઝરતો જાય,
આખો દિવસ તડકે તપી તપીને
ફૂટપાથ રાતોચોળ બની જાય.
તે સાંજે હું ક્ષતવિક્ષત થઈ
ઘરે પાછો ફરું.
અન્તહીન વ્યથાથી
લોહી શોષાઈ જાય છે.
પછી,
એક નષ્ટ ગણિકાની જેમ
અંધકાર મને જગાડવા
બૂમો પાડીને કહે છે:
આવોને બાબુજી!

□

## એક રશિયન ગીત □ અનુ.: મંગળ રાઠોડ

આંસુઓની ખીણ ઉપર તરતો
અને વાદળાઓ વચ્ચેથી છલાંગતો ચંદ્ર
કરી રહ્યો છે સંચાલન પોતાના માયાવી કિરણો વડે
સમુદ્રની ચંચળ ચારુ લહેરોનું!

ઓ મારી પ્રિયા, તું જ છે એ ચંદ્ર
જેને નિહાળીને વિહ્વળ થઈ જાય છે મારું હૃદય.
અંતહીન આ સમુદ્ર –

ધસમસતો અને છલકાતો, છલાંગતો અને
માથું ધૂણતો!
(જેના) હર્ષ અને શોકનો આરોહ-અવરોહ
જોડાયેલો છે તારા સ્વરની ગતિ સાથે!

આનંદથી નાચતો અને કરતો વળી વિલાપ
થઈ જતો હું બેસુધ પ્રેમથી!
કિંતુ તું છે કે: રહી શકે છે શાંત, સ્થિર અને દૂર...!
એટલી જ દૂર... જેટલો દૂર વસે છે ચારુચંદ્ર!
પ્રિય ચંદ્ર!

## ગઝલ □ મહેશ જોશી

શૂન્યતાના મર્મને ભેદી ગયો
પુષ્પના તંતુ વડે છેદાઉં છું

પારદર્શક પિંજરે ફફડયા કરું
હું સમયમાં કેટલો મૂંઝાઉં છું!

અંજલિમાંથી જીવન સરકી ગયાં
ને હથેળી જેમ હું સુકાઉં છું.

જે દિવસની કાંચળી છોડી ગયો
તે તમસના સર્પથી ગભરાઉં છું

## વનમાં □ રઘુવીર ચૌધરી

એક મૌનનો માળો વનમાં
હમણાંથી શું ગાતો
કે હું શૂન્ય શૂન્ય થઈ જાતો.
વાતો પવન પ્રકાશિત થઈને
સૂરજ ગુફા ગુફામાં જઈને
આવે અંધકાર લઈ લઈને,
દઈને ભવભવના સોગંદ
ક્ષણોની માળા છીનવી લેતો
ને હું શૂન્ય શૂન્ય થઈ જાતો.
માળો રહી રહીને ગાતો
પાછો સમય વિનાનો પવન સાંભરે
છાંય વિનાનો સૂર્ય સાંભરે
એક નવું આકાશ ઊતરે
તરે આંખમાં કોક ડાળખી
કોક પંખીની પાંખ
ઘાસનાં નાનાં નાનાં ફૂલ
ઝૂલતી વાદળીઓનો રંગ,–
ઉછંગે ઝરણાંને જે ઝગમગતો ને શમતો,
ને હું સૂનો સૂનો રમતો,
ભમતો છૂટોછવાયો,
કદી ડાળખી, કદી ફૂલનો રંગ,
કદી પંખીની પાંખો પહેરીને હું
અધવચ અટકી જાતો.
જડતો નથી મૌનનો માળો
મારા એક અખંડિત અઢળક વનનો માળો
જડતો નથી તોય હું
અલસ અવાચક
હમણાંથી તો શૂન્ય શૂન્ય થઈ જાતો.
......જ્યારે ગાતો......

## બે કાવ્યો □ પન્ના નાયક

સાંજના
ઝાંખા, ધૂંધળા પ્રકાશમાં
સ્વપ્નાંની આડે ઊભાં રહેતાં
પેલાં નગ્ન વૃક્ષો
મૂંગા ખડકો વાંઝિયાં રણો
ને આકાશના તૂટેલા ટુકડાઓ.
આ બધાં વચ્ચેથી
પસાર થવા પ્રયત્ન કરતી
સાંકડી વાંકીચૂકી જિંદગીની કેડી.

□

ભૂલી જઈએ તારું ને મારું મૃત્યુ
છે યાદ કરવા જેવું બીજું ઘણું.

એર-કન્ડીશન્ડ ઘર
એર-કન્ડીશન્ડ ઑફિસ
એર-કન્ડીશન્ડ બેંક
એર-કન્ડીશન્ડ સુપરમાર્કેટ
અને એર-કન્ડીશન્ડ ઇમ્પાલા ગાડી.

શું રોવું મૃત્યુને
જ્યાં
આ ઠંડી, controlled હવાના
સતત સહવાસથી
બની ગયેલાં એર-કન્ડીશન્ડ
તન-મન આપણાં!

ખોલી નાખીએ પૂર્વની બારી
આવવા દઈએ સૂર્યની સવારી
ને બનાવી દઈએ
વાતાવરણ ફરીથી tropical

**જન્મ પહેલાંની પ્રાર્થના □ લુઈ મેકનીશ □ દિનેશ દલાલ**

હજી તો હું ગર્ભમાં જ છું; મને સાંભળો,
આ લોહીતરસી સમડી કે ઘિલોડી કે લોંકડી કે મડદાં ચૂંથનાર ડાકણનો
પડછાયો મારા પર પડવા ન દેશો.

હજી તો હું ગર્ભમાં જ છું; મને દિલાસો આપો.
આ માણસ નામની જાત મને કદાચ એની ઊંચી ઊંચી દીવાલોમાં ગૂંગળાવી દેશે,
ઊબકા આવે એવી દવાઓથી મને સૂનમૂન કરી દેશે,
લોભામણાં જૂઠાણાંથી મને લલચાવશે,
મને મુશ્કેટાટ બાંધી સિસકારીઓની સીટી વગડાવશે,
અને લોહીની નદીમાં રગદોળશે.

હજી તો હું ગર્ભમાં જ છું; મારા માટે આટલી સગવડ કરો:
શીતળ જળમાં છબછબિયાં કરવા,
તાજા તાજા ઘાસમાં આળોટવા,
વૃક્ષો સાથે ગુફ્તેગુ કરવા,
ગગનનું ગીત સાંભળવા,
પંખીઓ અને કિરણો મારા મનના નેપથ્યમાં રહીને દોરવા.

હજી તો હું ગર્ભમાં જ છું; મને ક્ષમા કરો
મારામાં રહેલાં પાપો દુનિયાને દુષ્કૃત્યો કરાવે ત્યારે,
મારા શબ્દોને તેઓ વાણી આપે ત્યારે,
મારા વિચારોને તેઓ રૂપ આપે ત્યારે,
મારામાં રહેલા છતાં મારાથી પર એવા કોઈ શત્રુઓ મારી પાસે ગદ્દારી કરાવે ત્યારે,
મારી ગરદન મારા જ હાથે કપાવે ત્યારે,
લોકોમાં હું ધબકતો હોઉં ને મારી હયાતી ન હોય ત્યારે.

હજી તો હું ગર્ભમાં જ છું; મને સાથ આપજો
જ્યારે:
જુદા જુદા પાઠ ભજવવા પડે,
શિખામણોનો વરસાદ વડીલો વરસાવતા હોય ને હોંકારા ભરવાના હોય,

સત્તાધારીઓના ઇશારે નાચવાનું હોય,
શિખરોની ભમ્મરો મારી સામે ઊંચી થાય,
પ્રેમીઓ મારી હાંસી ઉડાવે,
ધોળાં ધોળાં મોજાંઓ મને સાદ દઈ બોલાવે ને પછી હાથતાળી આપે,
રણ મને સર્વનાશ માટે નોતરે,
ભિખારી મને જોઈને લંબાવેલો હાથ પાછો લઈ લે
અને
મારાં બાળકો મારા પર કાળ વરસાવે

હજી તો ગર્ભમાં જ છું; મને સાંભળો.
જે માણસ જંગલી છે અથવા ભગવાનના વાઘામાં ફરે છે તેને તો મારી પાસે
ફરકવા ન દેશો.

હજી તો હું ગર્ભમાં જ છું; મને શક્તિ આપો
જે લોકો મારી માનવતાને થીજવી નાખે ત્યારે,
મને નિર્વીર્ય કરી કાળામુખા યંત્રમાં પલટાવી નાખે ત્યારે,
યંત્રમાં એકાદો નહીં જેવો ભાગ બનાવી દે ત્યારે,
મારા નિષ્પાપ ચહેરાને ચૂંથી મારી અખિલાઈના ટુકડેટુકડા કરે ત્યારે,
તણખલાની જેમ ઘડીક નીચે, ઘડીક ઊંચે, દિશા દિશાએ ઝોલાં ખવડાવે ત્યારે,
અથવા,
ખોબામાં રહેલા પાણીને ખંખેરી નાખીએ તેમ મને ખંખેરી નાખે ત્યારે.
જો જે હું પથ્થર ન થઈ જાઉં કે રોળાઈ ન જાઉં.
—નહીં તો ગર્ભમાં જ મારું ગળું ટૂંપી દેજો.


Louis Mac Neice

બે કાવ્યો ☐ વિપિન પરીખ

## હું કોણ છું?

આ મારી જાત પાછળ છુપાઈને
બધું નીરખી રહેતો એ હું – કોણ છું?
અતીતના શમણાંઓની
ગુલાબી સોડમાં જંપી જતો,
કે પ્રેમ પામીને
ફૂલસમો મૃદુ થઈ પાંગરી ઊઠતો,
દીપના હલાહલે નયને ભભૂકી ઊઠતો,
શબ્દના એક આઘાતે
લોહીલુહાણ થઈ જતો,
શાંત સરોવરમાં ક્યારેક
કમળફૂલની જેમ ઝૂલી રહેતો
કે
વિશાળ આકાશમાં
હંસની જેમ ઊડી રહેતો
છતાં રોજ
બસની ક્યુમાં
થોડીક મિનિટોમાં ઓગળી જતો.
કે આ મહાનગરની ભીડમાં
ભરડાઈ જતો,
રોજ પીળાં કાગળિયાંને ફાઈલ કરતો,
એ હું
એ હું કોણ છું?
કોણે મારા આકાશને પંચ કર્યું છે?

## સત્ય

હું ત્યારે ફરતો હતો આકાશમાં
મુક્ત મને
અને તું જોતી હતી સ્વપ્ન:
"એક શિશુના ગુલાબી ગાલ ઉપર
વરસાવતી હતી તારું હેત.
નાની નાની કીકીઓમાં મૂકતી હતી
તારા શૈશવનાં ગીત.
વિચારતી હતી : કોણ હશે એ?
સુજાતા કે સિદ્ધાર્થ?
મોનાલી કે શિરીષ?
કેવો હશે? – પપ્પા જેવો,
મમ્મી જેવો?
ઊનના દોરા વડે
તું ગૂંથતી હતી કોનું નામ?
એ દોડીને સંતાઈ જતો
ને તું
જાણે અચાનક મૂંઝાઈ જતી
ને બૂમ પાડતી 'ક્યાં છે તું?'"

હું એ જ છું
એ જ, તારા સ્વપ્નનો શિશુ.
તને ગભરાયેલી જોઈને દોડી આવ્યો
તે તારા હોઠ ઉપર
નામ થઈને છવાઈ ગયો.
તેં મને કેટલે દૂરથી બોલાવ્યો, મા?

ARS POETICA

Vicente Huidobro/Muriel Kittel

(Spanish Poetry)

May verse be like a key
That opens a thousand doors.
A leaf falls; something goes by on the wing;
May all that eye can see be created,
And the hearer's soul stand trembling.

Invent new worlds and watch your word;
The adjective that bestows no life, destroys.

We are in the cycle of nerves.
Muscle hangs
Like a memento in museums;
But not for a that have we less in power:
True strength
Dwells in the head.

Why do you sing of the rose, oh poets?
Make it a flower in the poem!

For us alone
Do all things live beneath the sun.

The poet is a little God.

## બે કાવ્યો □ વિપિન પરીખ

### હું કોણ છું?

આ મારી જાત પાછળ છુપાઈને
બધું નીરખી રહેતો એ હું – કોણ છું?
અતીતના શમણાંઓની
ગુલાબી સોડમાં જંપી જતો,
કે પ્રેમ પામીને
ફૂલસમો મૃદુ થઈ પાંગરી ઊઠતો,
દોષના હલાહલે નયને ભભૂકી ઊઠતો,
શબ્દના એક આઘાતે
લોહીલુહાણ થઈ જતો,
શાંત સરોવરમાં ક્યારેક
કમળફૂલની જેમ ઝૂલી રહેતો
કે
વિશાળ આકાશમાં
હંસની જેમ ઊડી રહેતો
છતાં રોજ
બસની ક્યુમાં
થોડીક મિનિટોમાં ઓગળી જતો.
કે આ મહાનગરની ભીડમાં
ભરડાઈ જતો,
રોજ પીળાં કાગળિયાંને ફાઈલ કરતો,
એ હું
એ હું કોણ છું?
કોણે મારા આકાશને પંચ કર્યું છે?

### સત્ય

હું ત્યારે ફરતો હતો આકાશમાં
મુક્ત મને
અને તું જોતી હતી સ્વપ્ન:
“એક શિશુના ગુલાબી ગાલ ઉપર
વરસાવતી હતી તારું હેત.
નાની નાની કીકીઓમાં મૂકતી હતી
તારા શૈશવનાં ગીત.
વિચારતી હતી : કોણ હશે એ?
સુજાતા કે સિદ્ધાર્થ?
મોનાલી કે શિરીષ?
કેવો હશે? – પપ્પા જેવો,
મમ્મી જેવો?
ઊનના દોરા વડે
તું ગૂંથતી હતી કોનું નામ?
એ દોડીને સંતાઈ જતો
ને તું
જાણે અચાનક મૂંઝાઈ જતી
ને બૂમ પાડતી ‘ક્યાં છે તું?’”

હું એ જ છું
એ જ, તારા સ્વપ્નનો શિશુ.
તને ગભરાયેલી જોઈને દોડી આવ્યો
તે તારા હોઠ ઉપર
નામ થઈને છવાઈ ગયો.
તેં મને કેટલે દૂરથી બોલાવ્યો, મા?

## કાવ્યનો અનુવાદ ☐ ઝિબનીવ હર્બર્ટ ☐ રમેશ જાની

[ પોલિશ કવિતા ]

કોઈ અણઘડ ભમરાની જેમ
એ ફૂલ પર બેસે છે,
અને સુકુમાર ડાળખી
નમી પડે છે.
પછી એ
શબ્દકોશનાં પૃષ્ઠો જેવી
પાંદડીઓ વચ્ચે થઈને
પોતાનો માર્ગ કરતો કરતો
એની ભીતર ઊતરવાનો
પ્રયત્ન કરે છે,
જ્યાં
સૌરભ અને માધુર્ય છે
ત્યાં!
ભારે શરદી થઈ છે એને
અને સ્વાદની પણ એને
કશી પરખ નથી,
છતાં યે
જ્યાં સુધી એનું માથું
કોઈ પીળચટ્ટા તંતુ સાથે
ભટકાતું નથી
ત્યાં સુધી એ
પેલાં સૌરભ અને માધુર્યને
પ્રાપ્ત કરવા મથ્યા કરે છે.

પણ, અહીં અંત આવે છે
એની મથામણનો.
ફૂલની પાંદડીઓ પરથી
તે એના મૂળ સુધી
કોઈ ક્યારે ય
પહોંચી શકતું નથી!
એટલે એ અંતે
બહાર નીકળી આવે છે
અને અત્યંત અભિમાનપૂર્વક
મોટેથી ગણગણાટ કરી મૂકે છે:
"હું તો ઠેઠ ભીતર સુધી
પહોંચી ગયો હતો!"

...અને
જેમને એનામાં
પૂરેપૂરી શ્રદ્ધા નથી
તેમને એ
ફૂલના કેસરથી પીળું થઈ ગયેલું
પોતાનું નાક
બતાવ્યા કરે છે!

☐

## ગઝલ ☐ અશરફ ડબાવાલા

દર્પણની પેલે પાર કોઈ એવું ઘર હશે
ચારે દીવાલ જ્યાંની પડદા વગર હશે
અશ્મિ બનીને તળિયે હથેળી પડી રહી;
સ્પર્શો ઊગી જવાનો દરિયાને ડર હશે.
પાંખોની સાથ જંગલો ઝૂલે છે પિંજરે
પિંજરમાં પાળવાની વળી આ સફર હશે.
અસ્તિત્વ ચરણ થઈને ભલે ફૂલમાં સરે;
પગલાંની વાત જોકે પછી ધૂળ પર હશે.
વિતર્કમાં હો કે બારીએ ભાવિના ચિત્રમાં
દૃષ્ટિ અમારી કેવળ પડદા ઉપર હશે.

## મિત્ર, મારા શહેરનું નામ છે અલ્પવિરામ □ પ્રાણજીવન મહેતા

મિત્ર, મારા શહેરનું નામ છે અલ્પવિરામ :
સાત સુંદરીઓનો ટાપુ છે આ
અને છતાં ઈશ્ક છે સાવ હરામ.
મિત્ર, મારા શહેરનું નામ છે અલ્પવિરામ.

ગામેગામથી આવે છે લોક અહીંયાં
ઝાકળની પોટલીઓ ભરવા —
કારણ અહીં સૂર્ય કદી મધ્યાહ્‌ને
દેખાતો નથી કોઈને
એટલે તો સહુ કોઈ એરકન્ડીશન્ડ
રણમાં દૂરબીન માંડી બેઠાં હોય છે
સૂર્યદર્શનને કાજે.

વર્ષો પૂર્વે અરબી સમુદ્ર ઉપરથી
ઊડી ગયેલ શ્વેત બગલાનું એક ટોળું
ટોળામાંથી કોઈ એકનું પીંછું ખરી પડેલું
હા, બસ એ પીંછાનો શ્વેત રંગ
આ શહેરના દરેકેદરેક માણસના
ચહેરા-મહોરા
વસ્ત્રો-શસ્ત્રો પર

હજુય એવો ને એવો જણાય છે.
(ધન્ય છે એ બગલાને,
ધન્ય છે એના શ્વેતાંબરીપણાને.)

એટલે તો કહું છું મિત્ર,
દિશાઓ ભણી તાકી રહેલો માણસ
વર્તુળમાં ઊભો છે.
સમુદ્રધ્વનિ સાંભળતો માણસ બહેરો છે.
પડછાયાની પાછળ દોડતો માણસ પંગુ છે.
સમયને સંભોગતો માણસ નપુસંક છે.

સંવાદ રચવાનો અભિનય કરતો માણસ
ગૂંગો છે.

મિત્ર, હું ટેલિવિઝનનો સેટ થઈ
જનમ્યો હોત તો આ શહેરનું સમગ્ર
દર્શન કરાવતે તને ...

રાત પડે ને
સૂતેલા માણસના શ્વાસોશ્વાસની બાફથી
આ શહેરનું બાષ્પિભવન થઈ જાય છે
અને તર્યા કરે છે ઝાંખા પાંખા પીળા
પ્રકાશમાં સિમેન્ટના પડછાયાઓ ...
અને પેલી સાત સુંદરીઓ ...
જવા દે એ બધું;
કહું, મિત્ર,

એરેબિયન નાઈટ્સની
ઓગણીસસો બોત્તેરમી આવૃત્તિ વાંચવી
હોય તો આવ મારા શહેરમાં.

મિત્ર, મારા શહેરનું નામ છે
અલ્પવિરામ ;

## રસ્તો, રાત અને હું ☐ જગદીશ જોષી

ઊજળી રાત,
કાળા રસ્તા,
છાંયડીને ઊંધે માથે લટકાવીને ઊભેલાં
સૂનમૂન વૃક્ષો

અંધકારની ગલીઓ રાજમાર્ગ
મોટા રસ્તાઓ, —મેદાન.
મહાપ્રયત્ને ઢાંકેલી બારીના પડદામાંથી
રડ્યાખડ્યા એકાદ કિરણની જ
અવરજવર —
જવલ્લે જ સરકી જતા વાહનની જેમ.

હું અને ફૂટપાથ
સાથસાથ
એકબીજાને જકડીને ઊભાં છીએ
એકલી રઝળતી રાતના અંધકારનો ડર લાગે છે
એમ કહેતાં હું ડરતો નથી.

દીવાલને ટેકે ટેકે એક બિલાડી ઘસાતી જાય છે
કૂતરાને શોધતી
ખિસકોલીની રુવાંટી પરથી ઝાડ સરી જાય છે
ઝાડ સૂતું હશે: નહીં તો
જીવને આમ જવા દેતા
ઝાડનો જીવ ન ચાલત.

દૂરથી ઓચિંતો અવાજ —
પગ ઘસડીને ચાલતા પ્રેત જેવો.
(કહે છે, તેમને પડછાયો ન હોય!)

મોઢું એ દિશા તરફ વળે છે,
પણ નજર
આંખમાં જ ટૂંટિયું વાળીને પડી છે;
છતાં સરવા કાન
પાસે આવતાં પગલાંને જુએ છે.

પ્રેતગતિએ આવતું ટોળું
ઊંધું ઘાલીને ઢસડાતું ટોળું
એકબીજા સાથે ઘસાતું – ઘસડાતું – અથડાતું – પછડાતું ટોળું
રાતના પ્રહરની જેમ આગળ વધતું જાય છે.

ઝાંખા ઝાંખા કળાય છે આકાર:
ઘેટાં - બકરાં - ગાય - પાડો - માણસ ...
તેમની ખરીઓની ચુપકીદી
અંધકારના ડામરમાં ઓગળી જાય છે.
ડાઘુઓને કોઠે પડી ગયેલી વિરક્તિથી
ટોળું આગળ જાય છે.

ટોળે વળેલા રસ્તાઓ
–માર્ગની એક જ બાજુએ –
સીધે માર્ગે જાય છે.
એકાદ ઘેટું
કદાચ
ટોળામાંથી સરકીને વચ્ચોવચ આવવા કરે
તો પણ
કોઈ અશરીર લાકડી
તેને
પાછું ટોળામાં ધકેલી દે છે –
મારી નિર્જન આંખોની કોરે
માળો બાંધીને રહેવા ઝંખતાં
સ્વપ્નની જેમ!

સ્ટ્રીટ-લૅમ્પના બુઝાતા પ્રકાશના
કુંડાળામાં
ઘેટાનો પગ પડ્યો
અને
મને
દેખાયું તેની પીઠ પર રંગનું ધાબું.

(કહેવાય છે કે
અનિદ્રાથી પીડાતા યમને
ઘેટાં ગણવાની ટેવ પડી છે.)

આ બધાં જોઈ જ રહ્યાં છે.

પ્રિય સુરેશભાઈ,

કવિતા-૨૮નાં કાવ્યો બે વાર વાંચી ગયો છું. મકરંદ દવેની રચનાને ઈનામ આપો. એ કૃતિ કયાંય ખોડંગાતી નથી. કવિએ પોતાનો અનુભવ ઉમળકાથી વહેંચ્યો છે. હકાર પણ સ્ફૂર્તિલો બન્યો છે, અને લયના આ પ્રકારનાં દઢબંધ આવર્તનોમાં મકરંદે વારંવાર કામ કર્યું છે.

રઘુવીર ચૌધરી

☐ કમલ વોરા

થાકેલ આકાશે, રાતના ખોળામાં
મોં છુપાવી
આંખો મીંચી દીધી
ને સૂરજ પણ
દરિયાને ઓઢી સૂઈ ગયો.
પાંદડાંઓ વચ્ચેના પોલાણમાં
પડખું ફેરવતો પવન
ધીમેધીમે જંપવા માંડ્યો
ડાળની પથારી પર.
પંખીઓ
વાતાવરણને સૂનકારથી ભરી દઈ
સફરનો થાક સંકોરતાં
પેસી ગયાં નીડમાં.
વૃક્ષોના પડછાયાને ટેકે
રસ્તાઓએ પણ લંબાવ્યું ...
ને ભીતરમાં
સતત એક પ્રશ્ન ઘૂમરાતો રહ્યો:
ક્યાં છે મારો દરિયો,
મારું વૃક્ષ,
મારું ઘર...

જાપાનની કવિતા ☐

અનુ.: કાન્તિલાલ કાલાણી

પ્રાતઃસૂર્યનાં કિરણો ડાળીઓમાંથી
ચળાઈ, ઉજ્જ્વલ બનીને આવે છે
કોઈ વિરલ ક્ષણે,
જ્યાં
વાંસના માંડવાની
શીતળતા સૌથી વધુ ગાઢ હોય ત્યાં.

☐

સમય અને વરસાદ વરસ્યા કરે છે
એની સાથે મને જાણ થાય છે
વધતી જતી વિપત્તિઓની.
ઓહ, મારા વિચારનો ન શમતો વરસાદ
સરજશે એક મહાપૂર
અને હું તણાઈ જઈશ.

☐

હું જો એટલો વહાલો હોઉં તો,
તું કેમ નથી આવતી મને મળવા?
દેવો પ્રબળ હશે,
પણ તેમની આજ્ઞાઓ
પ્રેમીઓની રાત્રિઓ સુધી પહોંચતી નથી,

## તળાવમાં ☐ મનહરલાલ ચોકસી

વેરે છે આગ સૂર્ય આ સૂકા તળાવમાં,
કેવા પડ્યા છે જખમના નકશા તળાવમાં.

વિશ્વાસને આ ગામમાંથી બરતરફ કરી,
ખૂંપી ગઈ છે જિંદગી ઊંડા તળાવમાં.

જામી ગયાં છે આંસુઓનાં બુંદ લીલમાં,
ડૂબી ગઈ છે કોઈની આશા તળાવમાં.

તારી ઝૂકેલ દેહલતાની છટા મળી,
જોયા કરું છું વૃક્ષની છાયા તળાવમાં.

'મનહર' કિનારે ગીત લખ્યું'તું એ યાદ છે.
મારી સીમિત થઈ ગઈ દુનિયા તળાવમાં.

## કહેશો ? ☐ મોહન ભગત

માણસો –
ખેતરમાં અહીં-ત્યાં
વેરવિખેર –
ડાંગરના પૂળા જેવા
અમે માણસો
આ ઘરગોતરે આવી પડ્યા
છીએ હવે તો.
આમારામાંથી કોઈને
જીવી ગયાની બીક લાગશે નહીં હવે.
વધુમાં તો,
મારે ય આજે
ઘુવડના અવાજને ઊકેલી જોવો'તો.
પણ દુર્ભાગ્યે,
સાંજે જ જન્મેલ
પોતાના જ કૂરકૂરિયાંની ખોપરી ચાવતી
કૂતરીને જોઈને
ઘુવડ જેવું ઘુવડ પણ ડઘાઈને
આમલીની બખોલમાં ભરાઈ બેઠું.
કોઈ કહેશો ...
અહીં માણસ જીવી ગયાની બીક રાખી શકે ?
અહીં માણસ મરી જવાની બીક રાખી શકે ?
કોઈ કહેશો મને ... ?
કહેશો ... ?

☐ પન્ના નાયક

તારી યાદ
સ્પર્શવી ગમે એવી
રેશમી સાડીની સુંવાળપ

Provide me trees to talk to me.
વર્ષ ૫ : અંક ૫ : જૂન, ૧૯૭૨
સળંગ અંક : ૨૯
મુખપૃષ્ઠ : અશ્વિન મહેતા
સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

દ્વૈમાસિક

| | |
|---|---|
| ઉશનસ્ | મંગળ રાઠોડ |
| મુકુન્દ પારાશર્ય | આલમાહમૂદ |
| હરીન્દ્ર દવે | ચંદ્રકાન્ત મહેતા |
| રાજેન્દ્ર શાહ | મહેશ જોશી |
| હસમુખ રાવળ | રઘુવીર ચૌધરી |
| સુરેશ દલાલ | પન્ના નાયક |
| કિસન સોસા | લુઈ મેકનીશ |
| પ્રબોધ જોષી | દિનેશ દલાલ |
| જયંત પાઠક | વીસેન્ટ હ્યુડોબ્રો |
| વિપિન પરીખ | મ્યુરીએલ કીટેલ |
| મનસુખલાલ ઝવેરી | ઝિબનીવ હર્બર્ટ |
| યશવંત ત્રિવેદી | રમેશ જાની |
| જગદીશ જોષી | અશરફ ડબાવાલા |
| યશવંત શુક્લ | પ્રાણજીવન મહેતા |
| ટી. એસ. એલિયટ | કમલ વોરા |
| નિરંજન ભગત | કાન્તિલાલ કાલાણી |
| મહેન્દ્ર જોષી | મોહન ભગત |
| ભગવતીકુમાર શર્મા | મનહરલાલ ચોકસી |
| રમેશ પારેખ | દિલીપ ચિત્રે |

**સૂચનાઓ :** વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

**લવાજમ :** દેશમાં રૂપિયા છ, પરદેશમાં નવ, ત્રૈવાર્ષિક ૧૬, છૂટક નકલનો રૂપિયો એક.
**પત્રવ્યવહારનું સરનામું :** જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧.



C. DAY LEWIS

## હવે □ સુરેશ દલાલ

થતી મારે હૈયે તવ સ્મરણની શી રણઝણ!
નવા કો ચૈતન્યે સમય વિકસે છે ક્ષણ ક્ષણ.
હવે પ્રવૃત્તિઓ તટ ઉપરનાં નીર સમ ને
સદા ગુંજે માતા, જલવિજલ તારું જ રટણ!

હવે આ આકાશે રવિ પ્રગટતો, સાંજ ઢળતી;
અને પાછો આભે શશી વિલસતો: રાત પડતી.
ઉષા, સંધ્યા, રાત્રિ: પળ પળ કરી કાળ સરતો
હવે પૃથ્વી-વ્યોમે અભય હૃદયે હું વિહરતો!

રહ્યો હું તો તારે શરણશિખરે: ભાગ્ય ચરમ!
વળી મીંચ્યાં નેત્રે ગડ હૃદયની જાય ઉકલી,
અહો! આ એકાન્તે, બહુજનપથે ક્યાંય પણ મા!
મને કેવી તારા કર મધુરની હૂંફ પરમ!

ગયું શબ્દોનું યે ધુમસ વિખરી ને અ-શબ્દ
હવે વ્યોમે, ભોમે, કણ કણ વસ્યો શાન્ત, અરવ.

## શ્રી અરવિંદ □ હરીન્દ્ર દવે

—૧૫ ઓગસ્ટ – ૧૯૭૧

સદેહે ના જોયા પણ સતત જેને અનુભવ્યા,
સમાધિસ્થાને જ્યાં શિર ધરી નમ્યા, આશિષ મળ્યા:
ન જે વાણી કેરું અમૃત મળ્યું, સંજીવન થઈ
સમાયું સારા યે નિખિલ મહીં—એ કેવી કરુણા!

કદી આ નેત્રોથી અરુણ પ્રગટ્યો જે અવનિમાં
પ્રકાશે છે વિશ્વે સતત, નવ અસ્તાચલ ગયો:
અમારાં અંગોમાં સ્ફુરણ નિત એનું જ, કિરણો
ઉગાડે છે વિશ્વે કમલવન કેવાં નિત નવાં!

કદી એણે લીધી સ્થિર ચરણથી દક્ષિણ દિશા,
ઘણા પ્રશ્નોના એ પરમ ગતિમાં ઉત્તર મળ્યા!
કૃપાની એ વર્ષા વરસી, નવ કો આવરણ ત્યાં,
તમે સૌને કાજે સુલભ કરી પ્રચ્છન્ન પ્રભુતા!

તમારે રસ્તે છે ગતિ, અવર માર્ગેથી અટક્યા,
શતાબ્દી પ્હેલાં આ સર પરમ અરવિંદ પ્રગટ્યા.

## કવિતા શબ્દોની □ મંગેશ પાડગાંવકર

[ મરાઠી કવિતા ]

શબ્દ પવન માટે, પવનમાં ખોવાઈ જવા માટે પણ
શબ્દ ઝાકળના બિંદુમાં નાનકડા આકાશ માટે
શબ્દ અંધારના કાંઠા પર ખીલતા ફૂલ માટે

શબ્દ જીવપાર સાચવેલા સરી જતા સ્પર્શ માટે
શબ્દ પગલાંની ગુદ્‌ગુદી કરનાર કોમળ મોજાં માટે
શબ્દ પાણીકાંઠે ચાંદનીના દેવળ માટે
શબ્દ ગર્ભાગારના ફૂલોની ભીની વાસ માટે

શબ્દ ઊંડે કળાયેલા સમજદાર દુઃખ માટે
શબ્દ નિષ્પાપના જખમ પર બાંધવા માટે
શબ્દ ગઈ કાલના અંધારાના વિધ્વંસ માટે
શબ્દ નવા પરોઢના દુર્દમ્ય આશ્વાસન માટે

શબ્દ અંતર્યામીના નિઃશબ્દ સાક્ષીત્વ માટે
શબ્દ ફૂલના પાસે મમતાથી બોબડા થવા માટે

## સૌરભ □ હરિવલ્લભ ભાયાણી

[પ્રાકૃત કવિતા]

સુગંધી નિ:શ્વાસો ક્ષણવિરહમાં સ્વૈર પ્રસરે,
શું હૈયે ભારેલા કુસુમશરની. સૌરભ લસે ?

## બે ગીતો □ જયન્ત પાઠક

### ૧. થોડો વગડાનો શ્વાસ

થોડો વગડાનો શ્વાસ મારા શ્વાસમાં,
પ્હાડોનાં હાડ મારા પિંડમાં ને
નાડીમાં નાનેરી નદીઓનાં નીર;
છાતીમાં બુલબુલનો માળો ને
આંગળીમાં આદિવાસીનું તીણું તીર;
રોમ મારાં ફરકે છે ઘાસમાં,
થોડો વગડાનો શ્વાસ મારા શ્વાસમાં.

સૂરજનો રંગ મારાં પાંદડાં પિયે ને
પિયે માટીની ગંધ મારાં મૂળ;
અર્ધું તે અંગ મારું પીળાં પતંગિયાં ને
અર્ધું તે તમરાંનું કુળ;
થોડો અંધારે, થોડો ઉજાસમાં,
થોડો ધરતીમાં, થોડો આકાશમાં,
થોડો વગડાનો શ્વાસ મારા શ્વાસમાં.

□ અરવિંદ મુનશી

સતત વરસતો વરસાદ. નીતરતી હવા. ટપકતાં વૃક્ષો. સળગતી ક્ષણ.
પલળી જવાનું મન થાય એવું રવિશંકરની ગમતી રેકોર્ડ જેવું વાતાવરણ
વરસાદની આ સાંજના સોગંદ
હવે તારે આવવું જોઈએ!

૨. અંકાશી કહેણ

એક આઘેરા અંકાશી કહેણમાં
લો, ચાલ્યા વહીને અમે વ્હેણમાં!

આઘે આઘેના કોઈ ધુમ્મરિયા મ્હેલમાં
એકલ કુંવરી વાળ હોળે;
હોળે હોળે ને જાય હાથમાંથી છૂટી,
કાંસકી ક્ષિતિજને ખોળે;
અર્ધું તે ગીત એનું ભાનમાં ભળાય ને
અર્ધું તે કાંઈ ઘેરા ઘેનમાં.

અંધારા મ્હેલની એ આઘી અગાશીએ
કંચનની વેલ જરા કંપે;
છાતીમાં શ્વાસ એનો ગાઢો ઘુમરાય ને
આંખ વહી જાય શી અજંપે!
એક વાર આંગળીને અડક્યું તે આભ
અમે ચૂસ્યા કરીએ રે હવે ચેનમાં!

કોઽપિ □ મનસુખલાલ ઝવેરી

કોણ જાણે કેમ
પણ હમણાં હમણાં
મારી નજર
ફરી ફરીને વળે છે તારા ભણી!

આમ જ વળી હશેને
કેટલાંયની નજર મારા ભણી,
હું જ્યારે તું હતો ત્યારે?

એ વિચાર આવે છે
ને થાય છે:
તું જ્યારે હું થશે ત્યારે
તું બની પણ ગયો જ હશેને હું?

## લાખા સરખી વારતા □ રમેશ પારેખ

કોઈ કોઈ વાર
હજી કોઈ કોઈ વાર
ઓ રે લાખા વણઝારા ... ભાળું તારી વણઝાર ...

●

કોઈ ઓછું ઓછું થઈ બોલી ઊઠ્યું હોય, 'આવ'...
—એવું રૂપલું તળાવ
અને વ્હાલથી વશેકું જળ લળક લળક
કને જટાજૂટ ઝાડ
તળે દાંટડીથી હીચોહીચ પોઠના પડાવ
(લિ...આવાવરુ નગારે પડયા દાંડીઓના ઘાવ)
સાવ થંભી ગયા ચડતા ને ઊતરતા દાવ
અરે, હું ને મારા ભેરુ
અહા ... શંકરનું દ્હેરું
અને ધજા
અને આંબો
અને કુંજડીની હાર
અને ટીટોડીનાં ઈંડાં
અને મૂઠીમાં હાઉક ... મારું ગભરુ પતંગિયું
ન ગામ સીમ કેડા
બધી વાત બધા છેડા
જાદુમંતરથી છૂ ...લાખો વણઝારો બની ગયા

●

દાંટડીથી હીચોહીચ પોઠના પડાવ
તંબૂ ઊંટ તંબૂ બકરી ને રાવટીનું ઝુંડ
બેસે ઊઠે બેસે જાય
મ્હોરે ખરીઓની ગંધ
મ્હોરે શિંગડીની ગંધ
મ્હોરે દાંટડીની ગંધ
ખૂલે સળ પછી સળ

જાણે ઊઘડે કમળ
બધું વહે ખળખળ
મન વહે મનઢાળાં
અને અલ્લલલ વાગે કોડી–શંખલાની માળા
વણઝારીઓનું ઝુંડ ઘૂમે ઘમ્મર ઘમ્મર
અરે, ખોબેખોબે અબીલગુલાલ જેવી
સરરર ઓઢણીઓ ઊડે
ઝૂલે કમ્મખામાં/આભલામાં
આખી વણઝાર
–ભર્યો
સોળે શણગાર
પણે
પડ્યો એનો વાંકોચૂંકો અડબંગ ભાર
ઝીણું પવનમાં ઝાંઝરીનું સેંજળ તળાવ
અરે, ઉફણક દઈ એમાં ડૂબ્યો રે પડાવ
ડૂબ્યું રૂપલું તળાવ
બધું ક્યાંય નહીં સાવ ...
માથે ધીમાંધીમાં કાંટડીનાં પોયણાંઓ તરે
માથે ધીમાંધીમાં કાંટડીનાં પોયણાંઓ તરે
માથે ધીમાંધીમાં કાંટડી -
એ...ઉફણક ઝાંઝરીને કાંઠે હું ય લપસ્યો
ને ...

●

કોણ જાણે ક્યારે પછી નીકળ્યો હું બહાર
ઝીણું ઝાંઝરીનું ઘેન ...
એક ભારઅલ્લી પાળ ગાંડીછોળદાર તૂટે
ફરરર...પાળેલુ પોપટ વનરાઈ ભણી છૂટે.
ક્યાંક આઘે ... આઘે ... આઘે ...

●

... મારા ઉપડયા પડાવ
પછી ક્યારે મારી વણઝાર હાશભેર અટકી
ને ક્યારે દીઠું સાચુકલું અમરેલી ગામ ...
અરે, ગામ મારાં ઊંટ અને બકરીની જેટલું જ
કોણ જાણે શાથી એવું કાલું વ્હાલું લાગ્યું
એવું કાલું વ્હાલું લાગ્યું ...
નદી મંગળાની કેડીએ
લટારતો લટારતો હું લાખો વણઝારો
રાણા ભાવજીના અબરખમ્હેલ કને પૂગું
આહા ... અધ્ધધધ મ્હેલ ...
ઊંચે સાતમે ઝરૂખે કાંઈ કાગને ઉડાડતી
મેં રૂપરૂપબહાવરી પદમણીને જોઈ ...
●
ખમ્મા, દૂધમલ આંખે મને લાલઘૂમ દોરો ફૂટયો
ખમ્મા, ખમ્મા, બરછટ મરદાઈ ફૂટી
લાવ, બરછીકટારીઓથી મુઠ્ઠી ભરી લઉં
કસું ફાટફાટ તોડે છાતીફાટ
બાપો બાપો ...
તોડે મને તોડે છાતી ફાટફાટ
બાપો બાપો ...
બોલો, મારા દાદા, બોલો, કિયાં વેર વાળું?
બોલો, કિયાં વેર વાળું?
●
આખ્ખા સૂરજનો તાપ મને એકલાને લાગે
●
આવા દેશવટા જેવા તંબૂ-રાવટીમાં બોલ,
લાખા, કોની છબી ટાંગશું?
●
લાવ, હું ઉડાડું તારા કાગ, હો પદમણી
લાવ, હું ઉડાડું તારા કાગ જી

કાંકરી ફંગોળ્યે નહીં તાગ, હો પદમણી
નજરું ફેંકો તો આવે તાગ જી

●

આપું આપું જોડબંધ મોરલા, પદમણી
આપું તને જોડબંધ મોર જી
ટોડલે કરાવો મોરબેસણાં, પદમણી
તોરણે બંધાવો કલશોર જી

●

જેવડી ભીનાશ મારી ખોઈ મેં, પદમણી
જેવડી ભીનાશ ક્યાંક ખોઈ મેં
એવડું ચોમાસું તને જોઈ મેં, પદમણી
એવડું ચોમાસું તને જોઈ મેં

●

કાગા રે કાગા હો, તારી ચાંચ ...
હું તો સોનેરી મોતેરીએ મઢાવું રે મઢાવું, કાગારાજ ...
કાગા રે કાગા હો, તારાં વેણ ...
હું તો વેણલાંને છાતીએ જડાવું રે જડાવું, કાગારાજ ...

●

ઊભી રે ઊભી રે હું તો ઊભવાને લાગી
કેડી રે કંડારો, માણારાજ
હાલોને આપણ સાચુકલું હાલીએ
ઝાંખી રે ઝાંખી રે હું તો ઝંખવાતી ચાલી
અમને સંકારો, માણારાજ
હાલોને, હાથ હાથમાં ઝાલીએ

●

સૂના રે માળાનો શણગાર
પંખી કેરું આવવું રે લાગે ...
એવું એવું કોડિયા મોઝાર
દીવાનું અંજવાસવું રે લાગે ...

●

કે લીલો હલબલ હલબલ મોલ
કે બાજરી ઝુલ્લે ને ઝૂલતી જાય
કે અનરાધારે તે વાયરો વાય
કે પાંદડીએ પાંદડીએ દીવડા થાય

●

ઊડ ઊડ આમ એક સમળી રે આવી
ને સમળી બેઠી છે મારી ડાળીએ હોજી
ડાળીએ નમ્યા રે અમે ચારચાર આંખ
પાન ડામરીનાં ઊઘડતાં ભાળીએ હોજી

●

ઊડી ઊડી જાવ, તમે સમળી સુજાણ...
કાંઈ થારે બળુકાં મારાં બાવડાં હોજી
હફણક દઈ તારી મરડાશે ડોક
તમે સાવ રે આવાં ને અમે આવડા હોજી

●

સમળીરાણી તો ખીખી હસે, ય બોલો
આમ ન ખસે કે તેમ ખસે, જેય બોલો,
સમળી રાણી તો શેષનાગ, જેય બોલો
મૂંછનો કે પૂંછનો ન તાગ, જેય બોલો
સમળીનું સત દોમદોમ, જેય બોલો
સમળી તો શણગટ ૐ, જેય બોલો

●

આમ રે જોવાનું મને મંન હો રે વણઝારા
તેમ રે જોવાનું મને મંન હો રે લોલ
ફડફડ આંખ મોરી ઊડી ઊડી જાય
જેમ ઝાડવેથી ઊડતો પવંન હો રે લોલ

●

સોનેરી-મોતેરી રૂડો સમળીનો વાન
એની કાંચળી પ્હેર્યાના મને ભાવ હો રે લોલ
સાબદાં રે તાણો તમે તીર તતકાળ
વીર સમળી વિદારવાને જાવ હો રે લોલ·

•

સમળી તો વીંધી ન વીંધાય, હો પદમણી
સમળી ઝલાય નહીં હાથમાં
સમળી ઘેઘૂરઘટ વંન, હો પદમણી
સમળી ન આવે કાંઈ બાથમાં,

સમળીની સાત લાખ પાંખ, હો પદમણી
સાત લાખ પાંખમાં ઉગામવું
એક રે જોઉં તો બીજું સેંકડો ન જોઉં
એવા આંધળાપણાને કેમ ડામવું?

હાથના ઉગાર્યે હાથ બટકે, પદમણી
વળુ રે ઉપાડ્યે પગ ચાલતા
તરણું ઝીલું તો ભાર લાગતો, પદમણી
પથ્થરા વાવું તો રહે ફાલતા

હાલો રે હાલો રે આ તો સમળીનાં રાજ
અહીં સમળીઓ સૂપડે વીંઝાય છે
સમળી રે ઊગે અને આથમે, પદમણી
સમળીની દાંડીઓ પીટાય છે

•

સોનેરી મોતેરી રૂડો સમળીનો વાન
એની કાંચળી પ્હેર્યાના મને ભાવ હો રે લોલ
સાબદાં રે તાણો તમે તીર તતકાળ
તમે સમળી મારીને વીર થાવ હો રે લોલ

•

સમળીની સાત લાખ પાંખ, હો પદમણી

•

સમળી તો બાંધી ન બંધાય, હો પદમણી

•

વીર, સમળી વિદારવાને જાવ, હો રે લોલ

•

હાથના ઉગામ્યે હાથ બટકે, પદમણી...

●

તમે સમળી મારીને વીર થાવ, હો રે લોલ

●

હાલો રે હાલો રે આ તો સમળીનાં રાજ

●

તમે સમળી મારીને વીર થાવ હો રે લોલ

●

હાકલ પડતા
મૃછરળ ચડતા
જુદ્ધઝપાટા ગડગડતા
ભૂંગળ ગાજી
સાવઝ બાજી
તીરકંદાજી ખડખડતા
ગડગડ ખડખડ
ગડગડ ખડખડ
ગડગડ ખડખડ તડતડતા

●

પછી તીર અને સમળી
ને તીર અને સમળી
ને સમળીનાં જોરબંધ જુદ્ધ રે ખેલાય...

●

પછી જુદ્ધ રે ખેલાય

●

હજી જુદ્ધ રે ખેલાય..

●

વળી જુદ્ધ રે ખેલાય...

●

તીર વાંકાં વળી જાય
વાંકાં વળી જાય તીર

કરે કેસરિયા વીર
ઊડી લૂગડાંની લીર
ઊડી આંગળીની લીર
ઊડી બાવડાંની લીર
ઊડી થોભિયાંની લીર
ઊડી પાંસળીની લીર

●

એક ઝાટકે વઢાઈ ગયું બેસવું...
વઢાઈ ગયું ઊભવું
વઢાઈ ગયું ઝૂઝવું
વઢાઈ ગયું ચીસવું
વઢાઈ એક ઝાટકે મીંઢળબાંધ છાતીયું
જનોઈવઢ ઝાટકે વઢાઈ ગયાં મોડબાંધ વેણુ...

●

લોહીબંબોળો બંબોળો
લોહીબંબોળો બંબોળો

●

પીવો, ધ્રાપી ધ્રાપી બંબોળ કે સમળી જગદંબા
તારો ચાંદલો રાતોચોળ કે સમળી જગદંબા
પીવો, બતરીસા અવતાર કે સમળી જગદંબા
પીવો, ઓરતા અનરાધાર કે સમળી જગદંબા

●

વીર કાચી રે કરચથી કપાણો હાયહાય
વીર ઊભી રે બજારમાં મરાણો હાયહાય
વીર વંશ રે પુરુષ કેરો બેટો હાયહાય
વીર હાથપગધડનો ત્રિભેટો હાયહાય
વીર કાગળપતરમાં લખાશે હાયહાય
વીર વારતામાં ફૂમકે ગૂંથાશે હાયહાય

●

વીર આડધો મર્યો ને આખો પાળિયો ખોડાય
વીર આડધો મર્યો ને આખી ચૂડિયું ફોડાય
વીર આડધો મર્યો ને આખી છાતીયું કૂટાય
વીર આડધો મર્યો ને આખી છાવણી રંડાય

●

જાણે કોણ ક્યારે ક્યાંથી મારા ઊપડયા પડાવ
જાણે કોણ ક્યારે ક્યાંથી
દડમજલ મજલ
દડમજલ મજલ
દડમજલ મજલ ચલ, જીતવા...

●

વીંછી ચડિયો હોય તો એનો થાય ઉતાર
આ તો વણઝારુંનો ભાર, એને કેમ ઉતારું કાંધથી?

●

પાંપણ તો લચકો થઈ ને હાથ બન્યો ખંડેર
તલવાર્યુંની પેર, હવે ઝાંઝર વાગે ઝાટકા

●

લાખા સરખી વારતા ને રુંવેરુંવે મોર
ફાગણ આઠે પ્હોર, તમે જીવમાં રોપ્યો, જીતવા...

●

કોણ વછોયું કોણથી ને વચમાં ઊભું વન
છેતરતાં લોચન, હવે એકબીજાને એકલાં ...

●

જેવડી ભીનાશ મારી ખોઈ મેં, પદમણી
જેવડી ભીનાશ મારી ખોઈ મેં
એવડું ચોમાસું ક્યાંક જોઈ મેં, પદમણી
એવડું ચોમાસું તને જોઈ મેં ...

●

જેટલું રે આઘું આઘું રહવાનું સુખ
એટલું ય યાદ ના પદમણીનું મુખ

●

કોઈ કોઈ વાર
હજી કોઈ કોઈ વાર
ઓ રે લાખા વણઝારા ...



## યશવંતને ઉત્તર ☐ પ્રિયકાન્ત મણિયાર

પારાવારનાં પાણી તો સઘળે છે ખારાં
યશવંત પ્યારા !
થૂ થૂ કરીને થૂંકી નાખુ તો જાય જીવનનો ઘૂંટ
જીભને ટેરવે હજી તો અડયું છે ટીપું
હું તો હજી ચાખું છું સપનાં ને સત્ય
કોઈ નાના છોકરાની જેમ
બેટરીના પાવરને જીભથી પ્રયોગે ચાલુ છે કે કેમ?
એ તો આપણો છે સ્વાદ અને આપણું છે સત્ય
જેની તેમને જાણ નથી.
બાકી અહીં તો હોડીઓ આસાનીથી ઉદધિમાં હરેફરે છે, તરે છે
વળી મુંબઈના ઘૂંટડાએ જીભમાં જગા જ ક્યાં કરી છે?
તેમાં આવ્યો તમારો પત્ર
તો કહી દઉં કે
ન્યૂ યૉર્કનો પિયાનો તો છે શૉકેઈસનો પીસ
કાચની દીવાલોમાં કેદ
વાગ્યો છે જ ક્યાં?
સૂર અંદર ને અંદર આત્મહત્યા કરે છે
ગૂંગળાઈ મરે છે – ચારેકોર મુક્તિની ભીંસ ખરી ને
ને બહાર નીકળે છે એક્લો પોલીસની મોટરનો અવાજ
ચીસ ચીસતો, પાછળ ઘસડાઈને આવે છે એમ્બ્યુલન્સનો આર્તનાદ
પોલીસની મોટરની હૂડમાં બેસાડેલી ચારેકોર ફરતી ચકળવકળ આંખ
ફંફોળિયા મારે છે
પડખામાં પેઠેલા ગુન્હેગારને શોધવા
બે યુદ્ધની તારક-ધણી લાશના ખિસ્સામાંથી
સેરવી લીધા છે સોનાના સિક્કા ત્યારે આટલો મહામૂલો
ખરીદાયો ન્યુ યૉર્કનો પિયાનો ... ...

ચાર ચાર માથોડાં ધરતીના પેટાળમાં નગરના ભોંયરામાં
પછી તે હો મેનહટ્ટન, બ્રૂકલીન, કે કવિન્સ ત્યાં

શાંતિનું ગળું ઘૂંટવા પચાસપચાસ વર્ષથી કાળાધોળા હાથ
પ્રયત્ન કરે છે–તેના અવાજથી તો સબવેની ટ્રેનો ચાલે છે.
પાંત્રીસ સેન્ટમાં ગમે ત્યાં પહોંચો
પણ ખોચું છું તો નીકળે છે ઇલેક્ટ્રિક ટાઈપરાઈટરનું ટેબલ
કૉમ્પ્યુટરની કળ
લે–ઑફની નોટિસ
I don't know
Hay
That ghy
બનાવટી દાંત જેવાં બનાવટી સ્મિત
પાંચ પાંચ મિનિટે પર્સનો અરીસો
રંગેલાં લીલાં કાચ પોપચાં
લિપસ્ટિક પણ હવે હોઠે ઘસવાની ના પાડે છે
એંસી સેન્ટની બિયરની બોટલમાં
તને તો ક્યાંથી દેખાય–એ માટે તો જોઈએ
અંધારું ઝાંઝું અઢી કલાકનું અંધારું
Only for adults
સુટેડ બૂટેડ માટે ઉઘાડી ત્વચાના કલાકો
સંવનોનો જ્વાલામુખી ફાટી નીકળ્યો છે
સેલ્યુલોઈડમાં, ત્યારે એ અગ્નિશીખાઓની વચ્ચે
બંધુ! બિયર પીરસનારી અઢાર વર્ષની છોકરી
અને સીનિયર વેટ્રેસ બાવન વરસની–
મૂંગાં મૂંગાં મા ને દીકરીની જેમ સુખદુ:ખની વાત કરે છે
પલંગના એ દરિયોની પાસે,
આટલું આકાશ ઊડીને આવ્યો તો મારી તો કળ ઊતરી ગઈ.

તલાવની પાળે મા ને દીકરી મળ્યાં

તલાવ તો છલકાઈ ગયાં

એમાંનું એકાદ આંસુ લાવું, યશવંત?

—ન્યૂ યોર્ક

ત્રણ કાવ્યો ☐ વિપિન પરીખ

## ૧. તું કોણ

લોહીનીંગળતી પળોમાં
ઈશુ અને ગાંધીએ
તને બોલાવ્યો હતો તે દિવસ-
પણ તને ક્યાં સંભળાયું હતું?

ક્યાં છે તારા કાન?

હિરોશીમાના ડૂસકાંના અવાજોથી
આકાશ પણ થયું હતું કાળું
પણ
માત્ર તું જ જાણે જન્માંધ?

રક્ષણ કરે એવા

ક્યાં છે તારા ચાર હાથ?

તને કાન નહીં,
આંખ નહિ,
હાથ નહીં
અને
હૃદય પણ નહીં?

તું કોણ એવો પ્રભુ?



## ૨. (એ)કરાર

યુદ્ધ પૂરું થયુ છે.
છતાં
દશને સુમારે રોજ
આ સાયરન અચૂક
ચીસ પાડી શહેરની આંખમાં
ખંજર ભોંકી દે છે.

યાદ કરાવે છે –
કે કદાચ કોઈ યુદ્ધ ... ...

કદાચ કોઈ યુદ્ધ ક્યારે ય પણ
પૂરું નથી થતું.

અને હું
ઓફિસના મસ્ટર રોલમાં
મારા નામની સામે
સહી કરું છું ... (વિપિન પરીખ)



## 3. CRISIS

વાવાઝોડાની એ ભીષણ ક્ષણે
મારા રેશમી વાઘા
ચીંથરાં થઈ હવામાં ઊડી ગયાં.

દળદાર પુસ્તકોથી ચણેલો મહેલ
ગબડી પડયો એક જ ઝપાટે.
મિત્રોએ લંબાવેલો હાથ
નખથી વેગળો રહ્યો.

હું સાવ નગ્ન.
અહીંતહીં લપાવા ખૂબ દોડયો.
શિશુની જેમ અકળાઈ આખરે
'મા' કહી રડી પડયો.

જેમ રડી પડયો હતો હું
જન્મની પહેલી ક્ષણે.

# શ્રીમદ્ ભગવદ્ગીતા

## અધ્યાય ૭ : જ્ઞાનવિજ્ઞાનયોગ

### અનુ.: મનસુખલાલ ઝવેરી

લગાડી મન મારામાં, રહીને મુજ આશ્રયે,
સાધતાં પાર્થ! તું કર્મયોગ શી વિધ જાણશે
ન સંશય રહે તેમ અને પૂર્ણપણે મને
તેહ અર્જુન! સાંભળ. ૧

સ્વાનુભવથી સંયુક્ત જ્ઞાન નિઃશેષ આ તને
કહું છું, જાણી જે બીજું જ્ઞાતવ્ય અહીં ના રહે. ૨

હજારો માનવીઓમાં સિદ્ધિને કાજ કો'ક જ
મથે છે; મથતા સિદ્ધોમાંથી કો'ક જ જાણતું
મારા સાચા સ્વરૂપને. ૩

પૃથ્વી, જલ અને અગ્નિ, વાયુ, આકાશ ને મન,
બુદ્ધિ તેમ અહંકાર: આમ પ્રકૃતિ અષ્ટધા. ૪

એહ છે અપરા: મારી બીજી પ્રકૃતિ જાણ તું
જીવરૂપ: પરા એ છે; તેણે છે ધાર્યું આ જગત્. ૫

આ બન્નેમાંથી જન્મ્યાં છે ભૂતમાત્ર, તું જાણ એ;
હું છું જગત આખાનું મૂળ ને અન્ત, અર્જુન! ૬

મારાથી પર બીજું છે કંઈયે ના, ધનંજય!
પ્રોવાયું સર્વ મારામાં, મણકા જેમ સૂત્રમાં. ૭

જળે રસ હું કૌન્તેય! પ્રભા છું ચન્દ્રસૂર્યમાં;
ૐકાર સર્વ વેદોમાં, આકાશે શબ્દ હું, અને
૮ પુરુષોમાં છું પૌરુષ.

પુણ્ય ગંધ છું પૃથ્વીમાં, અગ્નિમાં પાર્થ! દીપ્તિ હું;
૯ તપ છું તાપસોમાં, ને ભૂતમાત્રે હું જીવન.

ભૂતમાત્રતણું જાણ મને બીજ સનાતન;
૧૦ બુદ્ધિ છું બુદ્ધિમાનોની, તેજ તેજસ્વીઓતણું.

કામના કે ન આસક્તિ ઇન્દ્રિયાર્થોની જેહમાં
એવું બલ બલિષ્ઠોનું હું છું; ને પ્રાણિમાત્રમાં
૧૧ રહેલો કામ છું પાર્થ! ધર્મનો અવિરોધી જે.

ભાવો સાત્ત્વિક જે છે ને જે છે રાજસ, તામસ,
જાણજે, સર્વ તે ઊઠયા મારામાંથી જ, પાંડવ!
૧૨ હું નથી તેમનામાં : છે તેઓ મારા વિશે રહ્યા.

ત્રિગુણાત્મક એ ભાવોથકી જગત આખું આ
મોહમૂઢ બન્યું : તેથી, ગુણોથી પર, અવ્યય,
૧૩ એવા મને નથી એહ જાણતું, ભરતર્ષભ!

ત્રિગુણાત્મક દૈવી આ માયા છે મારી દુસ્તર;
૧૪ મારે જ શરણે આવે તેઓ તેને તરી શકે.

માયાએ હરી લીધું છે જેમનું જ્ઞાન, આસુરી
ભાવોને આશ્રયે જેઓ રહેતા હોય, મૂઢ તે
૧૫ પાપી નરાધમો મારે શરણે આવતા નથી.

પુણ્યકર્મી જનો પાર્થ! મને ચાર પ્રકારના
ભજે છે: દુ:ખી, જિજ્ઞાસુ, અર્થાર્થી, જ્ઞાની, અર્જુન! ૧૬

આમાં, અનન્ય ભાવેથી મને જ ભજતો અને
યુક્ત છે નિત્ય જે એવો જ્ઞાની છે પાર્થ! ઉત્તમ;
જ્ઞાનીને પ્રિય અત્યંત હું છું: જ્ઞાની મને પ્રિય. ૧૭

ઉત્કૃષ્ટ સર્વ આ; કિન્તુ જ્ઞાની આત્મા જ છે મુજ,
એમ હું માનું છું; કાં કે મારામાં જોડીને મન,
અને સર્વોચ્ચ માનીને મને લક્ષ્ય, પરંતપ!
જ્ઞાનીએ હોય છે લીધો એક મારો જ આશ્રય. ૧૮

અનેક જન્મને અન્તે, 'વાસુદેવ જ સર્વ છે',
એવો નિશ્ચય થાતાં એ જ્ઞાનવાન્ પામતો મને.
પાર્થ! આવો મહાત્મા છે મળવો અતિ દોહ્યલો. ૧૯

વિવિધ કામનાઓથી હરાયું જ્ઞાન જેમનું,
નિયંત્રિત થઈ તેઓ પોતાના જ સ્વભાવથી,
ભજે છે અન્ય દેવોને, તેમનાં પાળીને વ્રત. ૨૦

જે જે ભક્ત, મહાબાહો! જે જે સ્વરૂપ દેવનું
શ્રદ્ધાથી પૂજવા ઇચ્છે, તેની તેની દઢાવું છું
શ્રદ્ધા તે તે સ્વરૂપમાં. ૨૧

તે શ્રદ્ધાથી થઈ યુક્ત પૂજે છે ભક્ત તેહને;
ને પામે તેની પાસેથી પોતાને ઇષ્ટ સૌ ફ્ળો,
નિર્મ્યાં જે મેં જ હોય છે. ૨૨

નાશવંત પરંતુ એ હોય છે ફ્ળ, પાંડવ!
અલ્પ બુદ્ધિ જનોનું એ; દેવોને પાર્થ! પામતા
દેવોને પૂજનાર; ને મદ્‌ભક્તો પામતા મને. ૨૩

જેનાથી ચડિયાતું કો નથી ને નાશ જે કદી
પામતું નથી કૌન્તેય! એવું પરમ સત્ય હું:
તેહ જાણ્યા વિના પાર્થ! જનો અબુધ માનતા
૨૪ મને અવ્યક્તને વ્યક્ત થયેલો, ભરતર્ષભ!

યોગમાયાથી ઢંકાયો હું ન દેખાઉં સર્વને;
૨૫ જાણતા નથી મૂઢો કે અજન્મા, અવિકારી હું.

જાણું છું સર્વ ભૂતોને, થયાં જેહ અતીતમાં,
જેહ છે વર્તમાને ને થવાનાં જે ભવિષ્યમાં;
૨૬ કિન્તુ કોઈ મહાબાહો! જાણતું મુજને નથી.

ઇચ્છા ને દ્વેષથી જન્મ્યાં સુખદુ:ખાદિ દ્વંદ્વથી
૨૭ મૂંઝાતાં પ્રાણી સૌ ઘોર અજ્ઞાને સૃષ્ટિમાં ભમે.

પણ જે પુણ્યકર્મીનાં પાપનો અન્ત આવિયો,
તે દૃઢ વ્રતધારીઓ સુખદુ:ખાદિ દ્વંદ્વથી
૨૮ જન્મતી મૂઢતામાંથી થઈ મુક્ત મને ભજે.

મારો આશ્રય લેઈને, જરા-મૃત્યુથી છૂટવા
૨૯ મથે તે પૂર્ણ જાણે છે બ્રહ્મ, અધ્યાત્મ, કર્મને

અધિભૂત, અધિદૈવ, અધિયજ્ઞ સમેત જે
જાણે છે મુજને ને છે જોડાયું ચિત્ત જેમનું
30 મારામાં તે જનો મૃત્યુકાલે યે જાણતા મને.

**જ્ઞાનવિજ્ઞાનયોગ નામે સાતમો અધ્યાય પૂરો**

પ્રિય સુરેશ,

'કવિતા'ના ૨૯મા (જૂન, ૧૯૭૨) અંકમાં મને વિપિન પરીખનું કાવ્ય 'સત્ય' ખૂબ ગમી ગયું. એનાં આવાં કેટલાંક અછાંદસ કાવ્યો ગદ્યને અતિક્રમીને જાણે ગીતનો લય ધારણ કરી દે છે: They are songs in prose! શબ્દ અને અર્થની સાથે લયની સુસંવાદિતાનું—ના, એ ત્રણેયના ઐક્યનું—એ પરિણામ હોઈ શકે!

...અને એની અંતિમ પંક્તિ તો કેટકેટલા સંવેદનસંદર્ભો જગાડી જાય છે—કેવડું મોટું ભાવવિશ્વ પ્રકટ કરી જાય છે!

આ અંકના પારિતોષિક માટે વિપિનના આ 'સત્ય' કાવ્યની ભલામણ કરું છું.

યશવન્તનો પ્રિયકાન્ત પરનો પત્ર એક અવિસ્મરણીય કાવ્ય બની ગયો છે—એને જાણ્યા-અનુભવ્યા પછી નિરાશ્રુ જાગવું જ પડે! ભાવભક્તિની મધુરિમા હજીયે મુકુંદ પારાશર્યના 'સંબોધન હરિને' જેવા ગીતમાં મધ્યકાલીન કાવ્યબાનીના પરિવેશથી છલકાયા કરે એ કેવી સ-રસ ઘટના છે!

—'કવિતા'ના આ અંકે પણ નિર્ણયકની કસોટી કરવામાં બાકી નથી રાખી!!



રમેશ જાની

## રાતરાણીની મહેક □ સુરેશ દલાલ

મધ્યરાત્રિએ આવતી રાતરાણીની મ્હેક જેવી તારી યાદ
અંધારામાં હળુ હળુ કંડારે છે એક કોમળ શિલ્પ.
પથારીમાં પડેલો હું એને જોયા કરું છું નિઃસ્તબ્ધતાથી
ઝાકળથી જન્મેલી એની આંખો જાણે કે હમણાં જ હસી પડશે.
બિડાયેલા હોઠોમાંથી એકાએક પ્રકટશે સૂર્યનો લાલ રંગ
અને આખા ચહેરાને અજવાળતો એ કંકુ થઈને મ્હોરી ઊઠશે.
જરાક પણ જો એના ચરણ હલચલ થાય તો હવામાં ઝાંઝરના રોમાંચનો રંગ.
ખુલ્લાં સ્તનોમાં આષાઢના વાદળની જેમ ચાંદની ઘેરાઈ રહી છે.
આંગળીઓમાં ટહુકે છે સ્પર્શનાં રેશમી પીંછાઓ
અને થીજેલા ગીત જેવું મારું મૌન મલ્હાર થઈને વરસી પડે છે.
શયનખંડની બારી ઉપર ટપકતાં ફોરાંઓના ધ્વનિનું ચિત્ર
અને પવનથી ચિરાઈ જતી પડદાઓની ઘંટડીઓનો ઘેરો અજંપો
શયનખંડના દર્પણમાં ભીંસાઈને સંતાતા આપણે બે
અને દર્પણની બહાર વિસ્મય અનુભવતી રાતરાણીની મ્હેક!

From The Chines of Pien Chih-Lin

*Friend and Cigarettes* □ Harold Acton

Please smoke, take another.

I still can remember that you used to say the *White and Gold Dragon*

had a delicate and subtle flavour.

And I asked you if the flavour was like memories.

I feel ashmed, since you have just told me, after an absence of three years, that I look six years older. And still I have not learned to smoke, even as I have not learned to play the flute — the flute I always like to hear sobbing byond the courtyard in the night. Sometimes near, sometimes far away, it makes me think of the height of mountains.

It is like the sound of a flute, this light and languishing smoke which floats before us.

Please smoke, take one more.

I do not care for coffee but I'll sip green tea with pleasure.

Through the window the setting sun glows on the smoke

and tints it with dream-colour:

Don't you wish we were children again, sitting on a door-step,

watching a white heron plunge into the rosy cloud beyond the river?

Please smoke, take another.

And thank you for bringing me a whiff of smoke from my native South.



ભગવતીકુમાર શર્મા

આકાશ □ જગદીશ જોષી

તળાવ વગરના તળાવને તળિયે
એક ગામ પથરાયલું પડ્યું છે.

તળાવને એકે તળિયું નથી,
ગામમાથે એકે નળિયું નથી.

ડુંગરની કરાડોમાં ઢંકાયેલું તળાવ
ને
ઉઘાડું પડેલું એ ગામ.

પાણીના પરપોટાને વીંધીને
સૂર્યનું એક કિરણ
ગામના ચબૂતરે પહોંચી જાય છે:
અને
ચબૂતરાની છત પર
સાતસાત ભવની પ્રતીક્ષાનાં
—પાંખ વગરનાં—ચકલાં
શેવાળવાળા પથ્થરોમાં
ચણને શોધી રહ્યાં છે.

એક ઘરની દીવાલે
લટકતો
શેડકઢા પ્રેમનો ચહેરો
ખાટ નીચે પડેલી
પાની વગરની મોજડીને
તાકી રહ્યો છે.

તળાવને કાંઠે
મારી ઊંઘ
પડખાં ઘસે છે;
તેનાં થીજેલાં અંગોની નીચે
ચગદાતી કૂંપળોની
લીલી ચીસ
તળાવની સપાટી પર
ધોળું વાદળ થઈને તરી રહે છે.

તળિયા વગરનું તળાવ
ને
નળિયાં વગરનું ગામ.........
બન્નેની વચ્ચે
એક આકાશ
ડૂબી રહ્યું છે!



સાંજુકા પવનોમાં □ ઉશનસ્

[ એક એક્સ્ટસી ]

અહો, લ્હેરાઈ આ પવનલહરે કોની ય લટો!
મને વીંટી લે કો નજર બીજાથી પાંપણ વડે!
મને સ્પર્શે છે કો બિસથી મસૃણા રેશમ વડે!
હલાવી નાખે છે તૃણસમ મને વ્હાલઝપટો!

મને ખેંચી કાઢે ઘરથી પથ કો સાદ દઈને,
મને બોલાવે એ કરથી અડકીને પવનના,
બધું છોડયાનું કહે અહીંનું અણસારે ગગનના,
અજાણ્યા હે, આ શું? પળની ય પૂરી પ્રીછ નહીં ને?

અહો, આ તે કેવો પ્રલય? તમ કૈં નામરૂપ ના,
તમારો આ તે શો અનુનય કશા કારણ વિના?
ખુલ્લા આકાશોની બિચ ગલીપચી, પાગલ બુકી!
મને ભેટો, તે છો કવણ? પ્રીછ દ્યો એઈ ઈશકી!

તમારી સંગાથે હુંય કશી ય સંશાલીન થઈ
હવાની ઝોકોમાં ઊડું છું—'તમને ચાહું છું'—કહી.

# કલકત્તા જો તારે મને હદપાર કરવો જ હોય તો

☐ પ્રીતિશ નાન્દી ☐ ચન્દ્રકાન્ત બક્ષી

[મૂળ અંગ્રેજી પરથી અનૂદિત]

કલકત્તા જો તારે મને હદપાર કરવો જ હોય તો મારા હોઠ બાંધી દેજે હું જાઉં એ પહેલાં ફક્ત શબ્દો રહે છે અને સૌમ્ય સ્પર્શ તારી આંગળીઓનો મારા હોઠો પર કલકત્તા મારી આંખો બાળી નાખજે હું રાતમાં ઓગળી જાઉં એ પહેલાં

ઢાકુરિયાની ગલીમાં તોડી નાખેલા જવાનનું માથા વિનાનું ધડ અને શાંત અપેક્ષા જે તને પાલ્ટાડાંગામાં લઈ જાય છે જ્યાં એ લોકો તને ઠાર કરશે વેર કે નફરત વિના

કલકત્તા જો તારે મને હદપાર કરવો જ હોય તો મારી આંખો બાળી નાખજે હું જાઉં એ પહેલાં

એ લોકો તને ઑક્ટરલોની મોન્યુમેન્ટ પરથી ખેંચી નાખશે અને તારી ઊભરેલી છાતી-ઓની નીચેની દરેક તૂટેલી પાંસળીને તરફડાવશે તારી સૂજેલી આંખોમાંથી વેદના ઊખેડી લેશે અને તારા સાથળોની વચ્ચે બેયોનેટ ઘોંચી દેશે

કલકત્તા તને ફાડી નાખશે જરાસંધની જેમ

એ લોકો બંને તરફ તારા હાથ બાંધી નાખશે અને શબ્દહીન સલીબ પર તને લટકાવશે અને તારી શાંતિ જ્યારે બળવો કરશે ત્યારે તેં સજાવેલા બધા શબ્દોને કતલ કરશે કલકત્તા એ લોકો તને સલીબ પર લટકાવીને ધીરે ધીરે બાળશે

કલકત્તા સાથળોમાં વેરને શિથિલ કરી નાખ અને શરીરી હતાશામાં શાંતિથી જલ્યા કર

આત્મહત્યાની ખ્વાહિશ હોય તો રીક્ષામાં સોનાગાચ્છી[1] જઈને સ્વેચ્છાએ મરી ગયેલી સ્ત્રીઓની આંખોમાં છલકાયલા અભિમાનમાં હિસ્સો બંટાવ

ઉજ્વલા થિયેટરની બહાર ઊભો રહેજે અને હું તને હાથ વગરના રક્તપિતિયાનું લોહી

૧ કલકત્તામાં વેશ્યાઓનો એક લત્તો.

લાવી આપીશ જેના જખમોમાં ભૂખ અને મૌત મળ્યાં હતાં એ પાગલ થઈ ગયો એનાં થોડા જ પહેલાં

હું તને બતાવીશ એ સ્ત્રીનો થાક જે ચિતપુર પાસે માત્ર કંટાળાથી મરી ગઈ હતી અને બડા બજારનાં પાંજરાં જ્યાં નિષ્ક્લૂપાઓના ચહેરાઓની રેખાઓ વૃદ્ધ થઈ ગઈ છે એક સૅક્સહીન સંઘર્ષની અપેક્ષામાં જે કોઈ દિવસ આવ્યો નહીં.

માત્ર અશ્લીલ વાસના રહી ગઈ આંખોમાં જ્યારે તંગ સાથળોમાં સમયે શિયાળો છાંટી દીધો

અને હું તને એ ફેરિયો બતાવીશ જે મરી ગયો ત્યારે એની આંખોમાં કલકત્તા ચળકતું હતું

કલકત્તા જો તારે મને હદ પાર કરવો જ હોય તો મારી સમજદારીનો ધ્વંસ કરી નાખજે હું જાઉં એ પહેલાં



કાલિદાસ □ નટવર જોશી

[સંસ્કૃત કવિતા]

મધુયામિની

આવી અહીં
પણ પ્રિય આવ્યા નહીં, આવ્યા નહીં.
તો અનંતના માર્ગના યાત્રી થઈ
જીવ !
માંડો ચાલવા.
ને કદી
જન્મ જો મળશે ફરી
તો ક્યારની ટહૌકી રહી જે કોકિલા
એના તમે થાજો નિષાદ.
રાહુ થઈને
ચંદ્રને આપો તમે કાળો વિષાદ.
શિવનું થઈ નેત્ર ત્રીજું
બાળજો કંદર્પ.
ને
પ્રિયને મથજો તમે
થઈ મન્મથ

## 'ગીત'ની પશ્ચાદ્ ભૂમિકા ☐ નિનુ મઝુમદાર

એક અખંડ અવિનાશી પોતે જ દશ્ય સ્વરૂપે વ્યકત છે અને દષ્ટા સ્વરૂપે અવ્યક્ત છે. દશ્યરૂપે પ્રકૃતિ છે, દષ્ટારૂપે પુરુષ છે, દશ્યરૂપે ક્ષેત્ર છે અને દષ્ટારૂપે ક્ષેત્રજ્ઞ છે; દશ્યરૂપે જગત છે અને દષ્ટારૂપે જગદીશ્વર છે. બહિર્મુખતા વડે ભાસમાન થતા દશ્યના નાનાત્વમાંથી અંતઃસ્થ અદશ્ય આત્માનો અનુભવ કરવો એ જ સાચું દર્શન છે.

શબ્દનું જીવન નાદ છે અને નાદનું જીવન સ્વર છે. ચૈતન્ય સર્વવ્યાપક છે એટલે ભાવથી શબ્દ છે અને અભાવથી પણ શબ્દ જ છે. એનું અસ્ખલિતપણું અનુભવતો–અનુભવાવતો અનાઘાત સ્વર બ્રહ્માંડમાં સતત ગુંજન કરી રહ્યો છે એ સ્વરનો સાંભળનારો અન્ય કોઈ નથી પણ પોતે જ સ્વરૂપે–સ્વરરૂપે છે.

શબ્દથી સ્વર તે જ પ્રણવથી પ્રાણ. પ્રાણ પોતે પૂર્ણ જ છે. વાયુ વડે એની અભિવ્યકિત થાય અને દેહનાં કાર્ય પરત્વે એનું પાંચ મુખ્ય તથા પાંચ ગૌણ પ્રાણ રૂપે વિભાગીકરણ ગણાય છતાંયે જન્મ જરા મૃત્યુનું કોઈ પણ બંધન એને લાગતું જ નથી અને સદાય એક અને અસ્ખલિત સ્વરૂપે જ રહે છે.

શરીરનો બુદ્ધિમાં લય એ જાગ્રત અવસ્થા છે અને બુદ્ધિનો શરીરમાં લય તે નિદ્રાવસ્થા છે પરંતુ આ અવસ્થાઓમાં અવસ્થિત પ્રગટ પ્રત્યક્ષ જે છે તે પોતે તો એક અખંડ જ છે. તે પ્રમાણે રાત્રિ, દિવસ, પક્ષ, માસ અને સંવત્સર એક અખંડ કાલની જ ઉપયોગ પરત્વે પડેલી જુદી જુદી અવસ્થાઓ છે છતાં એને જે ખંડરૂપે જુઓ તેને અપૂર્ણતાનો – અનિત્યતાનો જ અનુભવ આવે.

અનિર્દેશ્ય, નિરાકાર, નિર્ગુણ અને નિષ્કર્મોના જ સર્વ નિર્દેશ અથવા નામ, આકાર અથવા રૂપ, ગુણ અને કર્મ છે પરંતુ નામ, રૂપ, ગુણ અને કર્મ રહેતાં નથી – રહે છે તો એક અખંડ અવિનાશી જ. નામ અને નામીનો અભેદ જાણ્યાસમજ્યા વિના જે માત્ર નામથી જ ઓળખવાનો પ્રયત્ન કરે છે તે જન્મજન્માન્તરો વિતાવ્યાં છતાં સ્વરૂપને પ્રાપ્ત થયેલો રહેતો નથી.

## ગીત ☐ નિનુ મઝુમદાર

આવનવાં દૂરબીન માંડીને દૂરના દેખાય તારા
કોઈ તો એવો કાચ શોધી દો દેખાય જ્યાં દેખનારા

વહેતી શ્રવણ કાજે શ્રુતિ-સૂર-સરિતા-ધારા
શબ્દ સારા જગમાં ગુંજે, ગુમ છે સાંભળનારા

પવનદોરે પ્રાણ બાંધ્યો છે, દેહની બાંધી કારા
જીવનબેડી તોય તોડીને કોણ કરે પોબારા?

દિન આથો ને રાત ન પૂરી, જાગતા તે ઊંઘનારા
નિત કરે મંથન અધૂરાં કાળના વલોવનારા

નામ પાડીને શોધવા બેઠા નામના ઓળખનારા
એક નિરંજન નહિ જડયો ને ખોઈ દીધા જનમારા
☐

## એ અને હું ☐ સંઘદાસ ☐ હરિવલ્લભ ભાયાણી

પાર્શ્વમાં સજાવી લેખિની ફલક
ને નર્મદાજળે ભરેલ પાત્રમાં
ઘૂંટી ખડીનું ચૂર્ણ શ્વેતવર્ણ
આખી રાત ગોખતો, 'સમાન' ને 'સવર્ણ' –
સમીપ સેજમાં હું
સળવળી રહું – ગોરી ને વિવર્ણ,

☐

## ચક્રનેમિ-ક્રમ ☐ પ્રાકૃત ગાથા ☐ હરિવલ્લભ ભાયાણી

દિનો અયન દક્ષિણે લઘુ, પ્રલંબ જો રાત્રિઓ
નિશા અયન ઉત્તરે લઘુ, પ્રલંબ દિવસો યદિ –
પરંતુ વિરહાયણે લહું નઠોર કો વ્યુત્ક્રમ:
પ્રલંબ નિશ ને પ્રલંબ દિન –
ચક્રનેમિક્રમ!

## હાઇકુ ☐ રાજભારતી

લીલ ઓઢીને
પોઢ્યું તળાવ, જાગ્યું
પંખીની ચાંચે

## એ જ □ વાડીલાલ ડગલી

[શ્રી ઉમાશંકર જોશી માટે]

કવિ કહે: 'જુઓ વૃક્ષોની દીવાલ.'
દીવાલ?
આ ઘેરું વન,
કોરું ગગન,
ક્યાંથી આવે જળહીન ઘુઘવાટ?
આ ગિરિનાર પર શું રેલાયો
મુંબઈના દરિયાનો છલકાટ?

અહીં દેવધારી દીવાલ,
ત્યાં સાગરતરંગ-ફાળ.
એ જ દોડ,
એ જ હોડ;
ત્યાં જળ જોડે,
અહીં વન જોડે.
જે પવનપાત વારિને નચવે
તે જ અહીં પર્ણોમાં છલકે.
વનનો દરિયો;
દરિયાનું વન.

[સિમલા, મે ૧૨, ૧૯૭૦]

## માનો કે— □ હરીન્દ્ર દવે

માનો કે
તમને કોઈ જ મળવાનું નથી.
દશે દિશાઓમાંથી આવતા
અજાણ્યા માનવીઓની આંખોમાં
પરિચયનો તાર શોધવા મથો, એ તો ઠીક,
પણ આકાશમાંથી કદાચ કોઈ ઊતરી આવે
એમ માની
થોડી થોડી વારે ઉપર નજર કરી લેશો.

હવાનો સ્પર્શ થતાં ચોંકી ઊઠશો,
રસ્તા પરનાં પગલાંના અવાજો
નજીક આવતા ને દૂર જતા સાંભળશો
અને જે રસ્તા પરથી કોઈ જ આવવાનું ન હોય
તેના છેક છેડા સુધી આંખ પાથરી રહેશો.
રાતના અંધારામાં વૃક્ષો પગ ફૂટ્યા હોય
એમ પાસે આવતાં દેખાશે;
પાસેથી પસાર થઈ જનારાઓની ઉપેક્ષાને
પગ નહીં, પાંખો ફૂટતી દેખાશે
જે ઊડીને દૂર જાય
કે ચાલીને નજીક આવે
એમાંના કોઈને તમને મળવામાં રસ નથી
એમ તમે જાણી શકો
ત્યારે તમે સત્યની થોડા નજીક પહોંચો છો.
જરા અવાજ થતા તમે ચોંકી ઊઠશો
અને અંગેઅંગ થરથરી ઊઠશે
ત્યારે કોઈ પરિચિત હાથ તમારા ખભા પર આવી
સાંત્વન નહીં આપે —
એથી મોટું સાંત્વન કોઈ નહીં દેખાય.

ક્યારેક બધું જ સુમસામ હોય
ત્યારે એકાએક કોલાહલ સાંભળી
બ્હાવરા બની આમતેમ જોશો
અને નિર્જન રસ્તો, નીરવ વાતાવરણ જોઈ
અકળાઈ ઊઠશો -
હજી પેલો ન શમતો શોર
તમારી રક્તશિરાઓમાંથી આવે છે, તેની જાણ વિના.

અને
તમે આકાશ સામે એકીટશે જોશો,
કદાચ ત્યાંથી કોઈ ઊતરી આવે :
તમને કોઈ જ મળવાનું ન હોય
ત્યારે -



**સમય □ કમલ વોરા**

સમય સૂર્યની ઉષ્મામાં સેવાતું ઈંડું
સમય આપણી ત્વચા પર ઊગી ગયેલું છાંયડા વિનાનું એક વૃક્ષ
સમય દર્પણનો આભાસ
સમય ખિસકોલીનો પગ
સમય આપણી આસપાસ આરડતો પારાનો દરિયો
સમય ત્રિજ્યા વિનાનું વર્તુળ
સમય આકાર વિનાનો અર્થ
સમય વિગત, સાંપ્રત, અનાગતની જોડેલી સાંધિ
સમય કાચિંડાની ત્વચા
સમય one way street
સમય કશુંક ઊગે તે, વૃક્ષો પરથી કશુંક ખરે તે સમય
સમય રણની રેતી પરથી દોડી જતું ઊંટ
(ને ઊંટની ડોકમાં લટકતી ઘૂઘરીઓ તે આપણે)
સમય શબ્દના જન્મ પૂર્વેનું ને શબ્દના મૃત્યુ પછીનું સત્ય
સમય...

[૧૯૭૧નું ભારતીય જ્ઞાનપીઠનું પારિતોષક અગ્રગણ્ય બંગાળી કવિ વિષ્ણુ દે-(જન્મ ૧૯૦૯)ને હમણાં મળ્યું. તેમના એક પ્રતિનિધિ કાવ્ય 'હાવડા બ્રિજ'નો અનુવાદ અહીં આપ્યો છે].

## હાવડા બ્રિજ □ વિષ્ણુ દે □ વાડીલાલ ડગલ

તોય આ જહાજ નથી,
કૂવાથંભ, ડોલકાઠી, પોલાદ ને કૉન્ક્રિટ છે.
આ માત્ર પુલ છે, આ ચૂલો નથી, આ ઘર નથી,
જીવનનું કેન્દ્ર નથી,
જલને સ્પર્શતો નથી, માત્ર હવામાં ઝૂલે છે,
આ પારથી પેલે પાર, લોકો આવનજાવન કરે,
એક માટીમાંથી બીજી માટીમહીં.

નીચે જલનો પ્રવાહ ઊભરાય ને ઓસરે
જાણે પ્રપાત, કાલપ્રવાહ,
નદીમુખ ભણી જાય, એક કાંપવાળી ભૂમિ થકી બીજી કાંપવાળી ભૂમિ ભણી;
ને ઉપર-ઉપર કેવળ પુલ
આ પારથી પેલે પાર રાતદિન કરે
અવિરામ આવજાવ.
જીવનનો આ પ્રવાહ
જાય કયા નદીમુખ પ્રતિ, કયા દ્વીપ પ્રતિ?
દેશ-વિદેશનો આ પ્રવાહ
દિને દિને, સપ્તાહે સપ્તાહે, વિધિવિધ ઉત્સવનો,
જીવનનો, મરણનો ? મને લાગે મરણનો, જીવનનો;
નોકરિયાતોનો, બેકારોનો, શરણાર્થીનો ને ક્ષુધાર્તોનો.
ભદ્રિકોનો, ક્વચિત્ અમીરોનો ને ઉમરાવોનો,
સર્વદા હવામાં કોણ જાય ?
જનસ્રોત વહે, કામે કે વગર કામે, ઘરભણી,
સવારે આશામાં, મધ્યાહ્‌ને શોકમાં, સાંજે વ્યર્થતામાં.

તો ય આ જહાજ નથી,
જલતરંગોની વણજાર નથી.
બહિષ્કૃત
આ માત્ર પુલ છે– આ પારથી પેલે પાર, જલની ઉપર.
એક શહેરથી બીજે શહેર, ને એક ગામમાંથી બીજે ગામ જાય,
ગામની શોધમાં, ને શહેરની શોધમાં દિનપ્રતિદિન,
પશ્ચિમની ભણી, બંગભૂમિ ભણી.



## બે કાવ્યો □ વિષ્ણુ દે □ ભોળાભાઈ પટેલ

[બંગાળી કવિતા]

### ૧. અંધારામાં હવે

અંધારામાં હવે રાખીશ નહિ ભય
મારા હાથથી ઢાંકી દે તારું મુખ
મારી બે આંખમાં આપી દે તારાં દુઃખસુખ
બન્ને હાથે ધરી લે તારો વિજય
મારા તાલમાં ગૂંથી લે તારો લય.

અસહ્ય અજવાળું આજ, ઘૃણાથી દગ્ધ
દુર્દિન દિવસમાં નથી કોઈ રુચિ
અંધકાર જ એક માત્ર છે શુચિ
પ્રેમની નોબત ઘૃણાથી છે સ્તબ્ધ
મારા હાથથી ઢાંકી દે તારું મુખ.



### ૨. અભીપ્સા

આ આકાશને ભૂંસી નાખ આજ
અંધારાથી રાત્રિને લીંપી દે
ચાંદનીને ડુબાડી દે અનિદ્રાની ઘન કાલિમામાં.
બન્ને આંખ બંધ કરી દે, પવનનો વ્યૂહ ભેદીને
રાત્રિના ઘૂમટામાં ઘેરાયેલા સાગરના પદરવને

ઢાંકી આવ દ્રુતપદે
મારો નિશ્વાસ રુદ્ધ કરીને
શબ્દહીન ચરણસંચારથી.
સ્થિર નિ:શબ્દ અંધકારમાં
અનિદ્રાના શિખર પર
થાઓ નિરાલંબ આપણું
મોઢામોઢ દર્શન.
પૃથ્વીને ચૂર્ણવિચૂર્ણ કરી
આકાશમાં વેરી દઈ
આવ અંધકારમાં
–મારા હૃદયમાં.



**જન્મદિવસે □ શશિશિવમ**

સૂર્યનાં પ્હેલવ્હેલાં મૃદુ કિરણ,
બે પોયણાં ઊઘડયાં.
જલ વિશે રૂપરોમાંચ !
વાયુની મંદ લહરી વિશે
માટીનો શ્વાસ ફોરી ઊઠયો
ને ઉરે કોક, અંધાર મ્હેંકી ઊઠયો.
ગગનનો સ્પંદ રમતો દીઠો આંગણે,
રુદનમાં સખત સ્વર ફરફરે બારણે.

તે પછી કેટલાં કિરણ ઢોળાઈ ગયાં !
કેટલી લહરીઓ કોરી કોરી વહી !
જલ કંઈ કેટલાં સાવ રોમાંચહીણાં વહ્યાં !
પોયણે મ્લાન ડૂબી ગયાં સૂર્યનાં વૃદ્ધ કિરણો,
ગંધદુર્ગંધના ઉકરડા શા ઘૂમે વાયુવંટોળ,
ગાઢ અંધારના તોરણે લટકતી લાશ ખુશબૂ તણી,
ગગનનાં સ્પંદનાં ક્રન્દનો તરફડે આંગણે,
મધુર સ્વર બડબડે બોબડે બોળડે બારણે.

**સરનામું □ અરવિંદ મુનશી**

ડાળી પર ખીલ્યું એક ફૂલ :
ફૂલની આંખોમાં ખીલ્યું આકાશ;
આકાશની આંખોમાં પંખીની પ્યાસ!

ડાળી પર ખીલ્યું એક પંખી :
પંખીની પાંખોમાં ખૂલ્યું આકાશ;
આંખોમાં ટહુક્યા કરે છે ઉજાસ !

ડાળી પર ખીલ્યો છે દરિયો :
ઝાડનાં મૂળિયાંમાં ઝૂલે છે વ્યોમ;
મોજાંમાં ચાંદનીની મહેકે સુવાસ !

ડાળી પર ખીલ્યું છે ઝાડ :
પાંદડાંમાં તડકાનું તરતું તળાવ;
તળાવને કાંઠે છે મારો આવાસ !



**પાંગરે અનંગ □ મંગલાર્જુન**

□ હરિવલ્લભ ભાયાણી

સદ્યસ્નાત
ચંદને રસેલ ભીનાં ગાત્ર
અને
વક્ષ યે વિપુલ
ધર્યાં અધખીલ્યાં મલ્લિકામુકુલ –
એવી મૃગનયનીઓ
જવ દેતી પરિષ્વંગ,
તવ
ગ્રીષ્મઝાળે બાળ્યોજાળ્યો
હળુહળુ વળી પાછો
પાંગરે અનંગ.

પૅનોરમા પૉઇન્ટ ☐ વસન્ત દેવ ☐ રમેશ જાની
[હિંદી કવિતા]

ફૂલોની પર શિર ટેકવીને પડેલી
પહાડીઓને શમણાંની ઝંખના ...!

નિસાસાની બખોલમાં તરે છે જાંબુડિયા તળાવડી
ઝૂલી રહી છે સૂરજની દીપ્તિ (એક શ્વેતોદર નાગ
રહી રહીને ઝૂમી રહ્યો છે.)
ઘૂમી રહ્યું છે દિગ્વિજયી પવનનું પીળચટું પંખી
પોતાની જ છટામાં;
-ને હાંફતું હાંફતું એ ખોળી રહ્યું છે કશોક આધાર;
ખીણ એને એક શ્વાસમાં
સમાવી દે છે પોતાનામાં!

થડકતા
સૂઝી ગયેલા
લાલ-લીલા પગના બોજની ગઠરીને
ખાંધ પર વહેતો હું પહોંચ્યો શિખર પર!
ત્યાં હું હસીશ હાથ ફેલાવીને,
નિહાળીશ પદ-દંશથી ઉઝરડાયેલાં પરાજિત પાતાળ
—એ હજી યે માગશે શરણાગતિ!

પણ, શિખરની આટલી ઊંચાઈએથી
તાકી તાકીને જોતાં પણ
દેખાતી નથી મારી છાયા!

......ત્યાં ફૂલોની પર શિર ટેકવીને પડેલી
પહાડીઓને છે શમણાંની ઝંખના!

## એક જાનપદ યુવતીએ નહીં લખેલો પત્ર □ હસમુખ કે. રાવલ

અંધારાની ચાદરમાં માંડ આંખ મીંચાય
ત્યાં તો મૂઈ આ વીજળી
અડપલાં શરૂ કરે
ને પછી પડખાં પર
રાત ઘસ્યા કરવાની અમારે,
ડૂસકાં લેતા ઢોલિયાને મા જોઈ ન જાય
એ બીકમાં દબાયા કરવાનું અમારે
ને વરસતા વરસાદથી કોરાં રહી
વરસ્યા કરવાનું જ અમારે.
હોય ... બીચારી વીજળી છે.

એક દિવસ મા વૈદકાકાને ત્યાંથી
નિંદરુંની પડીકીઓ લાવેલી
પણ મેં મૂઈએ મધમાં નહીં
બીજા કશાકમાં ફીણીને ચાટી
ત્યારથી આ સૂરજ
આથમતો જ નથી.
હોય ... બિચારો સૂરજ છે.

સવારે બહાર કાગડો કા .. કા .. કરે છે
ને રસોડાની લોઢીમાં
મારા રોટલા દાઝ્યા કરે છે ..
મા – ધૂણીવાળા મહારાજના – દોરામાં
મને રોજ બાંધે છે
તો ય રોટલા તો દાઝ્યા જ કરે છે
હોય ... બિચારો કાગડો તો છે.

બપોરે ખાલી ખાલી ય મને
ટપાલીનો સંચાર જોવાનું મન થાય
ત્યારે મા મોટા મહાદેવમાં
'શિવપુરાણ' સાંભળવા ઘસડી જાય છે
પણ કોણ જાણે કેમ
મારા કાનમાં તો
'નાગર નંદજીના લાલ ..?' વાળો રાસ જ
પડઘાયા કરે છે.

એક વાત કહું?
શીતળા સાતમે રૂપેણના ઘાટે
ન્હાવા ગયેલી.
('કેમ, તમે જ તો વળી કે'તા'તા
કે મારું ગામ તો ગોકુળ છે.)
પણ ન્હાઈને બહાર આવી જોઉં તો ..
જોઉં તો કપડાં તો એમનાં એમ!
હેમખેમ.

હાય! ધોધમાર વરસાદ વરસે છે
મને લાગે છે કે ઉનાળામાં
લગન સમયે પીળી માટીથી
રંગેલી મારા ઘરની ભીંતો
આમ ને આમ ધોવાઈ જશે...
પણ, એમાં તમારે શું?
એ તો ઠીક છે
ભાઈના ઘોડિયામાં
નિશાળ ડૂબી ગઈ
નહીંતર, આજ તો
એવું લખતને, એવું લખતને .. ..

દાદીમાને વાર્તા □ અરવિંદ ભટ્ટ

માડી, મેં તો જબર જંગલમાંથી
મેના-પોપટ પકડી પાળ્યાં
એક મોટા પિંજરે.
માડી, મારો પોપટ ઉદાસ
માડી, મારી મેના યે ઉદાસ.
પછી છે ને ...
પછી એને
એમાં એક બચ્ચું થયું.
આ બચ્ચું પોપટ થયું.

માડી,
આ લીલેરો પોપટ તો લીલોતરી ન ભાળે,
આ પોપટને સાચૂકલો ટૌકો ન આવડે,
આ પોપટને માગા જેવું ભાન નહીં,
આ પોપટની પાંખો વિષે આભ નહીં,
તો ય હું આ પોપટની વાત કહું—
પોપટ લોઢાની ડાળ,
પોપટ ઝૂલ્યા કરે.
પોપટ લીલી કેરી ખાય,
પોપટ પીળી કેરી ખાય,
પોપટ ભૂખ્યો નહીં,
પોપટ તરસ્યો નહીં,
પોપટ ટૌકા કરે,
પોપટ મઝા કરે.

માડી,
આ પોપટ આમ કેમ કરે?
એના માવતર એની સામે
સૂનમૂન તાકે,
તોય માડી આ પોપટ આમ કેમ કરે?

પછી વરસ ગયાં,
એક દિવસ ક્યા
મને લજવવા લાગી,
મને પજવવા લાગી,
ને મેં ખોલી નાખ્યું પિંજરનું દ્વાર.

માડી,
માવતર પાંખોમાંથી પિંજરને પરખોડી
ઊડી ગયાં ફ...ર...ર...ર...ર...
પણ પૂતરની પાંખોમાંથી
પિંજર વછૂટે નહીં,
વાગ્યું ઘરનું આકાશ,
વાગ્યું બા'રનું આકાશ,
બે'ક ચકરાવા મારીને
એ ઝટપટ પિંજરામાં પેસી ગયો—
હાશ! કહી બેસી ગયો.

□

ગઝલ □ કમલ વોરા

સમયની મુઠ્ઠીમાં બધાં કારણ હોય છે
કે હાથની રેખામાં ફક્ત રણ હોય છે

શક્યતાનો બરફ ક્ષણમાં ઓગળી ગયો,
કોઈકના સ્પર્શમાં સૂર્ય પણ હોય છે

મધરાતે અનેક સૂર્ય ઝળહળી ઊઠે,
એક નામમાં કેટલાં દર્પણ હોય છે!

આંખમાં ખૂંપી ગયાં સ્મરણનાં ટેરવાં,
દૃષ્ટિ આગળ અતીતની જ ક્ષણ હોય છે

ક્ષિતિજ સુધી સૂર્યને હું પહોંચવા ન દઉં,
કે સાંજ પાસે વેદનાનું ધણ હોય છે.

અજંપાની ચીસ □ બોગ્દાન ઝાયકોવસ્કી □ દિનેશ દલાલ

[પૉલિશ કવિતા]

મારો જન્મ ત્યાં,
એ સ્થળની પસંદગી મારી નહિ.
કાશ! ઘાસની ગોદે જન્મ્યો હોત!
ફક્ત રણ જ મારો સ્વીકાર કરતે નહિ.
અથવા લહેરિયાળા પવનમાં કદાચ હું જન્મી શક્યો હોત
જ્યાં હવામાં પ્રાણ ધબકતો હોય છે.
પણ મારો જન્મ તો ત્યાં.
શિશુવયથી જ મને સાંકળથી બાંધી દીધેલો
અને એવો જ મને આ સંસારમાં છોડી મૂકેલો.
હું અહીંયાં, મારો જન્મ ત્યાં.
અરે છેવટે સાગરને ખોળે તો જન્મ મળતે.
અલ્યા, ચુંબકીય લોખંડ
તું મને ધ્રુવદિશા તરફ જ હમેશ દોરે રાખે છે,
તારો કેટકેટલો ભાર, તારા વિના હું એવો હળવો ફૂલ
કે મને મારા વજનની પણ ખબર પડતી નથી.
અને તેથી જ તો આ સાંકળનો ભાર ખમી શકું છું
ને સિંહ એની કેશવાળી ઉછાળે તેમ ઉછાળું છું.
સામે પારથી લોકો બૂમ પાડે છે:
પાછો વળ.
તેઓ મને કહે છે: જંતુ, જંતુ, જંતુ!
જાર ને બાજરી નાખેલા ફોગટ ગયાં.
લપાઈ ગયેલ કુત્તો!
હું કવિ છું (દરેકને કંઈક નામ તો હોવું જોઈએ ને)!
ભાષા મારી સાંકળ.
શબ્દો મારો ગળપટ્ટો.
મારો જન્મ ત્યાં.
કાશ! ઘાસની ગોદે જન્મ્યો હોત!

## લુપ્ત વ્યોમરેખા □ ભગવતીકુમાર શર્મા

સૂરજના ગુલમહોરની લીલી ડાળખીનું
રાતુંચોળ ઝૂમખું
પહેલાં
નાનકડી બારીમાંથી
બેબી જેવા ટચૂકડા હાથ લંબાવી
મારાં બિડાયેલાં પોપચાં
હળવેકથી દબાવી જતું હતું;
હવે છઠ્ઠા માળની બારીઓના
ધુમ્મસિયા કાચમાં પ્રતિબિમ્બાઈને
સાતેસાત ઘોડાઓ રોજ છૂંદાઈ મરે છે!
(ઓહ, આ ટ્રાફિક જામ!)

ગણી શકાય એટલા તારાઓ
અધખુલ્લાં વાતાયનની તિરાડમાંથી પ્રવેશી
મારા બેડરૂમમાં ઝગતા
ભૂરા નાઈટલૅમ્પની સ્વીચને
રોજ ઑફ કરી જતા હતા
તે હવે
એરિયલના ઊંચા વાંસના ચોકઠા પર
ક્રાઈસ્ટની જેમ
ઊંધે મોઢે લટકી પડ્યા હોવા જોઈએ
કેમ કે રેડિયોમાં ડિસ્ટર્બન્સ છે.

બંધ બારીને સહસ્ર હાથો વડે
ઉઘાડી નાખતો હતો તે પવન
હવે સિમેન્ટ-કૉંક્રિટની જેલની
ખરબચડી દીવાલો સાથે
જનમટીપના કેદીની જેમ
માથાં અફાળે છે વ્યર્થ!

સાંભળ્યું છે, કે
આ ઊંચી ધોળી ગૅસપાઈપોમાંથી
વછૂટતી દુર્ગંધ
મારી લોપાયેલી સ્કાયલાઈનને
શોધવા ભટકી રહી છે
પડછાયાઓના ખાલીપામાં.
(ઍર પૉલ્યુશનનો કિસ્સો, નહિ?)



## ઈશ્વર □ મહેશ શાહ

તમે કોઈ દિવસ આકાશની છાતી
પર કાન મૂકી એના
ધબકારનો અનુભવ કર્યો છે?
કોઈ ગિરિવૃક્ષના વક્ષ ઉપર
મીંચેલી આંખે માથું મૂકી
શ્વાસ લઈ જોયો છે?
ગિરિમંદિરના અંતિમ કળશ પર
દૃષ્ટિની ધજા ચડાવી છે?
—કે ઈશ્વરના અસ્તિત્વની ઊલટભેર
ચર્ચા કરવા જતાં હાર ખાધી છે?

જો એમ જ હોય તો બસ,
... ... ઢોલ પીટશો નહીં—
એના આકાર-અસ્તિત્વનો ઢોલ
પીટશો નહીં,
એને એ વાત છાની રાખવી છે!

## ચાલો ત્યારે □ વિપિન પરીખ

"આ જીવન પણ જીવવા જેવું છે.
વ્હેલી સવારે સૂરજના સ્પર્શે
ઝાકળના બિંદુને લજાતાં જોયું છે?
એક કળી કેટલી સલુકાઈથી
પોતાની હયાતિને વિશ્વની હથેલી ઉપર મૂકે છે?
શિશુના રમતના એકાંતમાં
આનંદનો સાગર ઘુઘવાતો સાંભળ્યો છે?
કેટલું સુંદર છે
પ્રાણનું અહીં ધબકવું માત્ર!
ચાલો ત્યારે ......"

ચાલો ત્યારે
કૉન્સેન્ટ્રેશન કૅમ્પની સ્મૃતિને મગજમાંથી ઊખેડી દઈએ
અને ત્યાં લગ્નમંડપની શહનાઈના સૂરને રોપીએ અને ઉછેરિયે
અને
બાળકેની હૉસ્પિટલમાં જવાની લોકોને મનાઈ કરીએ.
બાંગ્લાદેશની ખરડાયેલી ફરશને
ઘસી ઘસી સ્ફટિક જેવી ઊજળી કરી દઈએ.
અને
યમના પેટમાં ખંજર હુલાવી
એની લાશને એવી જગ્યાએ દાટી દઈએ
કે
એ કયારેય પાછો
ઊભો થઈ જ ન શકે!
ચાલો ત્યારે –
થોડીક વાર હસી લઈએ.

## સાહિત્યરસિક યુવાન અમલદારની સ્વગતોક્તિ □ ભાનુપ્રસાદ પંડ્યા

સામેની ખુરશી પર
બેઠેલા મિત્રની સામે
આંખ મીચકારતાં મીચકારતાં
પ્રેયસી સાથે ટેલિફોન પર
ખાનગી વાતો કરું છું...
અને એ જ વખતે
મીનીસ્કર્ટ પહેરીને
પ્લેટફોર્મ પર મ્હાલતા જતા
પુષ્પધન્વાને બારીમાંથી નિહાળી રહું છું......
સહીના બેત્રણ ન્હોર મારીને
કારકુનના સુખપંખીને
પીંખવાનીય એક મઝા છે, હોં!

સાંજે......
પાંખોનો ફફડાટ
ઓળખાય નહિ એ રીતે જ્યારે
મારા ડાયનિંગ ટેબલ પરની ડીશમાં
ગોઠવાઈ ગયો હોય, ત્યારે
મિત્રો સાથે
કવિવરના 'બલાકા'ની
કાવ્યગોષ્ઠિ માંડવાનોય
અનોખો આનંદ છે......



## કાલાનુક્રમ □ બ્રાન્કો મિલકોવિક □ બર્નાડ જૉન્સન

[યુગોસ્લાવ કાવ્ય]

પહેલે દહાડે પંખીઓ મરી ગયાં અને તેમના માળાઓ
દર અને ઘર બન્યા સાપ અને પવનો માટે
બીજે દહાડે માછલીઓએ પાણી છોડી દીધું, પાણી ખાલી ખાલી વહેવા લાગ્યું
ત્રીજે દહાડે જંગલ ગામમાં આવ્યું અને ગામ ક્યાંય ન રહ્યું
ચોથે દહાડે તેમણે ખોપરીઓનો મિનારો ચણ્યો અને દાંતની ચક્કી કરી
પાંચમે દહાડે માથા વિનાની લાશોને જંગલે એકઠી કરી
છઠ્ઠે દહાડે નાનકડો અગ્નિ પ્રેમાળ સૂર્ય જેવો લાગ્યો
સાતમે દહાડે દેવતાઓએ ગાવાનું શરૂ ન્હોતું કર્યું
સોમવારે આઠમે દહાડે રાખમાંથી પ્રગટેલા પંખીનો
પહેલી વાર કંઠ છલકાયો અને દીવાલે બોલવું શરૂ કર્યું.

## કાચનું દ્વાર □ રૉબર્ટ વૉટ્સ □ અનુ.: સુમન શાહ

ખુલ્લા માનેલા કાચ-દ્વારમાંથી નીકળી ગયો ત્યારે
શું હું જીવન અને મૃત્યુ વચ્ચેના અદશ્ય કાચમાંથી
સરકી રહ્યો'તો ?

થીજેલા હિમરેલાઓ કે છરાઓની જેવો
પડ્યો કાચ મારી ઉપર,
વસ્ત્રો મારાં બની ગયાં લાલ ને પછી
મારી આંખો.

નર્સે સમાર્યો પછી
ચહેરો મારો સર્જને સીવ્યો
સોય અને દોરાથી
જાણે હું ફાટેલો કોઈ કોટ ન હોઉં !

'મહિનોમાસ પછી ઘોડી પર ને પછી લાકડીની મદદથી
તમે હતા તેવા જ થઈ જશો'
પરન્તુ નથી હું હતો તેવો.

માની જ લીધું હોત મેં કે
અમારું સરકતું કાચ-દ્વાર ખુલ્લું હતું,
કશું નહોતું અંદર ને બહારની વચ્ચે.
દિવસના પ્રકાશમાં
હાથ ફેલાવીને અન્ધકારમાં ભમતા માનવીની જેમ
ચાલું છું હું
અન્ધકાર ધારે છે શું તે અનુભવવા,
પડતી દીવાલોથી પરખાવા,

કેમકે અદશ્ય પરદો રચે છે,
આપણે જોઈએ છીએ અને
વરસાદી રાતોમાં વિન્ડશિલ્ડની પેલે પાર
કે સિન્કમાં ગ્લાસ ધોતા તાકતા
રસોડા-બારીની બહાર
આપણે જોઈએ છીએ એમ
માનીએ છીએ, તેની વચમાં.
દૂરબીનો નકામાં છે.
નથી જોઈ શકતા આપણે જે બધું
તે અહીં છે.

## બસ-સ્ટૉપ પર મારાં કાવ્ય વાંચતાં □ પ્રબોધ જોષી

અહીં—
સ્લિપરને ભૂલી બસ પકડવા દોડતા
કોઈ શિશુની આંખોમાં થનગનતું
મારું પરોઢ મને મળે.

કોઈ ભીની સાંજે
છૂટેલી કૉલેજના પગથિયે
'અર્થશાસ્ત્ર'નું થોથું લઈને જતાં
તમે—
મને મારી એકાદી કાવ્યપંક્તિ સંભળાવવાનું
સુખ મળી જાય.

રિસેપ્શન - હૉલનું પગથિયું ચડતાં
થાકી ગયેલો કોઈ વિચાર,
'ઝૂ'માં સાંભળેલું ખડખડાટ હાસ્ય......
અને કલાકો સુધી અહીં બેસીને આપણે
ગુમાવેલી
મારી બસ મળી જાય ... ... ...



## મૃગજળ □ વસંત ડહાકે

[મરાઠી કવિતા]

બધા કાગડા ક્યાં ગયા. પહેલાં ખૂબ હતા. કાળામસ.
સામેના ખેતરમાં પચાસ બગલાં હતાં, તે પણ ક્યાં ગયાં.
દૂર ટેલિફોનના તાર પર ચકલી જેવાં કેટલાંક પક્ષી
એકાકી. તેમનો કિલકિલાટ બપોરના સૂનકારને ઘેરો કરવા માટે.
સ્તબ્ધ. સ્તબ્ધ. દૂર વૃક્ષોની હાર. વેળુનાં વન.
સૂનાં સૂનાં પીળાં પીળાં તાપણાંઓ.
ખ્રિસ્તી સ્મશાનના કંપાઉંડની ભીંત. એકાદું કાળું પક્ષી.
એકલું એકલું.
સામેના ચકચકિત પાટા પરથી ફુત્કારતું જતું ઍન્જિન.
સરસરતી ડબ્બાની હાર. વિલક્ષણ લોખંડી સંગીત
બપોરને દળનારું.
અવાજ ઓસરતો જાય છે. ઘેરો થયેલો સૂનકાર,
દૂર દૂર તડકાની ઝળહળ. મૃગજળ.

તમે આ મંદિરે ઝળહળ થતાં જ્યોતિ-કુસુમ!
વર્ષ ૫ : અંક ૬ : ઑગસ્ટ, ૧૯૭૨
સળંગ અંક : ૩૦
મુખપૃષ્ઠ :
સજાવટ : દિનેશ દલાલ



# કવિતા

દ્વૈમાસિક

જેક્સ પ્રિવર્ટ
સુરેશ દલાલ
હરીન્દ્ર દવે
મંગેશ પાડગાંવકર
હરિવલ્લભ ભાયાણી
જયંત પાઠક
અરવિંદ મુનશી
મનસુખલાલ ઝવેરી
રમેશ પારેખ
પ્રિયકાન્ત મણિયાર
વિપિન પરીખ
રમેશ જાની
જગદીશ જોષી
ઉશનસ્
પ્રીતિશ નાન્દી
ચન્દ્રકાન્ત બક્ષી
કાલિદાસ
નટવર જોશી
નિનુ મઝુમદાર
સંઘદાસ
રાજભારતી
વાડીલાલ ડગલી
કમલ વોરા
વિષ્ણુ દે
ભોળાભાઈ પટેલ
શશીશિવમ્
મંગલાર્જુન
વસંત દેવ
હસમુખ રાવળ
અરવિંદ ભટ્ટ
બોગ્દાન ઝાયકોવસ્કી
દિનેશ દલાલ
ભગવતીકુમાર શર્મા
મહેશ શાહ
ભાનુપ્રસાદ પંડ્યા
બ્રાન્કો મિલકોવિક
બર્નાડ જૉન્સન
રૉબર્ટ વૉટ્સ
સુમન શાહ
પ્રબોધ જોષી
વસંત ઠાકર
શ્રી અરવિંદ
નિરંજન ભગત




સૂચનાઓ : વરસમાં છ અંકો. દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

લવાજમ : દેશમાં રૂપિયા છ, પરદેશમાં નવ, ત્રૈવાર્ષિક ૧૬, છૂટક નકલનો રૂપિયો એક.
પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧.

## IN THE SILENCE OF THE MIDNIGHT

*(A Fragment)*

In the silence of midnight, in the light of dawn or noontide
I have heard the flutings of the Infinite, I have seen the sun-wings of the seraphs.
On the boundless solitude of the mountains, on the shoreless roll of ocean
Something is felt of God's vastness, floating touches of the Absolute;
Momentary and immeasurable *smiled* the sense nature free from its limits,—
A brief glimpse, a hint, it passes but the soul grows deeper, wider:
God has set his mark upon the creature.

In the flash or flutter of flight of bird and insect, in the passion of winged cry on the treetops;
In the golden feathers of the eagle, in the maned and tawny glory of the lion,
In the voiceless hierophants of Nature with their hieratic script of colour,
Orchid, tulip and narcissus, rose and nenuphar and lotus,
Something of eternal beauty seizes on the soul and nerves and heartstrings ...

Sri Aurobindo

